"ગુજરાતી"ની ૬૬ મી ભેટ સને ૧૯૪૯

# રંગીલો રાજવી-

## કડીના મલ્હારરાવ

લેખક

હરિશંકર દુર્ગાશંકર દવે

"વાલમનો વીર રત્નસિંહ"; 'રાજબા'ના કર્તા

પ્રકાશકો

"ગુજરાતી" પ્રેસના માલિકો

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ ૧

સંવત ૨૦૦૫] [સને ૧૯૪૯

કિંમત રૂ ૪-૦-૦ પાકું પુંઠું રૂ. ૪-૧૨-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પત્રની ઓફીસ

સાસુન બિલ્ડીંગ, રીઝર્વ બેંકની પાછળ, બજારગેટ સ્ટ્રીટને નાકે,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ–મુંબઈ ૧

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી
૨૭૦૮૯

એન. એમ. ત્રિપાઠીની કું. લી., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ

(આ પુસ્તક છાપવા–છપાવવાના સર્વ હક્કો પ્રકાશકોને સ્વાધીન છે)

મુદ્રક અને પ્રકાશક:-નટવરલાલ ઇચ્છારામ દેસાઈ બી. એ.
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ, રીઝર્વ બેંકની પાછળ, બજારગેટ સ્ટ્રીટને નાકે,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ–મુંબઈ ૧

# 'ગુજરાતી' એ આપેલી ઐતિહાસિક વાર્તાની ૬૫ ભેટો

| | નામ | સન | કિંમત |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ના. દે.... ... | (૧૮૮૧) | નથી |
| બ. | ગૃહધર્મ ના. દે. .... ... ... | (૧૮૮૬) | નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર ઇ.સુ.દેસાઇ | (૧૮૮૬) | નથી |
| | દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ ર. અ. મહેતા | | ૧- ૦ |
| ૨ | હિન્દ-બ્રિટાનિયા(રાજભક્તિવિડંબણ-ભાષ્ય સહિત) ઇ.સુ.દે. | (૧૮૮૭) | ૨- ૦ |
| ૩ | બંગાળોવિંદસિંહ-વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ ના.દે. | (૧૮૮૮) | ૨- ૦ |
| ૪ | મહારાણી વિકટોરીયાનું જીવનચરિત ઇ. સુ. દેસાઈ | (૧૮૮૮) | ૨- ૦ |
| ૫ | સવિતા સુંદરી અથવા બરડા વરનો કન્જેતો ઇ. સુ. દેસાઇ | (૧૮૮૯) | ૦- ૮ |
| ૬ | ટીપુ સુલ્તાન-શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમભાગ) ઇ. સુ. દે. | (૧૮૯૦) | નથી |
| ૭ | દિલ્હીપર હલ્લો-ભારતખંડના પરવશપણાનો પ્રારંભ ઇ.સુ.દે. | (૧૮૯૫) | ૧- ૦ |
| ૮ | અઢારમી સદીનું હિન્દુસ્તાન Epoch પેસ્તનજી જ. સહુ | (૧૮૯૬) | ૨- ૦ |
| ૯ | ઔરંગઝેબ અને રાજપૂતો વા મો.શા.પડતીનો પ્રા. ક.મો.ઝ. | (૧૮૯૭) | નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી-પેસ્તનજી જમશેદજી સહુ | (૧૮૯૮) | ૨- ૦ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી-પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ પ્રા.હ. | (૧૮૯૯) | ૨- ૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ-નાના ફડનવીસ વકીલ દેસાઇ ધી. ન. વ. | (૧૯૦૦) | નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન પ્રા. હ. શાસ્ત્રી | (૧૯૦૧) | નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય પ્રા. હ. શાસ્ત્રી | (૧૯૦૨) | નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ ધી. ન. દેસાઇ | (૧૯૦૩) | નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ ના. દે. | (૧૯૦૪) | નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ છ. ના. મેશ્રી | (૧૯૦૪) | નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર ના. વિ. ઠક્કર | (૧૯૦૫) | નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન પુ. વિ. મા. | (૧૯૦૬) | ૧- ૦ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય ના. વિ. ઠ. | (૧૯૦૬) | ૧- ૦ |
| ૨૧ | નંદનવનનો નાશ વા આ તે રામની અયોધ્યા! છ.ના.મેશ્રી | (૧૯૦૭) | ૩- ૦ |
| ૨૨ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ-લાલજી વેરાગજી ઇ. ઈ. મ. | (૧૯૦૮) | નથી |
| ૨૩ | ઔરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ! મો.મ.દે. | (૧૯૦૯) | ૨- ૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ના. વિ. ઠક્કુર | (૧૯૧૦) | નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ ના. વિ. ઠ. | (૧૯૧૧) | ૨- ૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી: ૪૦ ચિત્રો સાથે-મણિલાલ ઇ. દેસાઇ | (૧૯૧૧) | ૨- ૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા-મણિલાલ ઇચ્છારામ દેસાઈ | (૧૯૧૧) | નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ના. વિ. ઠક્કુર | (૧૯૧૨) | ૨- ૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ના. વિ. ઠક્કુર | (૧૯૧૩) | |
| ૩૦ | હમીરહઠ અથવા રણથંભોરનો ઘેરો ના. વિ. ઠક્કુર | (૧૯૧૪) | નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા-રમણિકલાલ અ. મહેતા | (૧૯૧૫) | ૨- ૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા-કનૈયાલાલ માણેકલાલ મુનશી | (૧૯૧૬) | ૪- ૦ |
| ૩૩ | ચાણક્યનંદિની અથવા ચન્દ્ર અને સુંદરી ના. વિ. ઠ. | (૧૯૧૭) | નથી |

| | | | |
|---|---|---|---|
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ના. વિ. ઠક્કુર | (૧૯૧૮) | ૨-૦ |
| ૩૫ | રૌનક મહેલની રાજખટપટ—રમણિકલાલ અ. મહેતા | (૧૯૧૯) | ૨-૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ના. વિ. ઠક્કુર | (૧૯૨૦) | ૨-૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ના. વિ. ઠ. | (૧૯૨૧) | ૨-૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર ના. વિ. ઠ. | (૧૯૨૨) | ૨-૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર ના. વિ. ઠક્કુર | (૧૯૨૩) | ૨-૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા ના. વિ. ઠ. | (૧૯૨૪) | ૪-૮ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય ના. વિ. ઠ. | (૧૯૨૫) | ૩-૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ ના. વિ. ઠ. | (૧૯૨૬) | ૨-૦ |
| ૪૩ | મુરીદે સુલતાન—મલબારનો મોપલા અત્યાચાર ના. વિ. ઠ. | (૧૯૨૭) | ૨-૦ |
| * ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન ના. વિ. ઠ. | (૧૯૨૮) | ૩-૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને જાનેસર ના. વિ. ઠક્કુર | (૧૯૨૯) | ૩-૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ ના. વિ. ઠ. | (૧૯૩૦) | ૨-૦ |
| ૪૭ | અમરેશ્વરી કટારી—છગનલાલ અમથારામ બ્રહ્મભટ | (૧૯૩૧) | ૨-૦ (૪૭–૪૮) |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીની હયેલી છ. અ. | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર જે. હ. મે. | (૧૯૩૨) | ૩-૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા—માધવલાલ ત્રિભુવન રાવળ | (૧૯૩૩) | ૩-૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર ન. વ. દ્વિ. | (૧૯૩૪) | ૩-૦ |
| ૫૨ | મહારાજાધિરાજ મા. ત્રિ. રાવળ | (૧૯૩૫) | ૩-૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક ને ઇસ્લામી સત્તાનો ઉદય ન. વ. દ્વિ. | ૧૯૩૬ | ૩-૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત—નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી | (૧૯૩૭) | ૩-૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી જેઠાલાલ હરજીવન મહેતા | (૧૯૩૮) | ૩-૦ |
| ૫૬ | જળસમાધિ ગુણવંતરાય આચાર્ય | (૧૯૩૯) | |
| ૫૭ | ડગમગતી શહેનશાહત અમૃતલાલ રતનજી ત્રિવેદી | (૧૯૪૦) | ૩-૦ |
| ૫૮ | સોલંકીનો સૂર્યાસ્ત જેઠાલાલ ના. ત્રિવેદી | (૧૯૪૧) | ૩-૦ |
| ૫૯ | પિતૃહત્યા ઉછરંગરાય કે. ઓઝા. | (૧૯૪૨) | ૩-૦ |
| ૬૦ | જીત કોની? ચંદુલાલ એમ. શાહ | (૧૯૪૩) | ૩-૦ |
| ૬૧ | ઘરની આગ ર. અ. મેહતા | (૧૯૪૪) | ૩-૦ |
| ૬૨ | પચ્ચીસો વર્ષપૂર્વેનું હિંદુસ્થાન—નારાયણ વિ. ઠક્કર અથવા | (૧૯૪૫) | ૩-૦ |
| ૬૨ | લીલા અને આનંદાનો મેળા—જ. વૈ. વૈ. | (૧૯૪૫) | ૩-૦ |
| ૬૩ | મહારાણા પ્રતાપી પ્રતાપ—છગનલાલ અ. બ્રહ્મભટ | (૧૯૪૬) | ૩-૦ |
| ૬૪ | વાલમનો વીર રત્નસિંહ—નાગરોની હિંમત હ. દુ. દવે | (૧૯૪૭) | ૩-૦ |
| ૬૫ | રાજબા અને નિધિના ખેલ | (૧૯૪૮) | ૪-૦ |
| ૬૬ | રંગીલો રાજવી—કડીનો મલ્હારરાવ | (૧૯૪૯) | ૪-૦ |

પાકા પુઠાના બાર આના વધુ.

સૂચિપત્ર મંગાવો. દરેકનું છથી આઠ આના રજીસ્ટર ટપાલ ખર્ચ જુદું.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઈ.

# ચ્હેરાના સૌંદર્ય માટે

## કામીનીઆ સ્નો (રજીસ્ટર્ડ) વાપરો

ત્વચ ને લગતા દરેક પ્રકારના દોષોના નિવારણ માટેના ઔષધો આમાં રહેલા છે. આ સ્નો ચ્હેરા પર લગાડવાથી ચામડી સુંદર, નરમ અને ઓજસદાર બને છે, કરચલી તથા ચ્હેરા પરના કાળા ડાઘ નાબુદ થાય છે. એક વખતનાજ વપરાશથી તેની અદ્ભુત અસર તમોને જણાશે, આજેજ વાપરી ખાત્રી કરો.



---

## કે. ટી. લિલિ બ્રાહ્મી તેલ (રજીસ્ટર્ડ)

તમારા મગજને ઠંડું અને તાજગીભર્યું રાખે છે. જો તમો અમારૂં બ્રાહ્મી તેલ વાપરો તો ગમે તેવા માનસિક શ્રમ અને ઘરસંસારી તકલીફો તમારા ઠંડા મગજને હરકત કરી શકશે નહિ. તમારા વાળને પોષણ આપે છે. ઘણાએ વાપર્યું છે. તમો શા માટે વાપરતા નથી?

દરેક સ્થળે વેચાય છે.

આજે ગલીગલીએ બ્રાહ્મી તેલના નામથી સંખ્યાબંધ તેલો દૃષ્ટિગોચર થઇ પડયાં છે તેમાં કયું તેલ પૂર્ણપણે બનેલું છે તે કહેવું અશક્ય થઇ પડે છે-આ તકલીફમાંથી બચવા માટે તમારે કે. ટી. નું લીલી બ્રાહ્મી હેર ઓઇલ મંગાવી વાપરવું જોઇએ. તે વાપરવાથી તમો જોઇતો ફાયદો મેળવી શકશો આજે જ વાપરી ખાત્રી કરો.

**ધી એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.**

૨૮૫, જુમા મસજીદ, મુંબઇ ૨.



# ખુશબોનો રાજા.

## ઓટો દીલબહાર

(રજીસ્ટર્ડ)

**આ મનોહર સેન્ટની અજમાયશ કરો.**

તમારા રુમાલ પરના થોડા ટીપાં ૪૮ કલાક પછી તાજાંજ લાગશે. તે ફુલોના જથ્થાને ધટ્ટ બનાવીને અનુકુળ શીશીઓમાં ભેગું કરવામાં આવે છે. તે એકદમ તીવ્ર નથી, પરંતુ મધુર અને મૃદુ છે. હમણાંજ એક બાટલી ખરીદો અને તમો તેને તમારી માનીતી ખુશબો બનાવશો.

**જુદી જુદી સાઈઝમાં વેચાય છે.**

---

## દીલબહાર હેર ઓઈલ (રજીસ્ટર્ડ)

મગજને ઠંડક આપી વાળને વધારી સુંવાળા બનાવનાર આ મધુર સુવાસીક તેલ એક વખત વાપરી જુઓ. બાટલી ૧ ની કીમત રુ. ૧-૪-૦. ટ. ખ. જુદું. પોસ્ટ ખર્ચ માટે ૧॥ આનાની સ્ટામ્પ મોકલી નમુનો મફત મંગાવો.

**એજન્ટસ :—**

**ધી એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.,**
મુંબઇ ૨.

# પ્રસ્તાવના

ઐતિહાસિક વાર્તાઓના ઘડતર વિષે લબ્ધપ્રતિષ્ઠ વિવેચકો અને ઐતિહાસિક વાર્તાઓ લખનાર લેખકોએ જે લખ્યું છે તેમાં આ પ્રસ્તાવના દ્વારા વધારો કરવાની જરા પણ ધૃષ્ટતા કરવાની મારી તૈયારી નથી. ફક્ત વાર્તાને વાચકો આગળ રજુ કરતાં પહેલાં એટલું જણાવીશ કે વાર્તા પૂરતો ઇતિહાસ ફાર્બસ કૃત રાસમાળા ભા. ૨ જાના આધારે લીધો છે. વાર્તામાં વણાએલાં ઐતિહાસિક પાત્રો ઉપરાંત મેના, નંદા જેવા દંતકથાનાં પાત્રો પણ વાર્તામાં છે. તે માટે કડીમાં સાંભળેલી અને વિદ્યાર્થી અવસ્થામાં મલ્હારરાવ વિષે જાણેલી અનેક દંતકથાઓનો હવાલો આપી શકાય. કંપની સરકારની જામતી સત્તાનો શિકાર બનેલા આનંદરાવ ગાયકવાડ, બંડખોર કાનોજી, સત્તાલોભી છતાં નિર્બળ મનનો દિવાન રાવજી, ભંકોડાનો ભૂપતસિંહ, સત્તાભૂખી ગજરાબાઇ વગેરે ઐતિહાસિક પાત્રો પાછળ સૌ સૌના અલગ અહેવાલો છે, પણ વાર્તાને લાગે વળગે છે ત્યાં સુધી તે બધાં પાત્રો ઇતિહાસને વફાદાર રહ્યાં છે. આ વાર્તા વિષે આટલું કહ્યા પછી બાકી જે કહેવાનું છે તે વાર્તા પોતે જ કહેશે.

"ગુજરાતી" પત્રના માલિકોનું પ્રોત્સાહન ન હોત તો કદાચ આ વાર્તા લખાઇ ન હોત.

**૨૬૪૨ A. મહોલ્લા કસાં**
**દિલ્હી,** તા૦ ૧–૯–૪૮

હરિશંકર દુર્ગાશંકર દવે

## ભેટપુસ્તકના લેખકો

# ગુજરાતી પત્રે પ્રકટ કરેલી ઐતિહાસિક નવલકથાઓ

"ગુજરાતી" પત્રના આદ્ય તંત્રી અને સંસ્થાપક

### (૧) સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇકૃત

૧ રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર (૧૮૮૬) નથી
૨ હિન્દ અને બ્રિટાનિયા, (રાજકીય સંવાદ)
રાજભક્તિ વિડંબણ– (ભાણુ નાટકનો એક પ્રકાર) } (૧૮૮૭) ૨–૦
૩ મહારાણી વિક્ટોરિયાનું જીવન ચરિત્ર (૧૮૮૮) ૨–૦
૪ સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો (૧૮૮૯) ૦–૪
૫ ટીપુ સુલતાન અથવા શ્રીરંગ પટ્ટણનો ઘેરો ભાગ ૧ લો (૧૮૯૦) નથી
૬ દિલ્લીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ (૧૮૯૫) ૨–૦

### (૨) સ્વ. નારાયણ હેમચન્દ્રકૃત

૧ વિધવા વિવાહ શાસ્ત્ર સંમત છે (૧૮૮૬) નથી
૨ ગૃહધર્મ (૧૮૮૬) નથી
૩ ગંગા ગોવિંદસિંહ અથવા વારન હેસ્ટીંગનો જમણો હાથ (૧૮૮૮) ૨–૦
૪ રૂપનગરની રાજકુમારી અથવા મહારાણા રાજસિંહ (૧૯૦૪) નથી

### (૩) સ્વ૦ પેસ્તનજી જમશેદજી સહા (Epoch) કૃત.

૧ અઢારમી સદીનું હિંદુસ્તાન (૧૮૯૬) ૨–૦
૨ શાહજાદો અને ભીખારી (૧૮૯૮) ૨–૦

### (૪) દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીકૃત

૧ ઔરંગઝેબ અને રાજપુતો અથવા મોગલ શાહનશાહતની
પડતીનો પ્રારંભ (૧૮૯૭) ૨–૦

### (૫) સ્વ૦ શાસ્ત્રી પ્રાણજીવન હરિહરકૃત

૧ હેસ્ટીંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ (૧૮૯૯) ૨–૦
૨ બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન (૧૯૦૧) નથી
૩ નૂરજહાન અથવા સૌન્દર્ય વિજય (૧૯૦૨) નથી

### (૬) સ્વ૦ વકીલ ધીરજરામ નરભેરામ દેશાઇકૃત

૧ પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીશ (૧૯૦૦) નથી
૨ બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાનો ઉદયકાળ (૧૯૦૩) નથી

### (૭) સ્વ૦ છગનલાલ નારાયણભાઈ મેથીકૃત

૧ ઇન્દુકુમારી અથવા બંગાળામાં મરાઠાની દોડ (૧૯૦૪) નથી
૨ નન્દનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા? (૧૯૦૭) ૩-૦

### (૮) સ્વ૦ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીકૃત

૧ શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન. (૧૯૦૬) ૧-૦

### રા. મોરસિંખ

૧ હલદીઘાટનું યુદ્ધ અને અકબરનો પરાજય ૧૯૧૬ ૧-૦

### (૯) સ્વ૦ ઇશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળાકૃત

૧ પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલણ વેરાગણ. (૧૯૦૮) ૨-૦
૨ કત્લેઆમ (સ્વ. નારાયણ વિસનજી ઠક્કુરે પૂર્ણ કરી) (૧૯૧૧) નથી

### (૧૦) રા. મોહનલાલ મગનલાલ દેશાઇ એડવોકેટકૃત

૧ ઔરંગઝેબનો હૃદય અથવા આ તે મહાન મોગલ? (૧૯૦૯) ૨-૦

### (૧૧) સ્વ૦ મણિલાલ ઇચ્છારામ દેશાઇ કૃત

૧ પુરાતન દિલ્લી (સચિત્ર) (૧૯૧૧) ૨-૦
૨ ચુંબનમીમાંસા નથી

### (૧૨) રા. રમણિકલાલ અમૃતરામ મહેતાકૃત

૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫) ૨-૦
૨ રૈનક મહેલની રાજખટપટ (૧૯૧૯) ૨-૦
૩ ઘરની આગ (૧૯૪૪) ૩-૦
૪ દીનારબસ (અથવા ઉત્તર રાસેલાસ) ૧-૦

### (૧૩) રા. ઘનશ્યામકૃત (શ્રી ક. મા. મુનશીકૃત)

૧ પાટણની પ્રભુતા (૧૯૧૬) ૪-૦

### (૧૪) સ્વ. છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટકૃત

૧ અમરેશરી કટારી (૧૯૩૧) }
૨ તેગારી તરવાર અને રાયસિંગજીરી હથેલી } (૧૯૩૧) ૨-૦
૩ મહારાણા પ્રતાપી પ્રતાપ (૧૯૪૬) ૨-૦

(૧૫) રા૦ જેઠાલાલ હરજીવન મહેતાકૃત

| | | |
|---|---|---|
| ૧ શત્રુંજયનો શ્યામ અથવા જોગણીનું ખપ્પર | (૧૯૩૨) | ૩-૦ |
| ૨ રક્તપિપાસુ રાજકુમારી | (૧૯૩૮) | ૩-૦ |

(૧૬) રા૦ માધવલાલ ત્રિભુવન રાવળકૃત

| | | |
|---|---|---|
| ૧ પાટણની પ્રતિષ્ઠા | (૧૯૩૩) | ૩ ૦ |
| ૨ મહારાજાધિરાજ | (૧૯૩૫) | ૩-૦ |

(૧૭) રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદીકૃત

| | | |
|---|---|---|
| ૧ મહારાણી લક્ષ્મીબાઇ અથવા ખાલસાનું ખપ્પર | (૧૯૩૪) | ૩-૦ |
| ૨ ગુજરાતનો બુઝાતો દીપક અથવા ઇસ્લામી સત્તાનો ઉદય | (૧૯૩૬) | ૩-૦ |
| ૩ ગુજરાતના વેરની વસુલાત | (૧૯૩૭) | ૩-૦ |

(૧૮) રા. ગુણવંતરાય આચાર્યકૃત

| | | |
|---|---|---|
| ૧ જળસમાધિ (અથવા વાસ્કો ડ ગામાનો અત્યાચાર) | (૧૯૩૯) | |

(૧૯) રા. અમૃતલાલ રતનજી ત્રિવેદીકૃત

| | | |
|---|---|---|
| ૧ ડગમગતી સહેનશાહત | (૧૯૪૦) | ૩-૦ |

(૨૦) રા૦ જેઠાલાલ નારાયણ ત્રિવેદીકૃત

| | | |
|---|---|---|
| ૧ સોલંકીનો સૂર્યાસ્ત | (૧૯૪૧) | ૩-૦ |

૨૧ ઉછરંગરાય કે. ઓઝાકૃત

| | | |
|---|---|---|
| ૧ પિતૃહત્યા | (૧૯૪૨) | ૩-૦ |

૨૨ ચંદુલાલ એમ. શાહ

| | | |
|---|---|---|
| ૧ જિત કોની? | (૧૯૪૩) | ૩-૦ |

૨૩ હરિશંકર દુર્ગાશંકર દવે

| | | |
|---|---|---|
| ૧ વાલમનો વીર રત્નસિંહ | (૧૯૪૭) | ૩-૦ |
| ૨ રાજબા | (૧૯૪૮) | ૪-૦ |
| ૩ રંગીલો રાજવી યાને કડીનો મલ્હારરાવ | (૧૯૪૯) | ૪-૦ |

"ગુજરાતી" પ્રિં. પ્રેસ, સાસુન બિલ્ડિંગ રીઝર્વ બેંકની પાછળ, બઝારગેટ સ્ટ્રીટને નાકે, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ.

# શરદી અને સંધીવાના દુખાવાનાં દરદો માટેનો ખાત્રી ભરેલો ઈલાજ



ઓડમેનનો

## સાઇપ્રસ સાલ્વ

( રજીસ્ટર્ડ ) ( પેન બામ )

શરદીની કદી અવગણના કરશો નહી! ખાત્રી લાયક રાહત માટે આ તેજદાર, આરામદાયક મલમ ગળાપર, છાતીપર અને ખભા વચ્ચે મસળો, દરદની શરુઆતમાં નાકની દાંડી પર મલમ ધીમેથી લગાડો અને તેની સ્વચ્છતા આપનારી, જંતુનાશક સુગંધ શ્વાસમાં લ્યો. દુખાવાનાં દરદોના ખાત્રી-લાયક ઇલાજ તરીકે દરદવાળા ભાગ પર તે લગાડો. ચામડીમાં ઉતરવાની અને રુઝ લાવવાની સાઇપ્રસ સાલ્વની શકતી દુખાવા અને અકડાપણામાંથી તાત્કાલીક રાહત આપશે.

દરેક ઠેકાણે
વેચાય છે.

બે આનાના સ્ટેમ્પ
મોકલીને ખાત્રી માટે
મફત નમુનો મંગાવો.




**The Anglo-Indian Drug & Chemical Co.,**
**Jumma Musjid, P.O. Box No. 2082 Bombay, 2.**

**ધી એંગ્લો ઈન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કાં. મુંબઈ ૨**




# ધી કાઠીઆવાડ ટ્રેડીંગ કંપની

ના જુદી જુદી મધુર દીલપઝીર
ખુશબોમાં દરેક વર્ગને પરવડે તેવા
જગમશહુર અને લોકપ્રિય

## હેર ઓઇલ અને ફલાવર ઓટો

રજીસ્ટર્ડ નં. ૭૭૭ ટ્રેડ માર્ક

**કુસુમોલ હેર ઓઇલ (રજી.)** જેની મીઠી ખુશબો દરેકને મનપસંદ પડે તેવી છે.

**ઇંડીઅન બ્યુટી હેર ઓઇલ** (રજી.) ધીમી અને મોહક ખુશબુવાળું તેલ છે જે ખાસ કરી નાજુક નાજુક સ્ત્રીઓને પસંદ પડે તેવું છે.

**કેટી વ્હાઇટ રોઝ હેર ઓઇલ** (રજી.) ગુલાબ કે જે ફુલોનો રાજા છે તે ફુલોની સુગંધીથી ભરપૂર તેલ.

**કેટી પુષ્પમાલતી હેર ઓઇલ** (રજી.) બકુલના ફુલોની સુવાસ આપતું તેલ જેની ખુશબો તાજા બકુલના ફુલની માફક હોઇ દરેકના અંતઃકરણને પ્રફુલ્લીત કરે છે.

**કેટી પુષ્પસેના હેર ઓઇલ** (રજી.) જુદી જુદી જાતના ફુલોમાંથી તૈયાર કરેલી મધુર ખુશબોનું તેલ.

**શશીકલા હેર ઓઇલ** રજી. નામ પ્રમાણે જેની ખુશબો અતી મોહક છે.

**કેશવિલાસ હેર ઓઇલ (રજી.)** સામાન્ય વર્ગના લોકોને પસંદ પડે તેવી ખુશબોનું તેલ.

**ઓટો કુસુમોલ નં ૭૭૭ (રજી.)** આ અત્તરની ખુશબો અત્યંત મધુર મોહક દીલખુશ છે.

**ઓટો મધુકર નં ૭૭૭ (રજી.)** આ અત્તરની ખુશબો ચિત્ત આકર્ષક ખુશબોવાળી અને ટકાઉ છે.

**કેટી ઓટો રોઝ નં. ૭૭૭ (રજી.)** ગુલાબનાં તાજાં ફુલોની મધુર ખુશબોનું અત્તર

**ઓટો જાસ્મીન નં. ૭૭૭ (રજી.)** ચંબેલીના ફુલોનું ઉત્તમ અત્તર.

**ઓટો કેવડા નં. ૭૭૭ (રજી.)** કેવડના ફુલોનું મન પ્રફુલ્લીત અત્તર.

**ઓટો મુશ્ક નં. ૭૭૭ (રજી.)** કસ્તુરીની ખુશબોનું દીલપઝીર અત્તર.

**ઓટો સુરંગી નં. ૭૭૭ રજી).** સુરંગીના ફુલોનું ખુશબોદાર અત્તર.

દરેક ગામમાં પ્રોવીઝન, પરફયુમરી વીગેરેની નામાંકિત દુકાનો તેમજ સ્ટોરોમાંથી મળી શકશે, અગર નીચેના સરનામે લખી મંગાવશો.

**ધી કાઠીઆવાડ ટ્રેડીંગ કું., ૧૯૨, ખેતવાડી મેન રોડ, મુંબઇ ૪.**

## ગુજરાતના મહાન-અજોડ અમર લેખક
## સ્વ. નારાયણ વિશનજી ઠક્કરના રચેલાં ઉપયોગી પુસ્તકો

### તત્ત્વજ્ઞાનના અને ધાર્મિક ગ્રંથો

### સ્વામીશ્રી વિવેકાનંદની વિચારમાળા-પાંચ પુષ્પો

| | |
|---|---|
| પ્રથમ – કર્મયોગ, ભક્તિયોગ અને વૈરાગ્યયોગ | રૂ. ૩– ૦–૦ |
| બીજું – રાજયોગ–(પાતંજલ યોગસૂત્રો સહિત) | રૂ. ૩– ૦–૦ |
| ત્રીજું – જ્ઞાનયોગ (૨૧ વ્યાખ્યાનો) | નથી |
| ચોથું – સાંખ્યયોગ (૧૫ વ્યાખ્યાનો) | રૂ. ૩– ૦–૦ |
| પાંચમું – ૨૦ પ્રકીર્ણ વ્યાખ્યાનો | રૂ. ૩– ૦–૦ |

(૬–૭–૮) સાર્થઅમૃતાનુભવ, હરિપાઠ અને ચાંગદેવપાસષ્ટી
(સંત શિરોમણી જ્ઞાનેશ્વર મહારાજકૃત
ત્રણ મરાઠી ગ્રંથોનો સરળ સુબોધ અનુવાદ) રૂ. ૨– ૦–૦

(૯) અનન્તાનુભૂતિ અથવા અનન્તજીવન
(અમેરિકન સંત રાલ્ફ વાલ્ડો ટ્રાઇનના પુસ્તકનો
સરળ સુબોધ અનુવાદ) રૂ. ૨– ૪–૦

### ભારત લોકકથાઓ

બેગમ બજાર અથવા રંગમહાલયમાં રતિ તાંડવ
ભાગ ૧ લો અને ભાગ ૨ જો દરેકના રૂ. ૧–૮–૦

બંગાળ દેશની લોકકથાઓ (૩–૪–૫–૬)
ભાગ ૧ લો, ૨ જો, ૩ જો અને ૪ થો દરેકના રૂ. ૧–૮–૦

વિક્રમ અને કાપાલિક (પરકાયા પ્રવેશ) રૂ. ૧–૦–૦

આ સિવાય ભારત લોકકથાના બીજા ૪ ભાગો છે. તેમાં જુદા જુદા લેખકોની લખેલી રજપુત વીર રસકથાઓ અને કેટલીક સામાજિક નાની રસમય વાર્તાઓ છે જે વાંચવા લાયક છે. દરેકનો રૂ. ૧–૮–૦

## ઐતિહાસિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | હલદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | રૂ. ૧-૦-૦ |
| ૨ | અનારકલી અથવા અપરાધી અકબર | રૂ. ૨-૦-૦ |
| ૩ | ચક્રવર્તી હમીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | રૂ. ૨-૦-૦ |
| ૪ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | રૂ. ૨-૦-૦ |
| ૫ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ | રૂ. ૨-૦-૦ |
| ૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ | રૂ. ૨-૦-૦ |
| ૭ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | રૂ. ૨-૦-૦ |
| ૮ | કચ્છનો કેસરી અથવા પીથો અને ચનેસર | રૂ. ૩-૦-૦ |
| ૯ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની રાજમાતા | રૂ. ૪-૮-૦ |
| ૧૦ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | રૂ. ૩-૦-૦ |
| ૧૧ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | રૂ. ૨-૦-૦ |
| ૧૨ | મુરીદેશયતાન અથવા મલબારના મોપલાઓનો અત્યાચાર | ૨-૦-૦ |
| ૧૩ | સિતમગર સુલતાન અથવા તલવાર અને કુરાન | રૂ. ૨-૦-૦ |
| ૧૪ | અમર ગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ | રૂ. ૨-૦-૦ |
| ૧૫ | લાલ ઉદેરો અથવા લુહાણાના દેવનો ઇતિહાસ | રૂ. ૨-૦-૦ |
| ૧૬ | વીર જયમલ અથવા ચિતોડનો ઘેરો | રૂ. ૦-૮-૦ |
| ૧૭ | વિક્રમ અને કાપાલિક | રૂ. ૧-૦-૦ |
| ૧૮ | જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ | રૂ. ૧-૦-૦ |

## સામાજિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન? | રૂ. ૩-૦-૦ |
| ૨ | ચુડેલનો વાંસો-એક નટીની આત્મકથા ભાગ ૧ લો | રૂ. ૩-૦-૦ |
| ૩ | ચુડેલનો વાંસો-એક નટીની આત્મકથા ભાગ ૨ જો | રૂ. ૩-૦-૦ |
| ૪ | આત્મહત્યા-કર્તવ્ય કે પાપ? | રૂ. ૬-૦-૦ |
| ૫ | વીરક્ષેત્રની સુંદરી | રૂ. ૧-૮-૦ |
| ૬ | વિક્રમાદિત્ય અને સ્ત્રીચરિત્રો | રૂ. ૧-૦-૦ |
| ૭ | પાષાણનગરી અને અદ્ભુત વાતો | રૂ. ૨-૦-૦ |

## ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ

રીઝર્વ બેંકની પાછળ, બજારગેટ સ્ટ્રીટને નાકે, સાસુન બિલ્ડીંગ,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ, ૧

# રંગીલો રાજવી યાને કડીનો મલ્હારરાવ

## અનુક્રમણિકા



સમાપ્ત

દુનિયામાં લગભગ અર્ધા સૈકાથી જગપ્રસિદ્ધ છે
સંસ્કારી કુટુંબોની પસંદગી 'બાદશાહી'નો છે. કોમળ ચામડીને
મુલાયમ રાખી બિનજરૂરી વાળને દૂર કરવા માટે 'બાદશાહી'
સર્વોત્તમ છે જે ત્રણ રીતે બનાવેલ છે

બા દ શા હી



બા દ શા હી

## સાબુ • પાવડર • લોશન

નાના ગામડામાં કે મોટા શહેરોમાં સર્વત્ર મળે છે.

સોલ એજન્ટ: સી. સી. મહાજનની કુાં૦, મુંબઇ ૨

બહેનો માટે સર્વશ્રેષ્ઠ ગુણકારી ટોનીક

## "રેખા ટોનીક"

તંદુરસ્તી બગડવાથી શરીર રસહીન બની જીવન દુખથી નર્કસમાન બની જાય છે. ગુમાવેલી તંદુરસ્તી પાછી મેળવવા તથા શક્તિ વધારવા માટે સંસ્કારી બહેનો 'રેખા' વાપરે છે, ગર્ભાશયના દરેક દર્દો, પ્રદર, લોહીવા, માસિક અટકાવ વખતે થતી પીડાઓ, પેઢુમાં દુખાવો, હાથપગમાં કળતર થવી વિગેરે દર્દો જડમૂળથી દૂર કરીને શરીરમાં સ્ફૂર્તિ લાવે છે. વાંઝીયાપણું દૂર કરે છે, પ્રસુતિ બાદ તંદુરસ્તી જળવાય છે. સગર્ભા અવસ્થામાં આ ટોનીક અમૃતસમાન છે. સ્ત્રીસ્વાસ્થ્ય માટે અજોડ છે. એકજ વખત વાપરી તેનો ચમત્કાર જુઓ.

ચાલુ સાઈઝ રૂ. ૨; મોટી બાટલી (રતલી) રૂ. ૯. પોસ્ટેજ અલગ.

બનાવનાર: સી. સી. મહાજન એન્ડ કુાં૦, ૭૯, સુતારચાલ મુંબઇ ૨

# રંગીલો રાજવી-

## કડીના મલ્હારરાવ

### પ્રકરણ ૧ લું                કડીના દરબારમાં

'**તમને** અહીં સુધી લાવવાનું કારણ તો તમારી જાણમાં હશે.' કડીના રાજા મલ્હારરાવે ભંકોડાના ઠાકોર ભૂપતસિંહને પૂછ્યું.

'હા, જાણું છું કે કડીના રાજાને કાંત્રોડી, કોઇતિયું અને ધરાસણ જોઇએ છે.' ભૂપતસિંહે કંઇક બેપરવાથી જવાબ આપતાં કહ્યું.

કડીના રાજા મલ્હારરાવ અને ભંકોડાના ઠાકોર ભૂપતસિંહ વચ્ચે કડીના દરબારમાં ઉપર મુજબની વાતચીત થઇ રહી હતી. મલ્હારરાવનો ભાઇ હનુમંતરાવ ભંકોડા ઉપર ચઢાઇ લઇ ગયો હતો અને કડીના દફતરે ચાલતાં ભંકોડાના ઠાકોરનાં કાંત્રોડી, કોઇતિયું અને ધરાસણ એ ત્રણે ગામો પોતાને સોંપી દેવાની માગણી કરી હતી. ભૂપતસિંહ એમ સહેજે નમતું આપે તેવો ન હતો. હનુમંતરાવ પણ પારખી ગયો અને ભૂપતસિંહને કળથી સમજાવીને કડી લઇ આવવાની પરવાનગી તેણે મલ્હારરાવ પાસેથી મંગાવી લીધી. એ પરવાનગી અનુસાર તેણે ભૂપતસિંહને કડીના દરબારમાં હાજરી આપવા માટે માનભર્યું આમંત્રણ દીધું. બેલદીલ ભૂપતસિંહે તે આમંત્રણ સ્વીકાર્યું. હનુમંતરાવ સાથે તે કડી આવ્યો. બે દિવસની મહેમાનગીરી પછી ત્રીજા દિવસના દરબારમાં મલ્હારરાવે એ જ વાત ભૂપતસિંહ સામે રજુ કરી.

'અમારૂં છે અને અમને આપો એમાં તમે કંઇ ઉપકાર નથી કરતા.' સહેજ કડક બનતાં મલ્હારરાવે કહ્યું.

'મારે ક્યાં આપવું છે કે ઉપકારની વાત વચ્ચે લાવો છો?' એટલી જ બેપરવાઇથી ભૂપતસિંહે કહ્યું. દરબાર આખો સ્તબ્ધ થઇ ગયો. કદિ નહિ ક્રોધાયમાન થયેલો રંગીલો રાજવી મલ્હારરાવ લાલ પીળો થઇ ગયો.

'ભૂપતસિંહ! આ ભંકોડાની ઠકરાત નથી. કડીના મલ્હારરાવનો રાજદરબાર છે.'

'માટે જ પારકે પાદર બોલાવી શું લૂટી લેવા ધાર્યો છે?' ભૂપતસિંહે કરડાકીથી પૂછ્યું.

'મલ્હારરાવ લૂટશે ત્યારે આવું મોઢું નહિ હોય.' ભૂપતસિંહના ચહેરા તરફ હાથ લાંબો કરી તિરસ્કાર દર્શાવતા મલ્હારરાવે કહ્યું.

'અને ભૂપતસિંહ લૂંટાશે ત્યારે કડીના આ હાલ નહિ હોય.' ગર્જના કરતો ભૂપતસિંહ બોલ્યો.

'ભૂપતસિંહ! કાંત્રોડી, કોઇતિયું અને બટાસણ મારાં છે. તારે જીવતે યા મરતે મારે તે લેવાનાં છે તો સીધા રીતે માની જા.' ભારે શરીરના મલ્હારરાવે સહેજ હાંફતાં કહ્યું.

'રાજા મલ્હારરાવ! ભંકોડાની ભાગોળે મનાવવા આવજે. જીવનસંગિની તલવારની જેમ જીવ કરતાં પણ વધારે વહાલા પોષેલાં મારાં ગામો લેવાં હોય તો લોહીની નીકો વહેતી કરવા આવજે ભંકોડાના પાદરે. અહીં બોલાવી વાણિયાની જેમ ઉઘરાણી ન કરો.'

'શું હું વાણિયો?' મલ્હારરાવ ક્રોધથી પ્રજ્વલી ઊઠ્યો.

'હનુમંત! પકડ એને. મને વાણીઓ કહેનારનું માથું ધડ પર ન રહેવું જોઇએ.'

ભૂપતસિંહ ઊભો થઇ ગયો. હનુમંત ઊભો થઇ મલ્હારરાવની ગાદી નજીક જઇ તેના કાનમાં કંઇક બોલ્યો.

'અરે! અભય વચન આપીને આવ્યો હોય તો પણ શું? આવા શબ્દો શું હું સહન કરું?'

'હા, તમારે નહિ પણ કડીના રાજાએ એ શબ્દો સહન કરવાના છે.' હનુમંતે ચોખવટ કરી.

'એટલે?' મલ્હારરાવે પ્રશ્ન કર્યો.

'રાજવીથી વચનભંગ ન થવાય.' હનુમંતરાવે ખુલાસો કર્યો.

'હું કહું છું હનુમંત! કે એને અત્યારે જ પકડી લે.' વધારે ઉગ્ર બનતાં મલ્હારરાવે કહ્યું.

'મારાથી એ નહિ બને.' સહેજ મસ્તક નમાવતાં હનુમંતરાવે મક્કમ છતાં નમ્ર અવાજે કહ્યું.

'કારણ?'

'કારણ માગો છો ત્યારે કહું છું કે, ભૂપતસિંહને આપના તરફથી અભયદાન આપીને હું અહીં લાવ્યો છું. મારે હાથે હું એને કંઈ નહિ કરું.' કહી હનુમંત દરબારમાં એક બાજુએ અદબથી ઊભો.

દરબારમાં નીરવતા છવાઈ ગઈ હતી. હુકમની થતી અવગણનાથી ત્રસ્ત મલ્હારરાવ મુંઝાયો, વિચારમાં પડ્યો અને તેની એ મુંઝવણ ઉપર કટાક્ષ વેરતો ભૂપતસિંહ બેપરવાઈથી દરબાર છોડી ગયો ત્યારે વ્યાપેલી નીરવતાનો ભંગ કરતા તેના શબ્દો દરબારમાં ગાજી રહ્યા:—

'ભંડારાનું પાદર વિશાળ છે. આપણી લેવડ દેવડ ત્યાં ચૂકવાશે.'

મલ્હારરાવે તે શબ્દો સાંભળ્યા. બેઠેલા દરબારીઓએ પણ સાંભળ્યા. ક્રોધના આવેશ કંઈક ઓછા થતાં ચોગમ નિઃસહાય નજર ફેરવતાં મલ્હારરાવે અન્તે બેઠેલા દરબારીઓ તરફ જોઈ નજર સ્થિર કરી. તેની આંખોમાં નિરાધારતા હતી, હૃદયમાં નિઃસીમ વિહ્વળતા હતી અને ચહેરા ઉપર લપડાક ખાવાની નાલેશી હતી. ઘડી પહેલાનાં મલ્હારરાવમાં ઓચિન્તો ફેરફાર થઈ ગયો હતો. દરબારીઓને પણ પોતાનાં રાજાની એ નાલેશી, એ નિરાધારતા ખૂંચ્યાં. ભૂપતસિંહ તરફ દરેકને અણગમો આવી ગયો.

'તેનું ભંડારા બાળી દેવું જોઈએ.' એક દરબારીએ કહ્યું.

'અને કાંત્રોડી, કાઈતિયું તથા ઘટાસણ સળગાવી દઈ ફરી વસાવવાં જોઈએ.' બીજાએ કહ્યું.

દિલાસો સાંભળતો હોય તેમ મલ્હારરાવ તેમનું કહ્યું સાંભળી રહ્યો. તેની નજર નીચી નમી ગઇ. આંખોનું વેધક તેજ જાણે કે અદૃષ્ય થતું હતું.

નીચું મુખ રાખી રાજાનો હુકમ સાંભળવા હનુમંતરાવ પાસે જ ઊભો હતો.

થોડી વારે નજર ઉંચી કરતાં મલ્હારરાવે હનુમંતરાવ તરફ જોઇ કહ્યું. 'હનુમંત! ભંકોડા તોપને ગોળે ઉડાવી દો.'

'જેવો હુકમ,' હનુમંતે નમીને જવાબ આપ્યો. 'પણ ચેતન ભૂપતસિંહ ભંકોડામાં નહિ હોય.'

'ભલેએ ગુફામાં રહે. ભંકોડા તોપને મોઢે થવું જોઇએ.' નફ્ફી બનત મલ્હારરાવે કહ્યું.

હનુમન્તે રાજાના એ શબ્દો માન્ય કરતાં મસ્તક નમાવ્યું.

'ક્યારે ઉપડીશ?'

'આપ હુકમ કરો ત્યારે.' આજ્ઞાધીન હનુમંત બોલ્યો. મલ્હારરાવે જવાબ ન આપ્યો. પછી તેણે હંમેશના રિવાજ મુજબ પોતાના મંત્રી તરફ નજર કરી પણ દરરોજ પ્રજાની દાદ ફરીઆદની વિગતો સંભળાવતો મંત્રી આજે બનેલા પ્રસંગથી વ્યગ્રચિત્ત જણાતાં રાજા એકાએક ઉભો થઇ ગયો. કેટલાક દરબારીઓએ તે જોયું અને તે ઉભા થઇ ગયા. કેટલાકે ન જોયું છતાં બીજાઓને ઉભા થતા જોઇ ઉભા થઇ ગયા, આખરે બધા દરબારીઓ ઉભા થયા. દરબાર બરખાસ્ત થવાની કોઇપણ વિધિસરની સૂચના અપાઇ નહિ, તે બધાંને મન આશ્ચર્યની ઘટના હતી.

કડી શહેરમાં હજાર મોઢે વાત ફેલાઇ ગઇ કે ભંકોડા ભાંગવા હનુમંતરાવ સૈન્યની તૈયારી કરી રહ્યા છે અને ભૂપતસિંહ ભંકોડા છોડી કોઇ સલામત જગાએ સંતાવાની ગોઠવણમાં પડી ગયો છે.

## પ્રકરણ ૨ જું 'અહીં તો મલ્હારરાવનું રાજ્ય છે!"

**દરબારમાંથી** નીકળી ભૂપતસિંહ સીધો પોતાને મુકામે આવ્યો. હનુમન્તે તેને દરબારગઢની એક સ્વચ્છ અને વ્યવસ્થિત ઓરડીમાં મુકામ આપ્યો હતો. બાજુની ઘોડારમાં બાંધેલી પોતાની પાણીદાર ઘોડી છોડી તેણે બહાર આણી અને સૂરજદેવ મેર બેસે તે પહેલાં તો ઉપડી જવાની સઘળી તૈયારીઓ કરી દીધી.

ઘોડીને દોરી દરબારગઢના ચોગાનમાં તે આવ્યો. ત્યાં હનુમન્તરાવ તેને સામે મળ્યો.

'કેમ ઠાકોર! અત્યારે જ જશો?' તેણે પૂછ્યું.

'હા. મારે માટે હવે દરબારગઢમાં જગા નથી." ભૂપતસિંહે કહ્યું.

'સીધા ભંકોડા જશો કે વચ્ચે કોઈ જગાએ રોકાવું છે?'

'કેમ પૂછવું પડ્યું?,

'સહેજ.'

'સહેજ પૂછતા હો તો હજુ કડીમાં બે દિવસ રોકાવું છે અને કાંઈ હેતુસર પૂછતા હો તો અત્યારે જ ભંકોડા જાઉં છું.'

'એમ કેમ?' સહેજ નવાઈ બતાવતાં હનુમંતરાવે પૂછ્યું.

'એમ જ.'

'સહેજ તો મેં નથી જ પૂછ્યું. મારો પૂછવાનો હેતુ એ હતો કે હવે ભંકોડા ભાંગવા ક્યારે આવોગે?'

'તમારા રાજા પરવાનગી આપે ત્યારે અને તે વખતે. ભંકોડાનું પાદર તમારું સ્વાગત કરવા અહર્નિશ ખુલ્લું છે. મારી હાજરી ગેરહાજરીનો વિચાર કરવો ત્યાં નકામો છે.' કહેતાં ભૂપતસિંહે ઘોડીને રાંગમાં લીધી.

'અમારા સ્વાગતમાં ખામી હોય તો દરગુજર કરશો. કડીવાસીઓની અસહિષ્ણુતાભરી મહેમાનગીરી તરફ દુર્લક્ષ કરશો.' જતા ભૂપતસિંહને વિવેક કરતાં હનુમંતરાવે કહ્યું.

'અરે, એમાં શું હનુમન્તરાવ! અમારા ભંકોડાનું સ્વાગત જોશો ત્યારે તમને પણ ઘડીભર એમ જ લાગશે કે દુનિયા એમ જ ચાલે છે'

હસતાં હસતાં એવો જ મીઠો પ્રત્યુત્તર આપતો ભૂપતસિંહ ઘોડીને આગળ ધપાવી રહ્યો.

તેને જતા જોઇ કંઇક વિચાર કરતો હનુમન્ત એકાએક બોલી ઉઠ્યો. 'અને જુઓ ભૂપતસિંહ! કડીમાં વધારે વખત વિતાવશો નહિ. રાત્રિનો પ્રથમ પહોર પૂરો થયા પછી તમારે માટે કડી બહાર જવાને દરવાજા નહિ ઉઘડે તેનો ખ્યાલ રાખજો.'

'તમારી મહેમાનગીરી આ પળેજ પૂરી થાય છે. હવે પછી મારું શું થશે એનો વિચાર તમારે કરવાનો ન હોય.'

તોરમાં જવાબ આપી પાછું જોયા વિના ભૂપતસિંહે ઘોડીને એડી મારી અને એ તાજણ પંખાળી બની હોય તેમ ઉપડી. કડીના સાંકડા બજારમાં વાંકા ચૂકા રસ્તાઓ ઉપરથી સ્વારને સહીસલામત અને સવેગ લઈ જવામાં પોતાની સંપૂર્ણ ચાલાકી દર્શાવતું એ પ્રાણી થોડી ક્ષણોમાં જ મુખ્ય દરવાજે આવી ગયું.

તરત જ ભૂપતસિંહે તેની ગરદનની કેશવાળી પર થાપડ મારી. મૂંગા પ્રાણીએ માલિકનો ઇરાદો પારખી પોતાની ગતિ એકાએક અટકાવી દીધી. સવાર નીચે ઉતર્યો. ઘડીભર વિચાર કરતો ઉભો રહ્યો અને છેવટે તાજણને દોરી કોટની રાંગે રાંગે અંદરના ભાગમાં તે આગળ વધ્યો.

સૂર્યાસ્ત થઇ ચૂક્યો હતો. સંધ્યા વિલાઇ રહી હતી. કડી શહેરની શેરીઓમાં બાળકોનો શોર મોટે ભાગે કાન પર પડતો હતો. જાતવાન ઘોડીને દોરી જનાર સવાર તરફ ઘણાંઓનું લક્ષ ગયું. કેટલાક લોકોએ તો તેને ભંકોડાના ઠાકોર તરીકે ઓળખ્યા પણ ખરા. તેને ઓળખીને અંદર અંદર ગુસપુસ કરનારા લોકોને વટાવતો, બાળકોને ઘોડીથી બચાવતો, કુતૂહલપ્રિય જનોના કુતૂહલને વધારતો અને સંધ્યાના નાશ પામતા ગુલાબી પ્રકાશમાં પોતાના મુખને હસતું અને આકર્ષક રાખતો તે આગળ વધ્યો ગયો.

કેટલીએ શેરીઓ વટાવી. અંતે એક શેરી આવી. કોટની દિવાલને જોડાઇને ઉભેલી તે શેરી હતી. શેરીમાં એક વ્યાપક દૃષ્ટિ નાખી તે અંદર ચાલ્યો. થોડેક દૂર જઇ તેણે એક મેડીબંધ મકાનના બારણાનું કમાડ ખખડાવ્યું.

"કોણ?" અંદરથી અવાજ આવ્યો.

"એ તો હું. બારણું ઉઘાડો."

બારણું ઉઘડયું અને ભૂપતસિંહને આશ્ચર્યથી જોતી એક પ્રૌઢા પોતાની અજાયબીનું, નીચલા હોઠ પર આંગળી મૂકી, પ્રદર્શન કરતી હસતી ઉભી રહી.

તેને જોતાં ભૂપતસિંહ નીચું જોઇ ગયો. પ્રૌઢાએ કહ્યું: 'આવો' પણ ભૂપતસિંહથી ઉંચે જોઇ શકાયું નહિ. 'મારાથી ડરો છો?' ગૌર ચહેરાપર આકર્ષક સ્મિત લાવી પ્રૌઢાએ પૂછ્યું.

'ના, ના એવું કંઇ નથી. મને શરમ લાગે છે.' ભૂપતસિંહે કહ્યું.

'એવી તે શરમ હોય! શરમના માર્યા તમે તે દિવસે ચાલ્યા ગયા ત્યારથી અત્યાર સુધી બિચારી મારી નંદા તમારુંજ રટણ કર્યા કરે છે. એનો બિચારીનો શો વાંક હતો?' લુચ્ચું હાસ્ય હસતાં પ્રૌઢાએ પૂછ્યું.

'પણ મને તો ખરેખર પૃથ્વીમાં સમાઇ જવા જેવું લાગી આવ્યું હતું. ભૂપતસિંહે કહ્યું.

'અરે જાવરે મોટા સતા ન જોયા હોય તે! ભૂલ તો માણસ માત્રથી થાય છે અને તમે તો ક્યારે જાણી–બૂઝીને એમ કરેલું?' પ્રસંગની યાદ માર્મિક હાસ્ય સાથે આપતાં પ્રૌઢાએ ભૂપતસિંહની મુખ-રેખાઓ તરફ ધ્યાનથી જોવા માંડયું.

આછા અંધકારમાં પણ ભૂપતસિંહના ચહેરા પર શરમના શેરડા ઉતરી આવેલા તે પ્રૌઢા જોઈ શકી ત્યારે તેને વધારે ચગાવવાના હેતુથી તેણે કહ્યું: 'પણ જો જો હાં, મારી નંદા એ વાત ન જાણે. હજુ સુધી એને બિચારીને એ વાતની જાણ જ નથી કે તમે એકાએક કેમ ભાગી ગયા?'

બિચારો ભૂપતસિંહ પ્રૌઢાના વાગ્બાણોથી વિંધાતો જૂના પ્રસંગને ફરીથી ભજવાતો નજરે જોઇ રહ્યો. તેનાથી એટલુંજ પૂછી શકાયું કે; 'નંદા ઘરમાં છે?'

'હા, એ તમારું ધ્યાન ધરતી ઉપરના માળે બેઠીછે. આવો અંદર આવો.'

ભૂપતસિંહે ઘોડીને અંદર દોરી. બે માસના લાંબા ગાળે તે આ ઘરમાં ફરીથી દાખલ થતો હતો.

ભૂપતસિંહને હાથના ઇશારાથી મેડી પર જવાનું જણાવી પ્રૌઢાએ ઘોડીનો કબજો લીધો. માલેક નજર આગળથી દૂર થતાં ઘોડીએ હણહણાટ શરૂ કર્યો, પરંતુ દૂર જતા ભૂપતસિંહના એક જ બૂચકારે તે શાન્ત થઇ ગઇ.

'ઘોડા પણ બૂચકારાથી કેળવતા લાગો છો!' માર્મિક હાસ્ય હસતી પ્રૌઢા બોલી.

ઉપર ચઢતા ભૂપતસિંહે મેડી પર કોઇનાં આછાં પગલાં સાંભળ્યાં. કોઇ ઝડપથી દોડીને સંતાઇ જવા તો નહિ માગતું હોય? તેને વિચાર આવ્યો.

ઉપર ચઢી તે મેડીના આગળના ભાગમાં ગયો. ત્યાં કોઇ ન હતું. વચ્ચેના ભાગમાંથી તો તે આવ્યો એટલે ત્યાં તો કોઇ હોવાનો સંભવ જ ન હતો. ત્યારે શું નંદા મેડીના પાછળના ભાગમાં હશે? ધીમે ધીમે તે અંદરના ભાગમાં ગયો પણ ત્યાં કોઇ ખાયું નહિ. પાછળની એક બારી ફક્ત ખૂલ્લી હતી.

ક્યાં ગઇ હશે? ભૂપતસિંહના મને સવાલ કર્યો. ફરીથી તે મેડીના ત્રણે ભાગમાં ફરી વળ્યો અને બારિકાઇથી નિરીક્ષણ કર્યું.

'નંદા!' તેણે ધીમી બૂમ મારી.

જવાબ ન આવ્યો.

'નંદા!' સહેજ મોટેથી તે બોલ્યો.

જવાબ ન હતો, પણ ઉપરના ભાગના કાતરિયામાં કોઇ હસતું હોય એમ ભૂપતસિંહને લાગ્યું.

તેણે આમતેમ નજર કરી પણ ઉપર જવાની સીડી નહતી. તો પછી, જનાર જાય શી રીતે? એ પ્રશ્ને તેની શંકાને નિર્મૂળ કરી. ત્યાં ફરીથી તેને કાને કોઇના જોરથી હસવાનો અવાજ સંભળાયો. તેણે ઉંચે જોયું.

કોઇ ફુટડો રાજકુમાર તેના તરફ જોઇ હસી રહ્યો હતો. તે મુખ અને તે હાસ્ય પરિચિત હતાં, પણ તે રાજકુમાર તેને અપરિચિત લાગ્યો.

'નંદા ક્યાં છે? તું કોણ છે?' એક સામટા બે પ્રશ્નો તેણે તે ફુટડા દેખાતા રાજકુમારને પૂછ્યા.

જવાબમાં ભૂપતસિંહે મુક્ત હાસ્ય સાંભળ્યું, ત્યારે એ હાસ્ય અને એ મુખમાં તેને નંદાનો ભાસ થયો.

'ચોર! ભૂપતસિંહે કહ્યું.

'ચોર!' ઉપરથી અવાજ આવ્યો.

'હું ચોર?' ભૂપતસિંહે સામું પૂછ્યું. તેનાથી હસી જવાયું.

'ત્યારે શું હું ચોર?'

'મને ચોર કહેનાર તું કોણ?' ભૂપતસિંહે સામો પ્રશ્ન કર્યો.

'આ ઘર મારૂં છે.' ઉપરથી જવાબ આવ્યો.

'પણ નંદા મારી છે.' ભૂપતસિંહે કહ્યું.

'ક્યાં છે નંદા?' ઉપરથી પ્રશ્ન થયો.

'તને હું એ જ પૂછું છું.' ભૂપતસિંહે કહ્યું.

'આ રહી.' કહી અસાવધ ભૂપતસિંહ ઉપર રાજકુમારના વેશમાં સજ્જ નંદાએ કુદકો માર્યો અને ભૂપતસિંહ તેને પડતી બચાવવા કંઇ પ્રયત્ન કરે તે પહેલાં તો તે તેને કંઠે વરમાળાની જેમ આરોપાઇ ગઇ. બળવાન છતાં ભૂપતસિંહ ગરદન પર એકાએક આવી પડેલા ભારથી નમી ગયો. નમતાં શરીરનું સમતોલપણું ગુમાવી બેઠો અને નંદા સાથે ભોંય પર પડ્યો. નંદાના માથા પરનો સાફો ભોંય પર પડતાં લાંબા કેશથી ગૂંથાએલો ભરાઉ ચોટલો કાળી નાગણની જેમ ઉછળી પડ્યો. અને 'લુચ્ચા!' કહી નંદા ભૂપતસિંહને કપોલે થાપટ મારી એકદમ ઉભી થઇ ગઇ. ગાફેલ ભૂપતસિંહ પણ તેની સાથે જ ઉભો થઇ છુટા થએલા ચોટલાને પકડવા હાથ લંબાવે તે પહેલાં તો નંદા અંદરના ખંડમાં ચાલી ગઇ અને વચ્ચેનું બારણું બંધ કરી દીધું.

'ઉઘાડ.' કમાડને ધીમી લાત લગાવતાં ભૂપતસિંહે કહ્યું.

'નહિ ઉઘાડું. મને તમારી બીક લાગે છે.'

'બારણું તોડી નાખીશ.'

'તો પાછલી બારીથી નીચે કૂદી પડીશ.' નંદાએ કહ્યું અને એવી ચાલાકીથી બારણાની સાંકળ ખોલી નાખી કે તેની ભૂપતસિંહને ખબર ન પડી.

'ઉઘાડે છે કે નહિ?' ભૂપતસિંહે બહારથી બીજી બૂમ મારી.

નંદાએ જવાબ ન આપ્યો.

'નંદા! બારણું ઉઘાડ.'

'હાથમાં બળ ભર્યું છે. તો તેનો ઉપયોગ ક્યારે કરશો? હવે તો બારણું તોડી નાખો.' હસતી નંદાએ અંદરથી જવાબ આપ્યો.

અને ખરેખર ભૂપતસિંહે બળ વાપર્યું પણ તેથી તો ઉલટું તે તેને ભારે પડ્યું. બારણું એકાએક ખુલી જતાં પોતે માંડમાંડ પડતો બચી ગયો.

ખંડની મધ્યમાં મદભરી નંદા ભૂપતસિંહના પુરુષત્વને આવકારતી ઉભી હતી. પડતાં માંડ બચી ગએલા ભૂપતસિંહને તેણે હસીને કહ્યું. "દંડવત્ પ્રણામ કરવાની જરુર નથી.'

'તારે ઝાઝો બકવાટ કરવાની જરુર નથી." આછી લપડાક નંદાના ગાલ પર મારતાં ભૂપતસિંહે કહ્યું.

**'અહીં તો કડીના મલ્હારરાવનું રાજ છે.** ભંકોડાના ઠાકોરનું નહિ. તમારો હુકમ અમારે માનવાનો ન હોય.' મદભર નયનોમાં હાસ્ય ઉતારતાં નંદાએ કહ્યું.

ભૂપતસિંહને નંદાના એ ટોણામાં રસિકતા અને નંદાના દેહમાં નિમંત્રણ દેખાયાં. હવે તેને બોલવાની જરુર ન હતી.

૨૭૦૯૧

## પ્રકરણ ૩ જું          મેના

'ધબધબ' દાદર ઉપર અવાજ થયો અને નંદા દોડી.

'જોયું ને મેના બા! આ ભંકોડાના ઠાકોર આશરો શોધતા આપણે ઘેર આવ્યા છે!'

'જ્યારે ત્યારે એ આશરો શોધતા જ આવે છે.' એમ કહેતી પ્રૌઢા દાદરનું છેલ્લું પગથીઉં ચઢી મેડીમાં આવી. તેનું નામ મેના હતું.

'આજે તો એ જુદી રીતનો આશરો માગે છે. મેના બા!' નંદા ઘણી વખત મેનાને મેનાબા કહી બોલાવતી.

'એટલે?' મનાએ પૂછ્યું.

'તે એમ કહે છે કે—' અંદર બેઠેલો ભૂપતસિંહ સાંભળતો હતો. નંદાએ વાક્ય અધૂરું મુકયું.

'કેમ અધૂરું રાખ્યું? હવે કહેવું જ છે તો પૂરેપૂરું કહી દે.' ભૂપતસિંહે બહાર આવતાં કહ્યું.

'તે એમ કહે છે કે...' સહેજ હસતાં નંદા બોલી અને પાછી અટકી ગઈ.

બન્ને યુવાનોની આ રમતમાં ભાગ લેવા ઇચ્છતી મેનાથી કહ્યા વિના ન રહી શકાયું.

'...નંદાને ભંકોડા લઈ જવી છે.'

આ શબ્દો સાંભળતાં જ નંદા ચમકી. કદિ નહિ ને મેનાબા આવી ક્રૂર મશ્કરી આજે કેમ કરતી હતી?

'ના બા! ના, મને ભંકોડા બતાવવાનું તેમનું ગજું નથી. પણ આપણે આશરે આવી આપણું મળ ખોદવાનો ઇલાજ આપણી પાસે કરાવવો છે.' હસતાં હસતાં નંદા બોલી.

'એ શું વળી?' નજરમાં તીવ્રતા લાવતી મેના બોલી.

'તે એમ કહે છે કે...' કહેતાં ત્રીજી વખત નંદા અટકી ગઈ અને હસી પડી.

'મારી વાત હજુ સાચી નથી લાગતી ખરું ને, નંદા?' કંઈક આશ્ચર્ય અને કંઈ અપમાનથી મિશ્રિત લાગણી બતાવતાં ભૂપતસિંહ બોલ્યો.

'ઠાકોર સાહેબ! સાચી ન હોય તે પૂછવા યોગ્ય છે અને જો સાચી જ હશે તો પછી મારે કંઇ કહેવાનું નથી.' વાતમાં કંઇક વજુદ મૂકતાં નંદા બોલી.

'અરે નંદા! તું તો હજુ પણ એવી જ રહી. મારી સાથે વાત કરતાં તું એમની સાથે ક્યાં ઉતરી પડી?' મેનાએ કહ્યું.

'અરે, હા, મેનાબા! તે એમ કહે છે કે...' અને વળી પાછું હાસ્ય આવતાં તે આગળ બોલતી અટકી ગઇ.

'અરે, મૂર્ખ છોકરી! આગળ બોલતાં તારી કાતર જેવી જીભ કેમ સીવાઇ જાય છે?'

'કારણ કે હું રાજદ્રોહથી ડરું છું.' નંદાએ કહ્યું.

'અરે, આપણા આ ઘરમાં રાજદ્રોહ શું? શું છે ઠાકોર? નંદા શું વાત કરી રહી છે?' મેનાએ મુખપરનાં રમતાં ચિહ્નો સમેટી લઇ ભવાં સંકોડતાં પૂછ્યું.

મા દીકરીને સમજવામાં ભૂલ થઇ હોય તેમ ભૂપતસિંહને, લાગ્યું. જે કામે તેણે અહીં આવી રહેવાનો નિર્ણય કર્યો હતો તે કામ કદાચ ન પણ પતે તેમ તેને લાગ્યું, છતાં દાવ ફેંકવાના ઉદ્દેશથી તેણે કહ્યું. 'હું તમારી મદદ માટે આવ્યો છું.'

'કેવી રીતની?'

મેનાના એ પ્રશ્નનો જવાબ આપતાં ભૂપતસિંહ અચકાયો. તેણે નંદા તરફ નજર કરી. મેના કંઇક સમજી. નંદાને દૂર કરવાના ઇરાદાથી તેણે કહ્યું. 'નંદા! નીચે જા અને ઘોડાને દાણો દે.' નંદા નીચે ગઇ. મેનાએ ભૂપતસિંહને અંદરના ઓરડા તરફ દોર્યો.

'કહો, શું કહેવું છે?'

'મેના! નંદા સમજીને મેં એક વખત તમારી સાથે શરમાવનારું વર્તન ચલાવ્યું હતું. તમારી ઉમર સાથે મને સરખાવતાં ખરેખર હું શરમાઇ જાઉં છું. એ માફી માગીને હવે આગળનું કામ હું કરવા માગું છું.'

'એમાં મારી માગવા જેવું તમે કંઇ કર્યું જ નથી. હું પણ સ્ત્રી છું અને તમે જોઇ શકો છો કે, હજુ હું વૃદ્ધ થઇ નથી.'

નફ્ફટ હાસ્ય હસતાં મેના બોલી અને ભૂપતસિંહના ખભા ઉપર તેણે પોતાનો જમણો હાથ ટેકવ્યો. 'બોલો હવે તમારે શું કહેવું છે?'

ભૂપતસિંહ કંઇક સમજ્યો, કંઇક ન સમજ્યો. ન સમજ્યો એટલું પુરું સમજી લેવા તેણે પ્રશ્ન કર્યો. 'નંદા જોશે તો?'

'ભલેને જોતી.'

'દીકરીનું દિલ માના વર્તનથી નહિ દુભાય?'

'હજુ સુધી એવા જ રહ્યા તમે ઠાકોર! કોણ મા અને કોણ દીકરી? તેની માને મરી ગયે આજે ચાર વર્ષ થયાં. તમારે માટે મેં એને ઉછેરી મોટી કરી છે.'

'હેં?' ભૂપતસિંહથી બોલી જવાયું.

'હા, ઠાકોર! તમને છનિયારવાળામાં પ્રથમ જોયા ત્યારે મારું જોબન હીલોળા લેતું હતું, પણ ત્યારે તમે ઉગતા યુવાન હતા. મારું મન કોણ જાણે કેમ પણ તમારી પાછળ ઉડી ઉડીને દોડવા લાગ્યું. તમે છનિયારવાળું છોડયું અને મેં પણ છોડયું. તમારી પાછળ પાછળ તમારા ગામોમાં રહેતી આવી છું. નથી રહી ફક્ત ભંકોડામાં. તમારી માતાનો તેને દુરાચારી માની તમે શિરચ્છેદ કર્યો તે સમાચારે મારી સાન ઠેકાણે આવી અને મને લાગ્યું કે તમારી પાછળની મારી ઘેલછા ફક્ત હવામાં બાચકાં ભરવા જેવી છે. મેં નવી યુક્તિ અજમાવી અને તમને મારા કરવાની પેરવી કરી. આ નંદાને તેની મા પાસેથી વેચાતી લઇ હું કડીમાં આવી રહી ત્યારે નંદા ચૌદ વર્ષની હતી. મને ખબર છે કે એ પહેલ વહેલી તમને ફતેહ દરવાજાના બહારના ભાગમાં મળી અને તમારી સાથે ઘોડાએ બેસવાની માગણી કરી હતી! તમે તેને ના પાડી અને તે હિંમતબાજ છોકરી ઘોડીની કેશવાળી પકડી લટકી ગઇ. તમારે નમતું આપી તેને ઘોડી ઉપર લઇ લેવી પડી ત્યારે તેણે તમારી સાથે તમારે ગામ આવવાની રટ લીધી. તમે ત્યાં લઇ જવા ના પાડી ત્યારે તે તમને અહીં તેડી લાવી અને તે જ પ્રસંગે તમારું ચિત્ત હરી નંદાએ તમને પોતાના કરી લીધા. પણ એથી મારી ઇચ્છા હજુ અણપુરાએલી છે. મારું દીલ પળેપળ તમને ઝંખે છે. નંદાને કારણે તમે

અહીં આવો છો અને તમને જોઇ માહરું દીલ આનંદ માને છે. હવે કહો, નંદા જોશે તો શું ?'

મેનાની વિગતવાર હકીકત ભૂપતસિંહ પચાવતો ગયો. તેનું દીલ અત્યારે મેનાએ કહેલી પ્રણયકથામાં નહિ પણ પ્રણય ભૂખી મેના પાસેથી કેવી રીતે કામ કાઢી લેવું તેની વેતરણ કરવામાં ગુંથાએલું હતું.

'ગજબની ગોઠવણ, મેના! મારી ખાતર તમે બહુજ વેઠ્યું!' વિવેક દર્શાવતાં ભૂપતસિંહ બોલ્યો.

'એક જ આશાએ.'

'કયી ?'

'એક દિવસ પણ તમે મારા થઇ શકો.'

'મેના! માણસની કિંમત તેની જુવાની કે રૂપ ઉપરથી નથી થતી, તેના કામ ઉપરથી થાય છે. માણસ વહાલું નથી, પણ તેનું કામ વહાલું છે.'

ઉત્તેજિત મેના ભૂપતસિંહના મુખ તરફ આશાની મીટ માંડી રહી.

'અને હજુ વખત છે. મેના! તમારી જુવાનીએ કંઇ દેશવટો નથી લીધો. નંદાને પણ ઘડીભર મારા મનમાંથી તમે ભુલાવી દઇ શકો તેમ છો—અરે ભૂલાવી જ દીધી હતી ને?' પેલા પ્રસંગની યાદ આપતાં ભૂપતસિંહે મેના ઉપર જાળ અજમાવવા માંડી.

'હજુ સુધી તમે તમે કહી તમે મને મુંઝવી ન મારો.' લાડ કરતી મેના બોલી.

'અરે, મેના ઘેલી! એમાં વળી મુંઝાવાનું હોય? નંદા હમણાં આવશે. મારું અગત્યનું કામ રહી જશે.'

'શું છે?'

'મલ્હારરાવ ભંડોડા ભાંગવા આવે છે. ક્યારે અને કેવી રીતે તે મારે જાણવું છે. ખબર લાવીશ?' ભૂપતસિંહે પૂછી લીધું. તેને ખાત્રી હતી કે પોતાની પાછળ ફના થવા તૈયાર થએલી મેના એ કામ જરુર કરશે.

મેનાએ થોડીક પળ વિચાર કર્યો.

'હનુમન્ત પાસેથી એ હકીકત મળશે?' તેણે પૂછ્યું.

'ના, હનુમન્ત ચીઠ્ઠીનો ચાકર જ હોય છે. ખુદ મલ્હારરાવ સવાય બીજા કોઇ પાસેથી એ હકીકત મળવી મુશ્કેલ છે.'

ભૂપતસિંહ આશાની મીટ માંડતો મેના તરફ જોઇ રહ્યો. મેના ઊંડા વિચારમાં ઉતરી ગઇ.

'કેમ, બહુ ઊંડા વિચારમાં પડી ગઇ?" મેનાના બન્ને ખભા હલાવતાં ભૂપતસિંહે પૂછ્યું.

'કામ મુશ્કેલ છે.'

'કેવી રીતે?'

'તમારે આ સમાચાર ક્યારે જોઇએ?'

'વહેલામાં વહેલા અત્યારે અને મોડામાં મોડા પરમ દિવસે સવારે.'

'નહિ બને.'

'કેમ?' નિરાશ બનતાં ભૂપતસિંહે પૂછ્યું.

'તે પહેલાં મારાથી મલ્હારરાવને મળી શકાય તેમ નથી.'

'કેમ?'

'ચાર દિવસ સુધી મલ્હારરાવે પોતાનો ખાનગી રંગ મહેલ બંધ રાખ્યો છે.'

'શું?'

'મલ્હારરાવે રાણીની ખફા નજરથી અકળાઇને પોતાના ખાનગી રંગરાગ અને મોજમજાહ બંધ રાખ્યાં છે.'

'તે શું એટલા દિવસમાં રાણી મનાઇ જશે?'

'એવું તો ઓછું હોય છે? પણ માણસ જાતને માથે પણ શિંગડાં ઉગવાં જ બાકી છે ને! એવી રુપાળી રાણીને છોડી ટૂકડા માટે ઘરઘર શોધતો મલ્હારરાવ કેટલા દિવસ ધીરજ ધરશે?'

ભૂપતસિંહે મલ્હારરાવની ઉડતી વાતો સાંભળેલી. તે બધી તેને સાચી લાગી.

'તો પછી શું થાય?'

'એક ઉપાય છે."

'રાજાની હું ખાસ મુલાકાત માગી લઉં'. મેનાએ કહ્યું.

'તે તને મુલાકાત આપશે?'

'તે મને નહિ ત્યારે શું તમને આપશે?' મેનાએ સામો પ્રશ્ન કર્યો

'વાહરે, પણ મુલાકાતમાં તો તારાથી એ વાત સીધી રીતે નહિ પૂછી શકાયને?' ભૂપતસિંહે શંકા દર્શાવી.

'અરે વાત કરવાની અનેક રીતો મારી પાસે છે અને વાત કઢાવવાની અનેક કરામતો હું જાણું છું.'

"તો પણ કહે તો ખરી?'

'આ નંદા માટેની વાત લઈને જઈશ એટલે તેમનો સાંભળ્યા વિના છૂટકો જ નહિ. અને વાત પાછળ વાત દોડી આવશે કે તે બીચારા શું કરવા માગે છે.' વિજય હાથ વહેંતમાં હોય તેમ મેના બોલી.

દાદરનાં પગથીઆં ખખડયાં. નંદા આવતી હતી.

'બસ ત્યારે ક્યારે જઈશ?'

'કાલ જાઉં?'

'હા કાલે. પણ મારું રોકાવું સાર્થક થવું જોઈએ.'

ભૂપતસિંહ છેલ્લું વાક્ય જરાક મોટેથી બોલ્યો તે નંદાએ સાંભળ્યું.

'રોકાવું શી રીતે સાર્થક કરવું છે?' તેણે પૂછ્યું.

'તારે એમાં બોલવાનું ન હોય....ત્યારે બધી સામગ્રી તૈયાર કરાવી દઉં ને?' નંદાને ઉદ્દેશી પ્રથમ અને ભૂપતસિંહને ઉદ્દેશી બીજું વાક્ય મેનાએ કહ્યું. અને નંદા તરફ જોઈ તે એવું માર્મિક હસી પડી કે શરમના માર્યા નંદાથી ઉંચી આંખ ન થઈ શકી.

તે બિચારી ભોળી યુવતીએ એમ જ માની લીધું કે પોતાના લગ્નની બધી સામગ્રીની વાત મેના કરતી હતી અને ખરેખર મેનાનું તે વખતનું માર્મિક હાસ્ય એ સિવાય બીજો કોઈ અર્થ બતાવતું ન હતું.

'નંદા! ચાલ નીચે. ભૂપતસિંહને જમાડવાની તજવીજ કરવાની છે.' મેનાએ કહ્યું.

'ના, મારે નથી જમવું.'

'ભલા માણસ, કાલ તો હજુ હવે આવવાનું છે એ પહેલાં હરખઘેલા બની ખાવાનું ભૂલી જશો કે શું?' મેનાએ કહ્યું અને નંદાનો હાથ જોરથી દાબી ખેંચીને તે તેને સાથે લઈ નીચે ઉતરી ગઈ.

મેનાના સ્ત્રી ચરિત્ર પર વિચાર કરતો ભૂપતસિંહ બારીએ ડોકાયો.

## પ્રકરણ ૪ થું — નંદાનો સંસ્કારી આત્મા

**રાતના** વાળુથી પરવારી ભૂપતસિંહ, નંદા અને મેના ગામ ગપાટા હાંકતાં અંદરની મેડીમાં બેઠાં હતાં ત્યાં બહારથી કોઈએ કમાડ ખખડાવ્યાં. 'કોણ એ?' કહેતી મેના ઉઠી નીચે ગઈ.

'તમારે ત્યાં ભંકોડાના ઠાકોર ભૂપતસિંહ ઉતર્યા છે?' કમાડ ઉઘડતાં જ બહારના માણસે મેનાને પ્રશ્ન કર્યો. શું જવાબ આપવો તે મેનાને ન સુઝ્યું.

'તમે ક્યાંથી આવો છો?'

'મને દિવાનજીએ મોકલ્યો છે,' માણસે ચોખવટ કરી. મેનાએ પોતાનું ઘર રાજનીતિમાં મહત્વ પામતું જોયું. તે મનમાં કંઈક ફુલાઈ અને એ ગર્વમાં તેણે જવાબ દીધો.

'હા, ભૂપતસિંહ આવ્યા છે.'

'ક્યારે જવાના છે?'

'મહેમાન ક્યારે જવાના છે તેની મને શું ખબર? હું કંઈ તમને પૂછી શકું કે તમે ક્યારે જશો?' મેનાએ સામો પ્રશ્ન કર્યો.

'ના. તમે જાણતાં હો તો કહો.'

'હું નથી જાણતી.'

'આપને દિવાનજીએ કહાવ્યું છે કે, ભૂપતસિંહ ક્યારે જવાના છે, એ ખબર આપને જ્યારે મળે ત્યારે આપે તેમને આપી આવવી.'

'ભલે.' વિચાર કરતી મેનાએ જવાબ આપ્યો અને બારણું અંદરથી બંધ કરી ઉપર ચાલી ગઈ.

'ભૂપતસિંહ! તમે ગજબના માણસ લાગો છો. કડીના દિવાન પણ તમારી પાછળ જાસુસી કરે છે.' મેનાએ મેડીમાં આવતાં જ કહ્યું.

'કેમ?'

'મને શું ખબર? તમે ક્યારે જવાના છો એ ખબર મારે દિવાનજીને પહોંચાડવાનું ફરમાન દિવાનજી તરફથી મને મળી ગયું.'

'એમ? દિવાનનો માણસ આવ્યો હતો.?' ભૂપતસિંહે પૂછ્યું.

'હાજી.' પોતાનું મહત્ત્વ વધ્યાના ગર્વમાં ડોક મરોડતી મેના બોલી.

પૂરી પાંચ ક્ષણ વીતી નહિ હોય અને વળી પાછાં બારણાં ખખડ્યાં. 'કોણ એ ?' કહેતી મેના દોડી.

'ભંકોડાના ઠાકોર તમારા ત્યાં છે ?' પૂછનારનો અવાજ બહુ જ ધીમો હતો.

'શું કામ છે ?' મેનાએ પૂછ્યું.

'અહીં છે કે નહિ ?'

'તમે કોના મોકલ્યા આવ્યા છો ?'

'રાજ તરફથી હું તમને પૂછવા આવ્યો છું.' ધીમે છતાં કંઈક ગર્વમાં પેલાએ કહ્યું.

'રાજ એટલે રાજાજી ને ?' મેનાએ ચોખવટ માગી.

'હા.'

દિવાનના માણસને 'હા' પાડ્યા પછી મલ્હારરાવના માણસને 'ના' શી રીતે પાડી શકાય ? અને જો 'હા' પાડે તો પછી રાજા પાસેથી ભંકોડા વિશેની ખાનગી વાત કેવી રીતે મેળવી શકાય ? મેના મુંઝાઈ. ક્ષણભરના વિચાર પછી તેણે જવાબ આપ્યો.

'ભૂપતસિંહ મારે ત્યાં છે.'

'ક્યારે જવાના છે ?'

'એ ખબર નથી.'

'તમને રાજાજી બોલાવે છે.'

'અત્યારે ?' નવાઈ પામતાં મેના બોલી.

'હા.'

રાજાનું તેડું. 'ના' શી રીતે પાડી શકાય ?

'ભલે, હું આવું છું.' મનમાં બાજી ગોઠવતી મેના તૈયાર થવા ઘરમાં ગઈ.

'નંદા ! રાજાજીનું તેડું આવ્યું છે. જરા જઈ આવું.' નંદા અને ભૂપતસિંહ પાસે આવી તેણે કહ્યું.

'અત્યારે ?' બન્ને અચંબો પામી બોલ્યાં.

'હા. આવાં તો અનેક તેડાં આવી ગયાં. આ કંઇ નવી નવાઇનું નથી.' પોતાની મહત્તાનું ભૂપતસિંહ આગળ પ્રદર્શન કરવાના ઇરાદાથી મેના બોલી.

'ભલે,' નંદાએ એ વાત તરફ દુર્લક્ષ કરતાં કહ્યું.

'હું એકાદ કલાકમાં પાછી આવીશ. નંદા! નીચેથી બારણું બંધ કરી જા.' નંદા ઉઠી મેનાની સાથે નીચે ગઇ.

'જો નંદા! ભૂપતસિંહ સાથે રાજખટપટની વાતોમાં ઝાઝું માથું મારીશ નહિ.' કાનમાં કહેતી હોય તેમ મેનાએ નંદાને કહ્યું.

'ભલે,' નંદાએ જવાબ આપ્યો અને મેના બહાર નીકળી કે અંદરથી બારણું બંધ કરી તે મેડી પર ચઢી ગઇ.

યુવાન ભૂપતસિંહ ઉંડા વિચારમાં મશગુલ હતો. નંદા આવી તેની નજીક બેઠી.

'આજે આ બધું શું છે તે મને સમજાવશો?' મેનાની 'ના' છતાં નંદાએ ખટપટ જાણવા પ્રયત્ન આદર્યો.

'નંદા! મને તારામાં વિશ્વાસ છે, ત્યાં સુધી મારી રજેરજ વાત હું તને કહીશ, પણ મને નથી લાગતું કે તારો સ્વભાવ મને અનુકૂળ આવે.' ભૂપતસિંહે કહ્યું.

'કેમ?'

'તને ખબર છે, કે સ્ત્રી એટલે અર્ધો પુરુષ અને પુરુષ એટલે અર્ધી સ્ત્રી! પુરુષની અપૂર્ણતા સ્ત્રી પૂરે છે. સ્ત્રીની અપૂર્ણતા પુરુષ પૂરે છે. આમ એક બીજાની અપૂર્ણતાને પૂર્ણ કરતાં સ્ત્રી-પુરુષ સંસારમાં દંપતી તરીકે ઓળખાય છે.'

નંદા બધું ન સમજી. ફક્ત એટલુંજ સમજી કે ભૂપતસિંહ તેને કંઇક મહત્વની વાત કહેવા માગે છે. તે નિરુત્તર બેસી જ રહી.

'મારે ઘેર સ્ત્રીઓ છે, પણ તે મારામાં રહેલી અપૂર્ણતા પૂર્ણ કરે તેમ નથી એટલે એ પૂર્ણતા માટે મારે વારંવાર તારાં બારણાં ખખડાવવાં પડે છે.'

નંદા ન બોલી.

'તને મેળવવામાં હું સુખ માનું છું. તને રીઝવવામાં હું આનંદ માનું છું. તને શણગારવામાં હું મને ધન્ય માનું છું એનાં કારણો છે. નંદા! એકલા દેહસુખની ખાતર પુરુષ સ્ત્રીની મિત્રતા નથી ઇચ્છતો. દેહસુખ ઉપરાંત તે બીજું વિશેષ માગે છે. હૃદયની વફાદારી અને પ્રિયતમ પાછળ મરી ફીટવાની તમન્ના.'

નંદા ન બોલી.

'આજ સુધી આપણે દેહસુખની મર્યાદા વટાવી આગળ નથી ગયાં, જવાની જરુર નથી જણાઈ. પ્રિયતમ ખાતર પ્રાણ દેનાર પ્રિયતમા અને પ્રિયતમા પાછળ મરી ફીટનાર પ્રિયતમની વાતો આપણે ઘણી સાંભળીએ છીએ, પણ એ દશામાં જો આપણે મુકાઈએ તો શું કરી શકીએ એનો કદિ વિચાર કર્યો છે?'

'તમારે મારો પ્રાણ જોઈએ છે?' વફાદારીની અદાથી નંદાએ પૂછ્યું.

'અરે ગાંડી! એમ પ્રાણ માગવાના હોય? હું તો પુછું છું કે તું મને વફાદાર છે?'

'હું તમને વફાદાર નથી, એમ શા ઉપરથી કહો છો?' નંદાએ સામો પ્રશ્ન કર્યો.

'માની લઉં કે તું મને વફાદાર છે અને મારી ભીતરની વાત તારી આગળ ખૂલ્લી કરી દઉં તે પછે તને લાગે કે એ વફાદારીમાં જોહુકમી છે, રાજદ્રોહ છે, તો પછી મારું શું?' રાજદ્રોહથી ડરતી નંદામાં ભૂપતસિંહ પૂરી વફાદારી જોઈ શકતો ન હતો, તેથી તેણે ચોખવટ કરી.

'ઠાકોર! આ દેહ અને આ પ્રાણ તમારાં છે, પણ જે અન્નથી આ દેહ પોષાયો છે તે અન્ન ઉત્પન્ન કરનાર ભૂમિ અને તેના રાજાને બેવફા નીવડવાની વાતમાં તમારી સાથેની વફાદારી સમાતી હોય, તો કૃપા કરીને એ વાત અહીંજ દાટી દો.' નમ્ર બનતી નંદા બોલી.

'એટલે?'

'જનમભોમ અને રાજા સાથેની વફાદારી હું છોડી શકીશ નહિ.'

'તો પછી મારું સ્થાન ક્યાં?'

'મારા હૃદયમાં મારા હૃદયેશ તરીકે.'

'તો હૃદયેશ કરતાં પણ જન્મભોમ અને રાજા વધી જાય ખરું ?'

'હું માનું છું કે દેશ અને રાજા પ્રત્યેની વફાદારીમાં હૃદયેશને વાંધો ન હોવો જોઇએ. એ તો પ્રત્યેક પ્રાણીનું સ્વત્વ છે.

'તો તારું કહેવું એમ છે કે તારો હૃદયેશ બનવામાં મેં ભૂલ કરી ?'

'ના, હું એમ ન કહી શકું. જન્મભૂમિ અને રાજા પ્રત્યેની મારી વફાદારીને અખંડ રાખી શકવાની તમારામાં હું તત્પરતા નથી જોતી.'

'અને પરિણામે ?'

'પરિણામે એજ કે, હું તમને બેવફા નીવડવા નથી ઇચ્છતી, માટે જન્મભૂમિ અને રાજાની વફાદારીમાં મોટાઇ માની મારે તમારો સાથ સદંતર ત્યજી દેવો.' આટલું બોલીને નંદાએ ડૂસકાં ભરવા માંડયાં.

તેની પીઠ પર હાથ પસારતાં ભૂપતસિંહે કહ્યું. 'હજુ તો વાત થાય છે ત્યાં આગળથી કેમ આમ રડી પડે છે ?'

'હું લાચાર છું. મારાથી દેશદ્રોહ-રાજદ્રોહ નહિ થાય.' રડતી નંદાએ જોરથી રડવા માંડયું.

'મેં તને રાજદ્રોહ-દેશદ્રોહ કરવાનું કયારે કહ્યું ?'

'ભલે નથી કહ્યું. તમારું દીલ કહી રહ્યું છે અને એ કામ કરવા હું અશક્ત છું. મને છોડી દો. મારા પરની માયા ઉતારી દો. મને મારા વિયોગમાં મક્કમ રહેવા દો.'

'નંદા ! તને નહિ કહું દેશદ્રોહ કરવાનું કે નહિ કહું રાજદ્રોહ કરવાનું. તું મારી છે અને મારી થઇને રહે એટલું જ મારે બસ છે.'

'નહિ બને ઠાકોર ! મારાથી એ નહિ બને. એવું હૃદયનાં ઐકય વિનાનું જીવન જીવવા કરતાં મને તમારાથી મુક્ત કરો. હું દેવાસનું જીવન જીવવાનું પસંદ કરીશ, પણ મારો પ્રિયતમ મારી માતૃભૂમિને-મારા રાજાને કષ્ટ દે એ હું સહન નહિ કરું. મને મુક્ત કરો ઠાકોર !' એ હાથ જોડી કરગરતી નંદા બોલી.

'ઘણો પહેલાંનો તારો યૌવન તનમનાટ, મારા માટેની તારી તાલાવેલી, મારા જ માટે જીવન ધારણ કર્યાની ખાતરી આપતી તારી આ આંખો એ બધું મારો ત્યાગ કરવાથી શી રીતે જીવી શકશે !'

'હું તમારી ભવેભવની ઋણી રહીશ. મારો યૌવન પમરાટ તમારી યાદમાં, તમારા માટેની તાલાવેલી તમારા નામસ્મરણમાં અને આંખો તમારાં વીરકૃત્યો જોવામાં રોકીશ.'

'નંદા! નંદા! સ્વર્ગનાં દ્વાર ખોલી આમંત્રણ આપ્યાં અને પ્રવેશ વખતે જ દ્વાર બંધ કરીને તું મને અન્યાય કેમ આપે છે?'

'હું અન્યાય નથી આપતી. વર્ષોનાં વર્ષો સુધી હું તમારી રાહ જોઈશ. જ્યારે પણ તમારો હૃદયપલટો થશે ત્યારે નંદા તમારી હશે. નાથ! મને મુક્ત કરો. તમારી માયા મારામાંથી છોડાવી લો.'

'એટલે?'

'હું તમારે લાયક નથી. તમને આપી શકાય તેટલું બધું આપી શકતી નથી.'

'તું જેટલું આપે તેટલું જ લઈ હું આનંદ માનીશ.'

'ના. ના, એ આત્મદ્રોહ છે. આત્માના ગુનેહગાર થવાનું નવું પાપકાર્ય તમે મને ન શીખવો.'

'નંદા! નાહકની વિચારોમાં લેવાઈ જાય છે.'

'વિચારો નથી. નક્કર ભૂમિકા છે નાથ! છેલ્લા ચાર દિવસથી મને સ્વપ્નાં આવે છે કે. મલ્હારરાવ ફોજ લઈ ભંકોડા ભાગવા નીકળે છે.'

'સ્વપ્નમાં તું શું જુએ છે?' ભૂપતસિંહે જિજ્ઞાસાથી પૂછ્યું.

'ઘણું બધું દેખાય છે. ભંકોડાનું ઘેરેઘર ઉજ્જડ થતું દેખાય છે. પ્રજા નાસતી ફરતી દેખાય છે.'

'અને હું?'

'તમે?' થોડોક વિચાર કરી: 'નહિ કહું તમને, દુઃખ લાગે તેવું નહિ કહું. મને મારા ધર્મથી પતિત થતી બચાવો નાથ! હું એટલું જ માગું છું.' રડતી રડતી નંદા ભોંયપર પછડાઈ ગઈ. તેને છોડાવી સરખી રીતે બેસાડતાં ભૂપતસિંહના મનને વાચા જાગી.

'આનો સંસ્કારી આત્મા આ ઘરમાં ક્યાંથી ફસાઈ ગયો?' અને અબોલ નંદા અને અબોલ ભૂપતસિંહ મેનાની રાહ જોતાં પરસ્પરની દૃષ્ટિ એક ન થાય તેની ખાસ કાળજી રાખતાં બેસી રહ્યાં.

## પ્રકરણ ૫ મું — હિંમતબહાદુર* મલ્હારરાવ

રાત્રિનો પ્રથમ પહોર પૂરો થયો હતો. કડી શહેરનાં વાંકાંચૂકાં બજારો અને રાજમાર્ગો પર નિર્જનતા ફેલાતી જતી હતી. શેરીઓમાં વાતડાહી સ્ત્રીઓ અને નવરાશનો સદુપયોગ કરતા પુરુષો સિવાય સઘળે શાન્તિ સ્થપાતી જતી હતી. કોઇ કોઇ જગાએથી કૂતરાના ભસવાના અવાજો, તો કોઇ જગાએથી રાજના ચોકીદારોના પગના જોડાના એકધારા ધબકારા સિવાય વિશેષ કાને પડતું નહતું. તે સમયે કડીનો જાગીરદાર મલ્હારરાવ મેનાની આવવાની રાહ જોતો રાજમહેલના મુખ્ય ઓરડામાં બેસી બગાસાં ખાતો હતો. મુખ્ય ઓરડાની બાજુના એક ભાગમાં એક ઓરડો હતો અને તેમાં થઇને રણવાસમાં જઇ શકાતું હતું. ખાસ કારણ સિવાય તે ઓરડો કદિ ઉઘડતો નહિ. આજે તે ઓરડો ખુલ્લો હતો અને મુખ્ય ઓરડા અને તેની વચ્ચેના બારણામાં એક દાસી હાથમાં ચામર લઇ ઉભી હતી. બાજુમાંજ વિરામાસન પર રાણીજી પોતાનાં શરીરને સુખ થાય તે રીતે ઢાળીને અર્ધાં સૂતાં પડેલાં હતાં. રાજા અને રાણી એવી રીતે બેઠેલાં હતાં કે એક બીજાનું મ્હોં તેઓ ન જોઇ શકે, પરંતુ વાતચીત કરી શકે તથા એક બીજાની વાતચીત સાંભળી શકે. મેનાને બોલાવવામાં આવી તે વાત રાણી જાણતી હતી અને તેથીજ પોતાના વહેમી સ્વભાવને વશ થઇ રાજા સાથે તેની શું વાતચીત થાય છે, તે જાણવા તેણે તે મુખ્ય ઓરડામાં પડતું બારણું ખોલાવી દીધું હતું. મલ્હારરાવે તેને સમજાવવા ઘણાએ પ્રયત્નો કર્યા કે રાજકીય કારણે મેનાને બોલાવવામાં આવી હતી, પણ તેણે ન માન્યું તે નજ માન્યું.

ગાયકવાડ વંશના પિલાજીરાવનો નાનો દીકરો ખંડેરાવ બાપ પાસેથી કડી પરગણું માગી લઇ વડોદરાનો ખંડિયો રાજા બની બેઠો હતો. તેના

* પિલાજીરાવ ગાયકવાડે પોતાના નાના દીકરા ખંડેરાવને કડી પરગણું આપી હિંમતબહાદુરનો ખિતાબ આપેલો, તે ખિતાબ ખંડેરાવ પછી તેનો દીકરો મલ્હારરાવ પણ ભોગવતો હતો.

મરણ પછી તેના દીકરા મલ્હારરાવને વડોદરાની ગાદીને વફાદાર રહેવાની શરતે તેના બાપનું પરગણું અને ખિતાબ ફતેહસિંહ ગાયકવાડે સોંપ્યાં. બદલામાં તેણે ચારસો ઘોડેસવારની ચાકરી અથવા ૧,૨૦,૦૦૦ રૂપયાની ખંડણી આપવી એમ નક્કી કરવામાં આવેલું.

પોતાના પરગણામાં સ્વતંત્ર રીતે મહાલતા મલ્હારરાવને પરગણા પૂરતી સર્વ સત્તા વાપરવાની છૂટ હતી. પોતે પોતાનો સ્વતંત્ર દરબાર ભરી શકતો, ન્યાય આપી શકતો, શિક્ષા ફરમાવી શકતો, કડકમાં કડક સજા–દેશવટો, ફાંસી કે શિરચ્છેદ કરવામાં તેને પૂછનાર કોઈ ઉપરી સત્તા નહતી. તે સમયમાં નાનાં રાજ્યો જેમ પોતાના રાજ્યના ઉંબરમાં સ્વતંત્ર હતાં તેટલો જ સ્વતંત્ર, જાગીરદાર કહેવાતો છતાં મલ્હારરાવ ગાયકવાડ હતો. કેટલાક તેને કડીના સૂબા તરીકે ઓળખતા હતા પણ તે તો પોતાને કડીનો રાજા માનતો અને મનાવતો હતો.

મલ્હારરાવ સ્વભાવે રંગીલો હતો. વળી શાન્ત છતાં વખત આવે ઉગ્ર થઈ જવા જેટલી તેજસ્વિતા તેનામાં હતી. તેનો નાનો ભાઈ હનુમન્તરાવ તેનો જમણો હાથ હતો. રાજ્યની સરહદ અંગેની અને બીજી લડાઈઓમાં હનુમન્તરાવ પોતે જતો. ક્વચિત જ મલ્હારરાવને જાતે જવાનો પ્રસંગ સાંપડતો.

ત્રણ ગામની તકરારમાં હનુમન્તને ભંકોડા ઉપર ચઢવું પડ્યું. ભૂપતસિંહને મનાવી-કડી લાવવામાં આવ્યો ત્યાં તેણે દરબારમાં બતાવેલી બેપરવાહ વર્તણુંકે રાજા અને દરબારીઓનાં દીલ ખાટાં કરી નાખ્યાં. વળી યુદ્ધની ચોખ્ખી માગણી કરીને, ભંકોડાના પાદરે કડીનું લશ્કર બોલાવવાનું આમંત્રણ દઈને તે કડી ત્યજી ન જતાં કડીમાં જ રાત રહ્યો હતો. મલ્હારરાવને આ બાબત ખૂંચતી હતી અને દિવાને જેવી તેને એ હકીકત કહી કે, તરત જ તેણે માણસ મોકલી મેનાને બોલાવી મંગાવી.

મલ્હારરાવના આખા રાજમહેલની રચના ખરેખર રંગમહેલ જેવી હતી. સ્વતંત્ર રાજગઢીમાં આવેલો તે મહેલ અનેક વિભૂષિત ઓરડાઓથી શણગારાએલો હતો. ઓરડાઓ નાના અને મોટા હતા. દરેક ઓરડાને એક છૂપું દ્વાર હતું અને તે બધાં દ્વારોને સાંધતી એક સાંકડી અંધારી

ગલી મહેલના પહેલા અને બીજા માળમાં ફરી વળતી હતી. કહેવાતું હતું કે તે છૂપા દ્વાર મારફતે મલ્હારરાવ પોતાના ખાસ રંગમહેલમાં ચાલ્યો જતો. મહેલના જ એક ભાગનો તે પોતાના રંગમહેલ તરીકે ઉપયોગ કરતો અને તે રંગમહેલ વિશે રાજા પોતે અને તેના વફાદાર નોકરો સિવાય બીજાઓને ખાસ માહિતી નહતી. મલ્હારરાવની વધતી જતી વિલાસિતાથી કંટાળતી રાણીએ ઘણી વખત તે રંગમહેલની રમતો બંધ કરાવવા છૂપા પ્રયત્નો આદર્યા પણ વ્યર્થ ગયા. અન્તે અન્ય રમણીઓ સાથેનો મલ્હારરાવનો વિલાસ બંધ કરાવવાનું તેણે છેવટનું પગલું ભર્યું. રંગમહેલ બંધ કરાવવાની રઢ લઇ તેણે મલ્હારરાવને ન સંભળાવવાનું સંભળાવી દીધું ત્યારે સ્મશાન વૈરાગ્યની જેમ મલ્હારરાવને વિલાસિતાપર તિરસ્કાર છૂટ્યો અને પરિણામે તેણે રંગમહેલ બંધ કર્યો. તેનો એ વિરાગ કેટલા દિવસ ચાલશે તે તો તેની વિલાસિતા કહી આપતી હતી. પણ રાણીનો તેને ડર હતો. તીખી આગ ઝરતી તેની વાણી મલ્હારરાવને નીતિનાશને માર્ગેથી પાછો વાળવાને હરદમ તૈયાર રહેતી. મલ્હારરાવ પણ વિલાસિતાથી ઉત્પન્ન થતા થાકને ઉતારવા કોઇ કોઇ વખત એવી વાણીનો આશ્રય શોધી પોતાની વિરાગવૃત્તિને ઉત્તેજિત કરતો, પણ છેવટે તો કૂતરાની પૂંછડીની જેમ તેની એ વૃત્તિ વક્રરૂપ ધારણ કરી યૌવનસુલભ વિલાસ ભોગવવા તરફ વળી જતી. રાણી એ જાણતી હતી અને તેથી જ મેના સાથેની રાજાની મુલાકાત વખતની વાતચીત પોતે સાંભળી શકે તેવી વ્યવસ્થા તેણે રાખી હતી.

સહેજ ભરાવદાર શરીરનો, નહિ નીચો નહિ ઉંચો એવો ઘઉંવર્ણો મલ્હારરાવ બગાસાં ખાતો મેનાની રાહ જોતો હતો ત્યાં નોકરે આવી ખબર દીધી.

'હજુરની સેવામાં મેના આવે છે.'

મલ્હારરાવે સમ્મતિસૂચક માથું હલાવ્યું. નોકરે બહાર જઇ મેનાને અંદર મોકલી.

મેના અંદર આવી અને પ્રણામ કરી એક બાજુએ ઉભી. જેના વિષે તેણે અનેક ઉડતી વાતો સાંભળી હતી તે મલ્હારરાવને એકાન્તમાં

મેનાએ આજે જ જોયો. આશાના અનેક કિલ્લાઓ ઉભા કરી ભૂપતસિંહને મદદરૂપ બનવાનાં સ્વપ્નો સેવતી મેનાને એ કિલ્લાઓ અને એ સ્વપ્નો સિદ્ધ કરવાનો નક્કર પાયો રચવાનો આ પ્રસંગ વણમાગ્યો મળી ચૂક્યો હતો.

'મેના ! બેસ.' ગંભીરતા ઉતારી નાખી મુખપર હાસ્ય ફરકાવતાં મલ્હારરાવે કહ્યું.

'જી.' કહી મેના એક બાજુએ સંકોડાઈને બેસી ગઈ.

'જો મેના ! આ તો કડીનો રાજમહેલ છે અને વળી આ તો તેનો મુખ્ય ઓરડો છે, એટલે જગાના અભાવે સંકોડાઈને બેસવાની જરુર નથી.' સ્વાભાવિક સ્મિત સાથે મલ્હારરાવે કહ્યું.

મેનાએ એક આછું સ્મિત નજરદ્વારા મલ્હારરાવ તરફ ફેંક્યું અને રાજાની માનસિક વલણ જાણી લેવાનો આછો પ્રયત્ન કર્યો.

મલ્હારરાવ મેનાની એ નજરને પી ગયો અને બોલ્યો. 'કડીમાં ફાવે તો છેને ?'

'હા, આપના પ્રતાપથી.' હિંમત કરી મલ્હારરાવ સાથે નજર જોડતાં મેના બોલી.

'કડીમાં આવ્યે તને કેટલાં વર્ષ થયાં મેના ?' એકાએક મલ્હારરાવે પલ્ટો ખાધો.

'ચાર વર્ષ.'

'એમ ?'

'જી, હા.'

'મને ઘણી મોડી ખબર મળી.' હસતાં હસતાં મલ્હારરાવે કહ્યું.

'શાની ખબર ?' હવે પૂછવાનો વારો મેનાનો હતો.

'તું ચાર વર્ષથી કડીમાં છે છતાં હું એ વાત આજે જાણું છું. તે જો પહેલેથી જ ખબર હોત તો મેના તું મને આજ સુધીમાં બહુ જ ઉપયોગી નીવડી હોત.'

'જી.' પ્રશંસા છે કે ધિક્કાર તે ન સમજતાં મેના બોલી.

'અને તારી સાથે બીજું કોણ છે ?'

'મારી દીકરી નંદા.'

'એ પણ તારાથી ઉતરે તેવી તો નહિ જ હોય.'

મેનાએ જવાબ ન દીધો.

'અને ભૂપતસિંહ સાથે નંદાનાં લગ્ન ક્યારે છે?'

મેના ડઘાઈ ગઈ.

'બોલ મેના! આ કડીનો રાજમહેલ છે. તેમાં બેસી હું, કડીનો રાજા મલ્હારરાવ તને પૂછું છું, કે ભૂપતસિંહ સાથે તારી કહેવાતી દીકરીનાં લગ્ન ક્યારે છે?' એમ જ હસતું મુખ રાખી મલ્હારરાવે મેનાને પૂછ્યું.

'મહારાજ!' મેના જવાબ દેતાં ગભરાઈ.

'હાં, બોલ.'

'મહારાજ! ભૂપતસિંહ સાથે નંદાનાં લગ્ન નથી થવાનાં.'

'કેમ? બિચારાને નાહક બુલામણીના ચક્કરમાં ફેરવવો છે?' હસતે ચહેરે મલ્હારરાવે મેનાને ધમકી દીધી.

'મેં ભૂપતસિંહને એવી લાલચ આપી નથી.' નીચે મુખે મેના બોલી.

'તે છતાં તે તારે ત્યાં વારંવાર આવે છે?'

'આવે તેને હું શી રીતે કાઢી મૂકું?'

'તો પછી તે શા માટે આવે છે? અને તું એને કેમ આવવા દે છે?'

મેના નિરુત્તર રહી.

મલ્હારરાવ ખડખડાટ હસી પડ્યો. મેનાને બીક લાગી. તેણે નીચું મુખ ઊંચું કર્યું અને રાજા તરફ જોયું.

'સાંભળો રાણીજી! આપણી કડીની એક બાઈની વાત. બાઈ વિધવા છે. યુવાન છે. વળી તેના ઘરમાં એક યુવાન દીકરી છે. તેને ત્યાં ભૂપતસિંહ ઘણીવાર આવજા કરે છે. હું તે બાઈને પૂછું છું કે તે છોકરીનાં લગ્ન ભૂપતસિંહ સાથે ક્યારે કરે છે ત્યારે બાઈ જવાબ આપે છે કે લગ્ન નથી થવાનાં. તો પછી તમે જ કહો રાણીજી! કડીની રૈયતનું કેટલું ચારિત્ર્યબળ હશે?'

અંદરથી રાણી ખડખડાટ હસી પડી અને બોલી. 'એવી પ્રજા મહારાજના રંગમહેલની વાતો ઉડાવે તેમાં શું શંકા!' રાણીના આ શબ્દોએ મેનાના હૃદયને દાબી દીધું.

'મેના! તું જાણે છે? મારા રંગમહેલમાં અનેક સ્ત્રીઓ સાથે હું રાસ ખેલું છું.'

'મહારાજ! કાન ગુનેગાર છે. ઉડતી વાતો અનેક આવે છે.' મેનાએ કાને હાથ દેતાં કહ્યું.

'અને એ વાતો કોણ કરતું હશે, ખબર છે?'

મેના મૂંગી રહી.

'તારા જેવી કુલટાઓ પાપ કરતાં ન શરમાય, અને જૂઠું બોલતાં ન શરમાય તેવી પાપિણીઓ.' ધિક્કારતાં મલ્હારરાવ બોલ્યો.

'એના બિચારીનો શું દોષ?' રાણી બોલી.

'એનો નહિ ત્યારે કોનો દોષ? રાણીજી! પૂછો એને કે એક ઘડી પહેલાં એણે ભૂપતસિંહને કહ્યું હતું કે, મલ્હારરાવે પોતાનો રંગમહેલ રાણીજીની ખફા મરજીથી ચાર દિવસ માટે બંધ કર્યો છે?'

મેના સ્તબ્ધ થઈ ગઈ. 'આ વાત અહીં આવી ક્યાંથી?' તેનાથી મનને પૂછાઈ ગયું.

'હોય, એ તો. એવી વાતોમાં જ તેમની કમાણી સમાતી હોય એટલે ન છૂટકે પણ એવું બોલવું પડે.' રાણીએ કહ્યું.

'અને એ પણ પોતાના રાજાના ચારિત્ર્યના ભોગે ખરું ને?' મલ્હારરાવે મેનાને પૂછ્યું.

'માફ કરો, મહારાજ! હું અબુધ છું, અજ્ઞાન છું. આપને વિશે સાંભળેલી વાતોને સત્ય માની તે પર પાયો રચીને મેં મોટું પાપ કર્યું છે. મને માફ કરો.' કરગરતી મેના બોલી.

'અને અહીંથી જઈ ભૂપતસિંહ આગળ શું બડાઈ હાંકીશ?'

'બડાઈ નહિ હાંકું.'

'ત્યારે?'

'તેમને ચોખ્ખું સંભળાવી દઈશ કે કડી છોડીને ચાલ્યા જાવ.'

'મેના! તારા જેવી બધી સ્ત્રીઓ કડીમાં હોતને તો વગર હથિયારે અને વગર માણસોએ ફક્ત અનીતિભર્યા આરોપોથી જ તમે તમારા રાજાને ઉખાડી નાખ્યો હોત. મારું એટલું નસીબ છે કે, કડીમાં બધી તારા જેવી કુલટાઓ નથી. જા ભૂપતસિંહને ઘરમાંથી રવાના કરી દે અને તું આવતી કાલે સવાર પહેલાં કડી છોડી ચાલી જા,' કહી મલ્હારરાવ ઊભો થયો.

મેના જવાને ઊઠી. તેના દિલ પર રાજાના શબ્દોએ મહાન ઝટકો લગાવ્યો હતો.

---

## પ્રકરણ ૬ ઠું — જાગીરદાર કે રાજા ?

**મેના** ગઈ. મલ્હારરાવે મુખ્ય ઓરડો ત્યજી દીધો અને જ્યાં રાણીજી સુખાસન પર બેઠાં હતાં તે ઓરડામાં આવ્યો. મલ્હારરાવને જોઈ રાણીએ સ્મિત કર્યું અને પોતાની વિલાસિતાની ફેલાતી જતી વાતોનો પ્રથમવાર જ ઇન્કાર કરનાર રાજા મલ્હારરાવે રાણીના એ સ્મિતમાં અભિમાન જોયું. મોટાઓ નાનાના ગુન્હાઓની માફી બક્ષતાં જેવું સ્મિત કરે છે તેવા સ્મિતનો રાજાને એમાં ભાસ થયો.

'રાણીજી! હું નાદાન છું ખરો?'

'કોણે કહ્યું?'

'તમારું મુખ કહી રહ્યું છે.'

'ના, રે.' મુખપર સાવચેતી આણતાં રાણી બોલી.

'દિલમાં હોય તે કહી દો.'

રાણી ન બોલી. શું બોલવું તે તેને સૂઝતું નહતું.

'મેનાને રાત્રિના વખતે મહેલમાં બોલાવી ધમકાવી કાઢી. આ વાત ઉપર તમે હસ્યાં કે, મને વ્યભિચારી ગણનારને મેં તેની ભૂલ બતાવી આપી માટે તમે હસ્યાં?' અબોલ રાણીના ભાવો સમજવા મલ્હારરાવે પૂછ્યું.

'નાથ! તમારા કૃત્યને હસી કાઢું એવી હું મૂર્ખ નથી. વળી વગર કારણે તમને હસું એવી નફ્ફટ હું નથી.' રાણીએ કહ્યું.

'ત્યારે?'

'મને હસવું આવ્યું તમારી ઉદારતા જોઈને.'

'એટલે?'

'ભૂપતસિંહ કડીમાં છે તે જાણ્યા છતાં તમે તેને પકડવાના પ્રયત્ન કરતા નથી અને જેને ત્યાં તે છે તેને તમે છટકી જવાની તક આપો છો."

'એ તો મારો સહજ સ્વભાવ છે. રાણીજી! એ સ્વભાવને હું મૂર્ખતા ગણાવું તો પણ ચાલે.'

"નહિ નાથ! એ આપની મૂર્ખતા છે એમ કોઈ નહિ કહે, પણ એટલું તો ખરું કે આપની એ ઉદારતા કુપાત્રે વપરાય.'

'શા રીતે?'

'મેનાને જવા દેવામાં આપે હદ કરતાં વધારે ઉદારતા બતાવી છે. એવી તર્કટો ઊભાં કરનારી સ્ત્રીઓ છૂટી રહીને મોટાં રાજ્યતંત્રોને પણ શિથિલ અને અવ્યવસ્થિત બનાવી શકે છે. મેનાને મુક્ત કરવાની જરૂર નહતી.'

રાણીના એ શબ્દો પર વિચાર કરતાં મલ્હારરાવ ઘડીભર ઊભો રહ્યો. પછી રાણીની જોડે જ સુખાસન પર બેસતાં તે બોલ્યો. 'તે ગઈ તે સારું થયું. કડીમાંથી પાપ ગયું, અને તમે કહો છો તેમ તે કાવત્રાં રચશે અથવા રચનારાઓને સાથ આપશે તો મારું માનવું એવું છે કે, એથી આપણું રાજ્યતંત્ર શિથિલ નહિ પણ જાગૃત બનશે, અવ્યવસ્થિત નહિ પણ વ્યવસ્થિત બનશે. દુશ્મનો પણ એક રીતે ઉત્તમ મિત્રની ગરજ સારે છે.' સહેજ હસતાં રાણીના હાથ પોતાના હાથમાં લેતાં મલ્હારરાવ બોલ્યો અને ઉમેર્યું. 'વળી ભૂપતસિંહને પણ એક મિત્ર જોઈશે ને?'

'કેમ?'

'કડીની જાસુસી કરનારો.'

'હા, તે કામ આ મેના કરશે, એમ શી રીતે કહી શકાય? આપે તો તેને કડી છોડી જવાનું કહ્યું છે.'

'કડી છોડી જવાનું કહ્યું એટલે મેનાએ કડી છોડવાનું છે, પણ મેનાની જ્યાં જ્યાં લાગવગ હશે, જ્યાં જ્યાં ઓળખાણ હશે તે બધાઓને તો મેં કડી નથી છોડાવ્યું ને!'

'તો પછી ભૂપતસિંહને પૂરો કરો.'

'અહીં! કડીના રાજાનું ગૌરવ લજવાય. અસાવધ અને અસહાય શત્રુને મારવો એ હીચકારાનું કામ છે.'

'તો પછી શું કરશો?'

'ભૂપતસિંહ કડી છોડે તે પહેલાં જ વડોદરે ભંડોળ ભાંગવા નીકળી પડવું છે. મેનાની જાસુસી કામ કરી જાય તે પહેલાં ભંડોળ ઉડાવી દેવું છે.' કંઈક નિશ્ચય કરતાં મલ્હારરાવ બોલ્યો.

રાણી સમજી ગઈ. મલ્હારરાવમાં રાજપૂતને યોગ્ય શૂરાતન અને એક

રાજવીને યોગ્ય ઉદારતા એ બંને હતાં. ઉપરાંત એક સફળ મુત્સદ્દીની ચાલાકી પણ તેનામાં હતી એ જોઇ રાણી ખુશ થઇ.

'રાણીજી! કાલે ભંડોડા ભાંગશે અને ભૂપતસિંહને રાનેરા ન અટકવું પડશે.'

'લશ્કરને હનુમન્તરાવ દોરશે?' રાણીએ પૂછ્યું.

'નહિ. હનુમન્તરાવ કડી સંભાળશે. ભંડોડા હું ભાંગીશ,' ગર્વ લેતા મલ્હારરાવે કહ્યું.

રાણી ન બોલી.

મલ્હારરાવે તેની ઉદાસીનતા જોઇ પૂછ્યું. 'દરરોજ ઉત્સાહથી વાતોમાં ભાગ લેતાં રાણીજી આજે કેમ ઉદાસ છો? જરુર પુરતુંજ બોલો છો અને તે પણ ઉત્સાહ વિના'.

'કંઇ નહિ.' રાણીએ ફીકીકું હાસ્ય કરતાં કહ્યું.

'કંઇ નહિ એટલે? ભંડોડા ભાંગવાની વાત તમને નથી ગમતી?'

'ના, એવું કંઈ નથી, પણ મને શરીરે અસુખ છે.'

'તો સુઇ જાઓ.' સગર્ભા રાણીની બેચેની જાણી લઇ મલ્હારરાવે કહ્યું અને ધીમેથી તેણે સુખાસન પરથી રાણીને ઉભા થવામાં સહાયક થવા માટે પોતાનો હાથ લંબાવ્યો. રાણીએ ઉભાં થતાં મલ્હારરાવનો લંબાએલો હાથ પકડ્યો. મલ્હારરાવે તેને શયનગૃહ તરફ દોરી.

'આઠ માસ પૂરા થયા ખરું?' મલ્હારરાવે પૂછ્યું.

'હા'. સ્હેજ શરમાતાં રાણીએ કહ્યું.

'તો પછી હવે તમારે બહુ હરવા ફરવાનું ઓછું કરી નાખવું જોઇએ,' મલ્હારરાવે સલાહ આપી.

રાણી ન બોલી.

રાણીને શયનગૃહમાં લઇ જઇ સુવાડી મલ્હારરાવ પોતાના ઓરડામાં આવ્યો. દ્વારપરનો સેવક ઝોકા ખાતો હતો.

'ભલે બિચારો ઉંઘે,' એમ મનને કહી ઓરડામાં જઇ મલ્હારરાવે સુખાસન પર લંબાવ્યું. પણ બે પળમાં તો તે ઉભો થઇ ગયો અને બૂમ મારી. 'સુમંત!'

ઝોકાં ખાતો સુમંત જાગૃત થયો.

'જી હજુર.' કહી તે ખંડમાં આવી નમન કરી ઉભો રહ્યો.

'જો બહાર કોણ છે? એ જે હોય તેને હનુમન્તરાવને બોલાવી લાવવાનું કહે.'

'જી' કહી સુમંત પાછે પગલે દ્વાર સુધી ચાલ્યો. વફાદાર નોકરને સુખે નિદ્રા લેવા જેટલી પણ સ્વતંત્રતા નહતી.

સુમંતે દ્વારપરના બીજા ચોકીદારને હનુમંતરાવને બોલાવી લાવવાનું કહ્યું.

પોતાને સ્વતંત્ર ગણાવતો રાજા મલ્હારરાવ ઘણી વખત મુંઝાતો ત્યારે હનુમન્તરાવને બોલાવી તેની સલાહ લેતો. રાત્રિના બાર વાગે હનુમન્તને બોલાવવો એ કાંઇ આજે નવાઇ નહતી, છતા દ્વાર પરના સુમન્તને આજની ઘડી વધારે મહત્વની અને જોખમ ભરેલી જણાઇ. મલ્હારરાવની માનસિક સ્થિતિપર હથોડા વાગતા હોય એમ એ ચોકીદારને લાગ્યું અને કઇ ઘડીએ કયો હુકમ છૂટશે તેની અનિશ્ચિતતાપર તોળાઇ રહેલી માનસિક વિચારશ્રેણીને કર્ણેન્દ્રિય સાથે ઓતપ્રોત કરતો સ્વસ્થ બનવાનો સતત પ્રયાસ કરતો તે બેસી રહ્યો.

'ભંડોડા ભાંગવું છે. ભૂપતસિંહને જીવતો પકડવો છે. તેની જાગીર જપ્ત કરવી છે.' એ વિચારોના સતત વહેણમાં ઝબકોળાઇ રહેલા મલ્હારરાવને નિદ્રા આવતી ન હતી. 'સવારે ભંડોડા ભાંગવું છે તો પછી રાતનો ઉપયોગ તે વિશેની યોજના તૈયાર કરવામાં કેમ ન કરવો?' એ મુદ્દાએ મલ્હારરાવ ઝબકયો અને હનુમન્તને તેડાવ્યો.

મેના આવી ને ગઇ અને પોતે રાણી ઉપર પોતાની પવિત્રતાની છાપ પાડવામાં સફળ થયો તે માટે તેને ગર્વ થયો; પણ એ ગર્વની ભૂમિકા પાછળ તો પોતાની વિલાસિતા ડોકીઆં કરી રહી હતી તે વાતથી મલ્હારરાવ અજ્ઞાત ન હતો.

મેના અને નંદા વિશે તેણે ઘણું ઘણું સાંભળ્યું હતું. નંદાની ભૂપતસિંહ તરફની પ્રેમભાવનાની વાર્તા હજુરિયાઓ મારફત તેણે ઘણી સાંભળી હતી. મેનાની વાક્પટુતા માટે તેણે ઘણું સાંભળેલું પણ મેનાને પ્રત્યક્ષ જોયા–મળ્યા પછી સાંભળેલી વાતો ઉપરથી ઘણે અંશે તેનો વિશ્વાસ ઉઠી ગયો હતો. તેના અનુભવ પ્રમાણે મેના એક ધંધાદારી

છતાં ભીરુ સ્ત્રી હતી. તેવી સ્ત્રીને ભરોસે રહેનાર ન કંઈ સ્વાર્થ સાધી શકે કે ન પોતાની જાતને સલામત રાખી શકે, પણ નંદાનું રૂપ યૌવન? ભૂપતસિંહની ગણના એક વિલાસી ઠાકોર તરીકે થતી હતી, છતાં નંદાએ તેને એવો આકર્ષી લીધો હતો કે, નંદાને જ તે પોતાનું સર્વસ્વ ગણતો થઈ ગયો હતો, એવી તેની પાસે બાતમી હતી. તો શું એક ભ્રમરની ફૂલે ફૂલે ભમી વિલાસિતા પોષવાની લોલુપતાને અંકુશમાં આણવા જેટલી નંદાની તાકાત હશે? રૂપ હશે?

'નંદા કેવી હશે?' મલ્હારરાવની વિલાસિતાએ તેના મનને પ્રશ્ન કર્યો.

ત્યાં તો હનુમન્તરાવ આવી પહોંચ્યો. ક્ષણ પહેલાં ભટકવા નીકળેલા મનને રાજાએ વાર્યું.

'હનુમન્ત!'

'જી.'

'પરોઢીએ લશ્કર દોરવું છે.' મલ્હારરાવે કહ્યું.

'જી.'

'કાલ સાંજ સુધીમાં ભંકોડા હતું નહતું કરવું છે.'

'થઈ શકશે, પણ.'

'પણ શું?' મલ્હારરાવે સહેજ ભ્રુકુટિ ચઢાવીને પૂછ્યું...

'વડોદરાથી પરવાનગી જોઈશે.' હનુમન્તરાવે કહ્યું.

'શા માટે?'

'ત્યાંથી પરવાનગી મેળવ્યા સિવાય આપણે કોઈની સાથે યુદ્ધ ન કરી શકીએ.'

'કોણે કહ્યું?' મલ્હારરાવ રોષે ભરાયો.

'આપે જ એક વખત કહેલું કે કડીની તો જાગીર છે, રાજ્ય નથી. એક જાગીરદાર બીજા જાગીરદાર ઉપર ઉપરી સત્તાની મંજુરી વિના ચઢાઈ ન કરી શકે.' હનુમન્તે ચોખવટ કરી.

'એ મૂર્ખ! કડીનો મલ્હારરાવ હવે જાગીરદાર નથી. આજે તો તે સ્વતંત્ર છે, વડોદરાના રાજા જેટલો. ભંકોડા ભાંગવાની મારી તાલાવેલીને તું મુસીબતો નાખીને રોક નહિ.' હનુમન્તની મૂર્ખાઈ ઉપર હસતાં મલ્હારરાવ બોલ્યો.

હનુમન્તરાવ ન બોલ્યો.

'તને ભંકોડા ઉપર મોકલ્યો તે વખતે વડોદરાથી મંજુરી માગી હતી ?'

'નાજી, પણ આપણો એ દેખાવ જ હતો. રીતસરની લડાઇ કરવાની નહતી.'

'હવે તારું ડહાપણ રહેવા દે અને લશ્કર માટે તૈયારી કર. હું સવારે ભંકોડા ભાંગવા નીકળી પડીશ ?'

'આપ ?'

'હા.'

'મહારાજ ! આપને એ ન છાજે. આપ જાતે ઊઠી ભંકોડા ભાંગવા જાઓ તેમાં આપણી શોભા નહિ.'

'તને મોકલું તો વડોદરાની મંજુરી વિના તું લડે પણ નહિ.' કહી મલ્હારરાવ હસી પડયો.

'મહારાજ ! આપ જેને મજાક ગણો છો, તે સત્ય છે.'

'ભલે હોય, તારું સત્ય મારે નથી જોઇતું. મારે તો લશ્કર તૈયાર જોઇએ છે. સવારે કડી બહાર નીકળી જવું જોઇએ.'

'પણ મહારાજ ! ભૂપતસિંહ કદાચ કડીમાં હશે.'

'ભલેને કડીમાં હોય.' મેનાને આપેલી ઘમકાના તોર પર મુસ્તાક રહી મલ્હારરાવ બોલ્યો.

'તો ભંકોડા જઇ કોની સામે લડવાનું ?'

'દિવાલો સામે. તું તારે સૈન્ય તૈયાર કરને !' કંટાળતાં મલ્હારરાવ બોલ્યો. મોટા ભાઇની બોલવાની રીત પર વિચાર કરતો હનુમન્ત રજા લઇને ગયો, પણ તેનું દિલ આશંકાઓથી ભરપૂર હતું. મલ્હારરાવ આવી રીતે ભંકોડા ભાંગે તેમાં તેણે કડીની સલામતી ન જોઇ.

---

મલ્હારરાવનો મહેલ છોડી વિચારમગ્ન મેના ઘર તરફ ચાલી. તેના મનમાં અનેક ભાંજગડો મચી રહી હતી, પણ તે બધામાં મુખ્યત્વે તો રાજાએ તેનો તિરસ્કાર કર્યો હતો, એ વાત તેને ખૂંચતી હતી. મલ્હારરાવ વિશે તેણે જેટલું સાંભળ્યું હતું તેમાંથી કંઇ પણ તેને નજરે અનુભવવા ન મળ્યું. વહેતી જતી દંતકથાઓને આધારે તેણે મલ્હારરાવને રંગીલા દિલનો કલ્પેલો, તે કલ્પના તેને જોતાં જ મરી ગઇ હતી અને એ કલ્પનાને જોરે ભૂપતસિંહને મદદ કરવાની આપેલી ખાત્રીના બધા દિલાસા આપમેળે ભાંગીને ભૂકો થઇ જતા હતા.

એક વખત યુવાનીમાં ભૂપતસિંહને જોયો અને તેની પાછળ–તેને મેળવવા પાછળ તેણે પોતાનાં ધર્મ અને ફરજને બાજુએ મૂકી સમાજ જેને અઘટિત કહે તેવાં કૃત્યો કર્યાં હતાં. તેનાં સ્વપ્નાંમાં ભૂપતસિંહ રમતો, તેની આંખોમાં ભૂપતસિંહ રમતો, તેની કાર્યસીમાના બંધીયાર પટમાં પણ વારંવાર પ્રણયમૂર્તિ ભૂપતસિંહ કૂદી પડતો અને આદર્યાં કાર્ય અધૂરાં મૂકાવી વિચારોને ઝોલે ચઢાવી દેતો. એ ભૂપતસિંહ માટે આજે મલ્હારરાવે તેને ધમકી આપી હતી, તેને ઘરમાંથી કાઢી મૂકવા ઉપરાંત પોતાને પણ સવાર પહેલાં કડી છોડી ચાલ્યા જવાનો રાજાનો હુકમ હતો. રાજાનો આ હુકમ, જેને ખાતર જીવનનાં છીછરાં નીર ડહોળી નાખ્યાં–હોળાઇ જવા દીધાં તે હૃદયસ્થિત ભૂપતસિંહને શી રીતે સમજાવી શકાશે? શી રીતે સંભળાવી શકાશે? જ્યારે પોતે તો રાજાને પટાવી છૂપી બાતમી મેળવી ભૂપતસિંહને આપવાની મહાન ઇમારતો બાંધી ચૂકી હતી તે ઇમારતોનું એકાએક થતું પતન, પોતે તો ઠીક પણ ભૂપતસિંહ કયી દૃષ્ટિથી જોશે? ભૂપતસિંહ ફરીથી પોતાનો વિશ્વાસ કરશે ખરો?

વળી તેની આગળ આ વાત મૂકવી કેવી રીતે? રાજાના એક હુકમની પાછળ પોતે સેવેલાં સઘળાં સ્વપ્નોને નષ્ટ થવા દેવાં કે ભૂપતસિંહને હજુ પણ વિશ્વાસમાં લઇ બીજો ઉપાય યોજવો?

ઝડપથી જતી મેના એકાએક અટકી ગઇ. એ કડીનું બજાર હતું, રાજમાર્ગ હતો. ઉંચાં ઉંચાં મકાનો વચ્ચેનો એ બહુ પહોળો

નહિ એવો માર્ગ હતો. કોઇ મકાનનું બારણું ખુલ્લું ન હતું. કોઇ મકાનની અટારીએ કોઇ ડોકાતું ન હતું. કોઇ મકાનની કોઇ બારીએથી અત્યારે મેનાને કોઇ બોલાવે એવો સંભવ ન હતો, છતાં મેના અટકી ગઇ. રાત્રિ સમ સમ કરતી ચાલી જતી હતી. મલ્હારરાવના હુકમ મુજબ સવાર પહેલાં તેણે કડી છોડી જવાનું હતું, છતાં તે ચાલતી થંભી ગઇ. તેણે આમતેમ જોઇ લીધું, મન સાથે કોઇ નિર્ણય કરી લીધો અને ફરીથી પગ જોરથી ઉપાડ્યા. આગળ જતાં બાજુપર એક સાંકડી ગલી આવી. મેનાએ ઘર તરફ જતો ધોરી માર્ગ છોડી પેલી ગલીનો માર્ગ લીધો. ગલીમાં પેસતાં તેણે ફરીથી એક દૃષ્ટિ ચારેગમ નાખી. રખેને પોતાને આ ગલીમાં જતી કોઇ જોઇ જાય, એ ભાવ એ નજરમાં હશે. એમ તેની સંકોચાતી ચાલ ઉપરથી કળી શકાય તેવું હતું. ગલી બહુ જ લાંબી હતી. બન્ને હાથોને સાડીના પાલવમાં લપેટતી મેના સંકોડાતી ચાલતી હતી, છતાં તેની તીવ્ર નજર આસપાસમાં બનતા ઝીણમાં ઝીણા બનાવને પણ નિહાળી લેવા જેટલી સમર્થ હતી.

ગલીનો અંત આવ્યો અને મેના અટકી. સામે માર્ગ ન હતો. તેણે ડાબા હાથ તરફનું બેઠા ઘાટનું નાનું મકાન નિહાળવા દૃષ્ટિને છેક ઉપર સુધી દોડાવી. પછી મકાનના બારણા આગળ જઇ ઉભી. સાંકળ પકડવા હાથ લંબાયો અને પાછો વળ્યો. થોડીકવાર એમ જ સ્થિર ઉભાં રહી ફરીથી તેણે બળપૂર્વક હાથને આગળ કરી સાંકળ પકડી ખખડાવી.

'કોણ?' મકાનમાં ઉંડેથી એક અવાજ સંભળાયો અને થોડીવારે કોઇનાં પગલાં બારણાં તરફ આવતાં સંભળાયાં.

ધીમા અવાજ સાથે બારણું ઉઘડ્યું અને તારાના ઝાંખા પ્રકાશમાં એક ઠીંગણી પુરુષ આકૃતિ બારણામાં દેખાઇ.

'એ તો હું મેના' મેનાએ કહ્યું.

'મેના? અત્યારે? આવ. આવ.' કહી પુરુષે મેનાને અંદર લેવાના હેતુથી આખું બારણું ઉઘાડી નાખ્યું. મેના અંદર ગઇ. બારણું ઝડપથી બંધ કરી પુરુષ તેની સાથે ચાલ્યો.

'કદિ નહિ અને આજે રાતે આમ એકાએક?'

'મને જરાક થયું કે લાવને શામળને મળતી જાઉં.' જરાક ધર આતા અવાજે મેના બોલી.

'આમ ક્યાંથી આવે છે?' શામળે પૂછ્યું.

'ગઈ'તી રાજાના મહેલે.'

'એમ? તારાં તો માન વધ્યાં.' પ્રશંસા વેરતાં શામળ બોલ્યો.

'માન તો વધવાનાં હશે ત્યારે વધશે. આજે તો રાજાએ મને હુકમ કર્યો'...જાણી જોઈને મેના આગળ ન બોલી.

'કે?' આતુરતાથી શામળે સાંભળવા કાન ધર્યો.

'કે સવાર પહેલાં મારે ફડી છોડી ચાલ્યા જવું.'

'અરે! જા રે!' ખોટું માનતાં શામળ બોલ્યો.

'ખરું કહું છું શામળ! તારા સમ.' હસતાં મેના બોલી.

'હું મરું એમાં તારું શું જાય?' શામળે કહ્યું.

'એ તો મને ખબર હતી કે તું એમ જ કહેવાનો. તારે કારણે હું હદપાર થાઉં અને તું એમ જ માને કે તું મરે એમાં મારે શું.' કંઈક ચીડાઈ જતાં મેના બોલી.

વાતો કરતાં બન્ને મકાનમાં પડતા એક ખુલ્લા ચોક આગળ આવી ગયાં. અહીં મેના અટકીને ઊભી. તેણે પોતાના બન્ને હાથની અદબ કરેલી હતી અને પાલવનો છેડો તે હાથો સાથે લપેટાઈ ગએલો હતો. સામે શામળનો ઓરડો હતો તે તરફ પીઠ કરીને શામળ સામે મોઢું રાખી મેના ઉભી હતી.

'મને ઉડાવ નહિ, મેના!' શામળને મેનાના શબ્દોમાં વિશ્વાસ પડતો ન હતો.

'મારે તને ઉડાવવો હોત તો ભૂપતસિંહની તલવાર જ તને ઉડાવત.' મેનાએ તીર ફેંક્યું. શામળ જરા કંપી ગયો. ભૂપતસિંહના નામથી તે ડરતો હતો.

'મારે કારણે તું હદપાર થાય એ હું ન માનું.' શામળે ભૂપતસિંહનું નામ ટાળતાં કહ્યું.

'મારું કહ્યું તું ક્યારે માને છે?'

'માનવા જેવું તું રાખે છે જ ક્યાં?'

'માટે જ આમ રાતો રાત તને મળવા આવી છું, ખરું ?'

'એટલો તારો ઉપકાર. કહે શા કામે આવી છું ?' બાજુની ભીંતને અઢેલી ઉભા રહેતા શામળે કહ્યું.

'તને કહ્યું ને કે મારે સવારે કડી છોડવાનું છે.'

'હા, એ તો મેં સાંભળ્યું.' ઠંડા પેટે શામળે કહ્યું.

'જતાં પહેલાં વિચાર કર્યો કે લાવ ત્યારે મળતી જ જાઉં. તારી સાથે મળી જઇ ગામનાં શ્રીમંત ઘરોમાં ચોરીઓ કરાવી ધન ચોરાવવાના, અને તારા મિત્રોનો સંગ કરી ગામમાં વ્યભિચાર ફેલાવવાના ગુન્હાસર મને કડીમાંથી કાઢી મૂકવામાં આવી છે એટલે જતાં જતાં પણ તને મળી લેવાનું મન થયું. પાછળથી મનમાં એમ ન રહી જાય કે શામળને મળી હોત તો કંઇક રસ્તો કાઢત.' મેના યુક્તિપુરઃસર બોલી.

શામળ વિચારમાં પડયો. હજુ તેને શંકા હતી, કે મેના અસત્ય બોલતી હતી.

'તને મળી લીધું. હવે હું જાઉં છું.' ઠંડા ચિત્તે ઉભેલો શામળ કંઇ બોલે તે પહેલાં મેનાએ ચાલવા માંડયું.

'અરે મેના! આમ આવી અને ચાલી કેમ? બે ઘડી બેસ તો ખરી!' શામળ બોલ્યો.

'હવે બેસવાથી શું? તને મારા શબ્દોમાં વિશ્વાસ નથી.' મેનાએ એ જ તટસ્થતાથી બોલવાનું ચાલુ રાખ્યું.

'પણ ઘડી બે ઘડી બેસ તો ખરી?' મેનાના શબ્દોમાં હજુ પણ તેને વિશ્વાસ નહતો.

'હવે તો મારે મોડું થાય છે. સવાર પહેલાં જવાની તૈયારી કરવી છે. વળી નંદાનું પણ કંઇક કરવું પડશે.' મેનાએ જોયું કે શામળના મન પર કોઇ અસર થતી નહતી એટલે તેણે નંદાનું નામ વચ્ચે લાવી કહ્યું.

'નંદાનું શું છે?'

'હવે એનું પણ કંઇક તો કરવું પડશે ને?'

'શું?'

'બીજું તો શું, પણ મારા ગયા પહેલાં તેનું ઠેકાણું પાડવું પડશે.' વિચારમય હાલતમાં બોલવાનો મેનાએ ડોળ કર્યો.

'એનું તો ભૂપતસિંહ સાથે નક્કી છે ને?'

'એ તો 'રાજા, વાજાં ને વાંદરાં' ત્રણનો ભરોસો શો? નંદાનાં તેમની સાથેનાં લગ્ન કરવાની વાત કાઢી તે દા'ડેથી ના કહીને ગયા છે તે આજ બે મહિના થયા પણ દેખાયા નથી. એવાના શા વિશ્વાસ?' મેનાની આ પીડાથી શામળના દીલમાં ખુશાલી થઇ.

'ત્યારે શું કરીશ?' તેણે પૂછ્યું.

'હવે ઇશ્વર જેવી મતિ આપશે એવું થશે.' મેનાએ નિરાધારના આધાર ઇશ્વરનો ભરોસો બતાવતાં કહ્યું.

'મારું કહ્યું માન્યું હોત તો આજે તું અને તારી નંદા લહેર કરતાં હોત.'

'હવે મારું તો ઠીક પણ તેનું બિચારીનું શું?' આગળ ચાલતાં મેના બોલી. તેને ખાત્રી હતી કે શામળ તેને જતી અટકાવશે જ.

'જો મેના! આજ સુધી તેં મને ધુત્કાર્યો છે, પણ હવે મારું પાણી જોજે. જતાં જતાં મને મળવા આવી છે ત્યારે કહું છું કે, તારી એકે વાત હું બાકી નહિ રાખું, જા. તું મારે નામે હદપાર થયાની વાત કરે છે, એ સાચી હોય તોય શું ને ન હોય તોયે શું? આજ સુધી હું તારી પાછળ હતો પણ તને મારી દરકાર નહતી.' શામળ જરાક થોભ્યો.

મેનાને જે કાર્યસિદ્ધિની જરુર હતી તે તરફ શામળ જઇ રહ્યો હતો. ચાવી આપતાં યંત્ર ચાલે તેમ શામળ હવે પાટા પર ચડી ગયો હતો.

'મારી અનેક વખતની માગણીઓ ત્હેં નકારી કાઢી છે, નહિ તો મેના આજે આપણે સ્વર્ગમાં હોત અને નંદા પણ સારે ઠેકાણે પડી ગઇ હોત.' શામળના શબ્દોને મેના સાંભળવા ખાતર સાંભળતી હતી. તેને તો ફક્ત શામળનો ઉપયોગ કરવો હતો. તે પળ આવવાની રાહ જોઇ રહી હતી.

'તારું શું કહેવું છે?' મેના તરફ ધ્યાનથી જોતાં શામળ બોલ્યો.

'હું એ જ કહું છું. મારી સાથે આવીશ?' મેનાએ શરુઆત કરી.

'ક્યાં?'

'હું જ્યાં જાઉં ત્યાં.'

'તારી સાથે?'

'હા.'

'ક્યાં જવા ધાર્યું છે?'

'જ્યાં જવાય ત્યાં.'

'આજે જ?'

'હા, અત્યારે જ.'

'પાછા ક્યારે આવવાનું?'

'મૂર્ખ! મારી સાથે આવી પાછા વળવું છે?'

'મેના! તું શું કહે છે તે હું નથી સમજતો.'

'તારે કડીમાં રહેવું છે કે મેનાને મેળવવી છે?'

'કડીમાં રહીને મેનાને મેળવવી છે.' વિચારને અંતે શામળ બોલ્યો.

'મેના તો કાલે કડી છોડી જાય છે.'

'કડી છોડી ગયેલી મેનાને હું કડીમાં ફરીથી વસાવીશ.'

'મને તો હદપાર થવાનો હુકમ છે.'

'તે હુકમ હું પાછો ખેંચાવીશ.'

'રાજાની હઠને તું જાણે છે?'

'માટે જ કહું છું કે તને હું ફરીથી કડીમાં લાવીશ.'

'એ કરતાં તો શામળ! મારી સાથે ચાલી નીકળ.'

'એ ન બને, મેના! વર્ષો સુધી તલપાવી તું આજે એકાએક મને લઈ જવા આવી છે તેમાં મને કંઈક ભેદ લાગે છે. માટે કહું છું કે હું તારી સાથે નહિ આવું પણ અહીં રહીને તારાં બધાં કામ પૂરાં કરીશ. બોલ શા કામે આવી છે?'

'તને લઈ જવા.'

'એ વિના બીજું કામ હોય તે કહે.'

'તું નહિ જ આવે?' ધાર્યું થવાના હર્ષને દબાવતાં મેનાએ કાતર ભાવ દર્શાવતાં કહ્યું.

'શામળ બે વખત બોલતો નથી. બોલ્યું પાળ્યા વિના રહેતો નથી?'

'જેવાં મારાં ભાગ્ય. શામળ! તું ન જ આવે તો પછી હું ક્યાં જાઉં?'

'કેમ ક્યાં જાઉં?'

'કડી બહાર મને કોણ સંઘરશે?'

'છનિયાર જા.'

'ના, ના, ત્યાંની ધરતી મને જાકારો દે.' છનિયારમાં પોતાના પતિનું ખૂન પોતે કરાવેલું, એ યાદ લાવતાં મેના બોલી.

'તો?'

'મારે કહ્યે તેં મને રંડાપો અપાવ્યો, તે વખતની બધી વાતો સાંભરે છે?'

'એ સંભારવાથી શું? મેના! ગઇ ગુજરીને તો ભૂલવી જ રહી.'

'આજે હું તને એ યાદ કરવા માગું છું. મારા એક જ બોલથી તેં એને ખેતરમાં કુહાડીનો ઘા કરી મારી નાખેલો. આજે હું તને કરગરું છું, છતાં તું મારું માનવા તૈયાર નથી.'

'એ વાત પર પડદો નાખ. મેના! હું તારી પાછળ પતંગિયાની જેમ ગાંડો હતો તે દિવસો ગયા. વારંવારના તારા ઇન્કારથી મારી આંખો ઉઘડી અને તારી પાછળનું મારું ગાંડપણ ગયું.' શામળ બોલતાં અટક્યો.

'એ ગાંડપણ ફરીથી લાવ, શામળ!' આર્જવ કરતી હોય તેમ મેના બોલી.

'તારે કયો સ્વાર્થ સાધવો છે?'

'મારે આ નંદાનું ઠેકાણું પાડવું છે.'

'એ માટે મને સાથે ખેંચે છે?'

'હા.'

'હું શું કરીશ?'

'તું બધું કરીશ. તું સાથે હશે તો મારામાં હામ રહેશે. નંદા કુલિન કુટુંબની કન્યા ગણાશે અને તેને યોગ્ય વર મળશે.'

'એ લાલચમાં હવે હું નહિ લપટાઉં. મેના! બીજો કોઇ શિકાર શોધજે.'

'તો અહીં રહી મારું કામ કરીશ?'

'હા.'

'મારું ઘર હું પાછી આવું ત્યાં સુધી સાચવીશ?'

'એ જ ને?'

'બસ એ જ.'

'એટલા ખાતર તારે મને શોધવો પડ્યો?'

'શામળ! તારા જેટલો બીજામાં હું વિશ્વાસ મૂકી શકું તેમ નથી. ઘરમાં શું ન હોય?'

'તારા ઘરમાં ગમે તે હોય. તેમાંથી એક તણખલું જાય તેનો જવાબ મારે દેવો.'

'એમ નહિ. હું પાછી આવું ત્યાં સુધી તારે મારા ઘરમાં રહેવું.'

'મારું આ ઘર છોડીને?'

'હા, મારા ખાતર એટલું નહિ કરે?'

શામળ વિચારમાં પડ્યો. મેના શું ચાલ રમવા માગતી હતી તે તેને ન સમજાયું, છતાં તેણે કહ્યું. 'ભલે. હું ત્યાં રહીશ.'

'બસ શામળ! હવે હું જઇશ. પરોઢિયે તને ઘરની ચાવી આપી જઇશ. બોલીને ફરી તો નહિ જાય ને?'

'શામળ કદ્દુનો કૉલ છે. જેવા તેવાનો નહિ.' પોતાના વચનની કિંમત સમજાવતાં શામળે કહ્યું અને મેનાને ખભે મૂકવાની ઇચ્છાથી તેણે પોતાનો જમણો હાથ લાંબો કર્યો, પણ મેના શામળને એ તક આપે તેવી નહતી.

'સારું ત્યારે જાઉં છું.' કહેતી તે તો ગલીમાં પહોંચી ગઇ હતી.

'અરે ઘડી થોભ તો ખરી!' ના ઉદ્ગારો કાઢતો શામળ નિરાશ થયો.

---

## પ્રકરણ ૮ મું                    શામળ કદ્રુ

**શા**મળ કદ્રુ જેવો માણસ કડીમાં બીજો કોઇ નહતો. તેની ઠીંગણી કાયા અને જાડા વાળ, ટૂંકા પંજા અને નાના નખ, લાંબું નાક અને જાડા હોઠ, ઉપસી આવેલું કપાળ અને ઊંડા ગોખમાં બેસાડી હોય તેવી કાળી આંખો, આગળ પડતી હડપચી અને ખૂંધી ગરદન. આ બધું જોતાં આપણને એમ જ લાગે કે એ ટૂંકા પગ અને ટૂંકી પીંડીઓવાળા માણસનો તે કોણ ભરોસો કરે? પણ ના, એવું નહતું. કડી શહેરમ શામળ કદ્રુનો બોલ વખણાતો. લોકોમાં તેના ધંધા વિશે તરેહ તરેહની વાતો થતી હતી, પણ તેના વચન માટે તો બધા એમ જ કહેતા કે 'વેણ તો શામળ કદ્રુનું. બોલ્યા પછી બીજું ન બોલે.'

શામળ કદ્રુ રહેવાસી તો છનિયારનો, પણ છેલ્લાં થોડાંએક વર સોથી કડીમાં આવીને રહેલો. મેના છનિયારમાં હતી તે વખતથી જ શામળ કદ્રુએ તેને પોતાની કરવાના પ્રયત્નો કરવા માંડેલા, પણ મેન તેનાથી ડરતી. તેની કુબડી કાયા, ઊંડે ઊંડે ચળકતી કાળી આંખો જોઇ મેના છળી જતી. મેના કાચી માયા નહતી. જેનાથી તેનો સંસાર મંડાયે હતો તે પતિ તેને ગમતો નહતો. જુવાનીમાં રમતો શામળ કદ્રુ મેનાનો પીછો છોડતો નહતો. મેના બંનેને ટાળવા મથતી હતી. પહેલાને મારીને અને બીજાને ભગાડીને....પણ મેના જેને ચાહતી હતી તે ભૂપતસિંહને તો ખ્યાલ પણ ન હતો કે મેના કોણ અને કદ્રુ કોણ? આમ મેના માટે તો જેની જરુર હતી તે દૂર હતો અને જેમની જરુર નહતી તે તેને વીંટળાઇ વળ્યા હતા. એક ગોઝારી પળે મેનાએ પોતાના પતિને સ્વધામ પહોંચાડવાનો મનસુબો કર્યો, પણ એ હત્યા કરે કોણ? પોતે કરવા જતાં પકડાઇ જાય તો?

જુવાનીને ઝોલે ચઢેલો શામળ કદ્રુ માથામાં શેર રાઇ ભરીને ફરતો. કદરૂપો હોવાને કારણે તેને કોઇ કન્યાનો બાપ પરણાવવા તૈયાર નહતો, એટલે આપબળે જ અબળાને વહોરવાના અભિલાષ રાખતો શામળ મનપસંદ સ્ત્રીઓ પાછળ ભટકવામાં પોતાનો વખત વીતાડતો. ગામમાં કે

નથી સ્ત્રી આવી કે તેને કોઇ પણ ભોગે શામળ કદુ જોયા વિના ન રહે. ક્યા ક્યા ઘરોમાં રૂપ સંતાયું છે, તેની ખબર તેને ઘર બેઠાં મળ્યા કરતી. તેના મિત્રો પણ તેના જ જેવા હતા. મિત્રોની ટોળી સાથે ફરતાં તે સુંદરી સાથે શરાબનો પણ શોખીન બન્યો હતો. રાતના વખતે શામળ કદુના ઘરમાં એકલા શરાબીઓ જ મળતા. તેની આસપાસના પાડોશીઓને તે વાતની સૂગ આવતી પણ શું કરે ? માબાપ, વાલી, વારસ વિનાનો શામળ કોઇને કંઇ ગાંઠે ખરો ? નાલાયકથી દૂર રહેવામાં જ ડાહ્યા પાડોશીઓએ શાણપણ માનેલું. શામળ કદુના ઘરમાં રાતે શરાબની પ્યાલીઓ ઉડતી ત્યારે પાડોશીઓ પોતાનાં બારણાં બંધ કરી ફરજીઆત જેલ ભોગવતા.

શામળ કદુની ટોળીએ ભોળા ભરથારની ભામિની મેનાને દાઢમાં ઘાલી, પણ મેના એટલી ઉસ્તાદ નીકળી કે તેણે આખી ટોળીને પાણીમાં બાચકાં ભરાવ્યા કર્યાં. ઠઠ્ઠા મશ્કરી વખતના મેનાના ચાળા અને ચાટુ ચાકયો ટોળીના સભ્યોનાં મ્હોંમાં પાણી લાવતા, પણ મેના તેમને આગળ વધવા દેતી નહિ. એકને બીજાની અને બીજાને ત્રીજાની બીક બતાવી પોતે તો ન્યારી ને ન્યારી જ રહેતી. ફુરસદનાં રમકડાં તરીકે તે શામળ કદુની ટોળીનો ઉપયોગ કરતી અને પોતાની અસંતુષ્ટ લાગણીઓને વાણી-દ્વારા પ્રવાહિત કરી ટોળીના દરેક સભ્ય સાથે બોલવાનો લ્હાવો લેતી. કોઇ વખત તે બધાઓને મેના એવા ચક્કરમાં નાખી દેતી કે, દરેક સભ્ય ટોળીના બીજા સભ્ય પર વહેમાયા જ કરે. પરિણામે મેનાને કારણે તેઓ અંદર અંદર ઝઘડતા, મારામારી કરતા, વિખરાતા અને થોડા વખત પછી પાછા એક થતા. મેના મદારી હતી અને કદુ અને તેના મિત્રો તેના પાળેલાં જાનવર હતાં. મેનાના નચાવ્યાં તે બધાં નાચતાં પણ મેના તેમના હાથમાં આવતી નહિ. આશાતુર શામળ કદુ અને તેના શરાબી મિત્રોની ધીરજનો અંત આવ્યો છે, એમ જ્યારે મેનાએ જોયું ત્યારે તેણે શામળ કદુનો ઉપયોગ કર્યો.

એક દિવસ શામળ એકલો સીમમાં જતો હતો. માર્ગમાં તેને મેના મળી. રસ્તો નિર્જન હતો એટલે બન્નેને મનમાન્યું એકાન્ત હતું.

'શામળ.' મેનાએ પહેલ કરી.

'તારા પર એવી ચીઢ ચડે છે કે જીવું ત્યાં સુધી તને ન બોલાવું.' શામળે પોતાની રીસ વ્યક્ત કરતાં કહ્યું.

'એટલા માટે તો હું તને અહીં મળવા આવી.'

'શા માટે ?'

'તું શું ધારે છે ?'

'હું શું ધારું ? કેટલાં વરસથી ટળવળું છું એ ખબર છે ?'

'ખબર છે શામળ ! ખબર છે, માટે તો તને એકાન્તે મળવા આવી.' શામળ પીગળ્યો. તેનું મ્હોં મલક્યું.

'સાચું કહે છે ?'

'ત્યારે શું ખોટું ?'

'મેના ! વ્હા...'

'હજુ વાર છે. એ પહેલાં તો ઘણું કરવાનું બાકી છે.'

'શું ?'

'ઘણું કરવાનું છે, પણ તું કરીશ ?'

'મેના ! તારું વેણ અને આ માથું.' પોતાનું માથું બતાવતાં શામળ બોલ્યો.

'ન જોયો હોય મોટો હરિશ્ચંદ્રનો અવતાર !' મનોહર સ્મિત સાથે આંખના ઇશારે શામળના મનમયૂરને નચાવવાનો પ્રયાસ કરતાં મેના ઢેલ બોલી.

શામળ ન બોલ્યો.

'કેમ, ડરી ગયોને ?'

'શામળ એક વખત બોલ્યા પછી ફરતો નથી.' શામળે મેનાના ઇશારાને દિલમાં મહાબળે દાબી રાખતાં કહ્યું.

'તો લે આ કુહાડી.'

'શું કરું ?' પાળેલા જાનવરની જેમ શામળ આધીન હતો.

'જો, સામે કોણ છે ?' મેનાએ દૂર સીમમાં કામ કરતા એક માણસ તરફ હાથ કરતાં કહ્યું.

'તારો ધણી.'

'આજ સાંજ સુધીમાં તેને પૂરો કરવાનો છે.' મેનાએ વજ્રદિલથી કહ્યું.

'હેં!' શામળનો કુહાડી પકડેલો હાથ ધ્રૂજી ઊઠયો.

'હા, કામ થશે?'

'ફટ, મેના! મારે હાથે તારા ધણીનું ખૂન કરાવે છે?'

'એ વિના મેનાને મેળવવી છે?' મેનાએ ડામ દીધો. શામળ કહુ ઘડીભર ઉભો રહ્યો.

'તારો ધણી જતાં તારા ઉપર મારો હક્ક છે, એટલું તું કબૂલ રાખીશ?'

'હજીએ અવિશ્વાસ છે?' એજ રીતથી મેનાએ સામે પૂછયું.

'જા મેના! નિરાંતે જઈને સઈ જા. હું તારા ધણીને પૂરો કરીને હમણાં જ આવું છું.' નિશ્ચય કરતાં શામળ બોલ્યો.

'અત્યારે નહિ. બપોરનો સૂરજ નમે અને ગાયોનાં ધણ ગામમાં પાછાં આવે તે વખતે તારે એ કામ કરવાનું છે.'

'કેમ કાંઈ મૂરત જોવડાવ્યું છે?'

'જોવડાવ્યા વિના તને કહું છું?'

'ભલે. બીજું કાંઈ?'

'ના, એ જ.' કહી મેના ઘર તરફના રસ્તે ચાલી અને શામળ ખભે કુહાડી લઈ વગડો વીંધતો આગળ ચાલ્યો.

## પ્રકરણ ૯ મું

## કાનજી ઓઘડ

'અલ્યા કદુ! ક્યાં નીકળ્યો આમ ચઢતા પહોરે?' મેનાના ધણી કાનજીએ વગડો વીંધી ચાલ્યા જતા શામળને દૂરથી જતો જોઈ કહ્યું.

'આ જરાક બાવળનું એક ઠુંઠું કાલ જોયું'તું તે કીધું લાવ કાપી આવું.' દૂરથી જ જવાબ આપતો શામળ આગળ ચાલ્યો.

'અલ્યા! ઉભો તો રહે. ચલમ તો માંડય.' કાનજીએ બેપરવાહ ચાલ્યા જતા કદુને ચલમની લાલચ આપી બોલાવ્યો.

'ના 'લ્યા! ના. મારે ઘણું કામ છે. મને જવા દે.'

'ચલમની ફૂંક લીધા વિના જાય તો તને કાનજી ઓઘડના સોગંદ છે.' બોલો કાનજી શામળમાં કોણ જાણે શું એ જોઈ ગયો હતો.

'હવે રહેવા દેને છાનોમાનો. સોગંદ ખવડાવ્યા છે તે તને મળ્યા વિના ઓછો જવાનો છું? પણ અત્યારે નહિ.'

'ત્યારે?'

'વળતાં આવીશ.' જાણે મૃત્યુ મરનારને વાયદો કરતું હતું.

'જરુર હોં!' કાનજીએ એ વાયદો સ્વીકારતાં કહ્યું.

'ભલે, પણ તું અહીં જ રહેજે.'

'અરે અહીં જ તારા આવ્યા વિના ખસવાનું છે જ કોણ? ચલમ પણ તું આવીશ ત્યારે જ ભરીશ, પણ વહેલો વહેલો આવજે હોં કે!'

ચાલ્યા જતા શામળની પીઠ સાથે અથડાય તેટલા મોટા સ્વરે કાનજીએ તેને આમંત્રણ આપ્યું. શામળે એક હાથ ઉંચો કરી પાછળ જોયા વિના જ તે આમંત્રણ સ્વીકારી લીધું.

સૂર્ય મધ્યાન્હે આવ્યો અને નમ્યો છતાં 'હા' કહીને ગયેલો શામળ ન આવ્યો. કાનજી ઓઘડને ચલમની તલપ લાગી, પણ શામળ વિના તે કેમ પીવાય? તેના કામમાં ઝડપ હતી તે ઓસરવા માંડી અને વાડની નીચેના કાંટા સાફ કરવામાં તે બેધ્યાન બનતો ગયો. ક્યારે શામળ કદુ આવે અને ચલમ પીવાય એ જ તેના મનમાં રમી રહ્યું હતું. આખરે ગાપીનું ધણ પાછું વળવાનો વખત થયો. પડછાયા લાંબા થવા માંડ્યા,

આમ લોક વનવગડેથી ધીમે ધીમે ઘર તરફ વળવા માંડ્યા ત્યારે દૂર દૂર નજર કરતાં તેણે શામળ કદુને પોતાના તરફ આવતો જોયો.

'હાશ, હવે તો આવ્યો તો ખરો.' નો ઉદ્‌ગાર કાઢી તેણે મનને ધીરજ આપી. વાત એમ હતી કે કાનજી ઓઘડ એ દિવસે તમાકુ સાથે લેવી ભૂલી ગયેલો. પછી કદુ ઉપર વિશ્વાસ રાખી બેસી ન રહે તો શું કરે?

'આવી પહોંચ્યો છું 'લ્યા કાનજી ઓઘડ! તું તારે હવે ચલમ ભરવા માંડય.'

'અલ્યા! ચલમ તો છે પણ તમાકુ ઘરે રહી ગઈ છે તેનું શું?' કાનજી ઓઘડ સીધી વાત કરવામાં જ માનતો.

'ઓહો, એમ કહેને ત્યારે કે તારે તમાકુ જોઈતી 'તી. પહેલાં કીધું હોત તો આપતો ન જાત?'

'હવે પહેલાં ને અત્યારે. લે હું સળગાવું કહી માથાનું ફાળિયું ઉતારી તેના ફાટેલા ભાગમાંથી ચીરો ઉતારી ચકમક વડે સળગાવ્યો. શામળે ચલમમાં તમાકુ ભરી અને કાનજીએ કપડાનો સળગી રહેલો કકડો ચલમ પર મૂકી ધીમે ધીમે ફૂંક લેવા માંડી. શરુઆતમાં ઓછો અને પછી તો ધૂમાડો વધી ગયો. ચલમ ફૂંકવામાં લહેજત આવતી ગઈ તેમ તેમ કાનજી ઓઘડ વાતોના ગોળા ફેંકવા માંડયો. ચલમનો હાથબદલો કરતો કરાવતો શામળ પણ અલકમલકની વાતો કાનજી આગળ રજુ કરવા માંડયો. બન્ને વાતોના રંગમાં આવી ગયા. એકનું કાળજું ચોક્કસ હતું અને બીજાનું ભોળું હતું.

'દુનિયામાં ભગવાને નોખાં નોખાં રૂપ ઘડયાં છે કાંઈ!' રૂપની દુનિયાની વાતો પર ચઢેલા કાનજીએ આફરીન પોકારતાં કહ્યું.

'અલ્યા! અમારે તો ઠીક પણ તારે શું કરવા રૂપને ખોળવા જવું પડે છે?' શામળે કહ્યું.

'અલ્યા! ઘરવાળીની વાત પડતી મેલ્યને. એનું તે કાંઈ રૂપ કહેવાય?

'કેમ?'

'જેનામાં રૂપ હોય એ બીજાને નજરમાં રાખે ખરી?'

'એ શું વળી?'
'અરે! રૂપવાળીને તો એના રૂપનું ગુમાન હોય ગુમાન.'
'એટલે?'
'એમ રસ્તે જનાર ઉપર મોહી ન પડે.'
'તારી ઘરવાળીની તું વાત કરે છે?'
'ત્યારે શું તારી ઘરવાળીની?'
'મેના એવી નથી.' શામળે બચાવ કરતાં કહ્યું.
'તું કહે એટલે?'
'જા જા હવે ઘરની વાત એમ ઉઘાડી કરતાં લજાતો નથી?'

'અરે લજાવા જેવું શું છે? મેં તો એને ક્યારની બેન કહીને બોલાવી છે.' કાનજીએ કહ્યું.

'કાંઇ કાળું હતું?'

'કાળું નહિ તો ધોળું? પેલા ફાંકડા ભૂપતસિંહને જોયો કે રાંડ ઘેલી ઘેલી થઇ ગઇ. મને કે'છે, આપણે ભૂપતસિંહ શિકારે જાય ત્યારે સાથે જઇએ.'

'પછી?'

'હું કાંઇ કાચો છું? એ રાંડને ભૂપતસિંહ ભાવતો હોય તો મારે એને શું કરવી છે? આજ સવારે જ હું તો એનું નાક કાપી કાઢી મૂકવાનો હતો, પણ મનમાં થયું કે, થાય છે, એના પગરખાડા તો જોઇ લઉં.'

'એમ? ત્યારે તો મેના રૂપાળી ખરી પચઆણ વંઠેલી.' પોતાની સાથે આવવા તૈયાર હતી એમ કહેનાર મેનાનું અંતર તો ભૂપતસિંહને ચાહતું હતું. શામળ છક્કડ ખાઇ ગયો.

'તે ભૂપતસિંહને મળે છે ખરી?'

'શું મળે? હજુ તો પેલો તેની સામે નજરે નથી માંડતો, પણ રાંડ તો એનું રૂપ જોઇ ગઇ છે.'

'અલ્યા, હમણાં હમણાં તો છનિયારાના ઠાકોર પણ એ ભૂપતસિંહ ઉપર બળે છે.'

'બળે છે જ તો. એનો વ્હાલો બકરો ભૂપતસિંહના બકરા સાથે લડતાં જીત્યો. ભૂપતસિંહે એક જ ઝટકે તેના હારેલા બકરાને ઉડાડી દીધો. તે

ધણી ને તે દહાડાનો ઠાકોર તેના ઉપર બળે છે, પણ વાટ જુએ છે કે કાંઇ બહાનું મળે તો એને કાઢું.' માહિતી આપતાં કાનજી ઓઘડ બોલ્યો

'એમ કાંઇ છનિયારાનો ઠાકોર હાલીમવાલી જેવો નથી કે, આટ આટલું કામ ભૂપતસિંહ કરે અને તે ખમી ખાય.'

'ત્યારે ઠાકોરમાં તે વળી પાણી જ ક્યાં છે? બિચારો તમાચા માર ગાલ રાતા રાખે છે.'

'તુંયે ખરો કાનજી, તારા ઠાકોર માટે કાંઇ કહેતાં તું લજાતો નથી

'એમાં લજાવા જેવું શું છે? ત્રાગું કરી બકરાને મારી નાખે બીજાની બૈરીઓને વેલી કરે, એવા રાજા અને પ્રજાના કટ્ટા વેરીને ક સુધી થાબડ્યા કરવાનો હોય?'

'રાજાનું ભૂંડું બોલી તુ પણ મોત જ માગે છે ને? એક ભૂં કરે છે ને બીજો ભૂંડું બોલે છે.' શામળે વળ બદલતાં કહ્યું.

'એટલે તું શું કહેવા માગે છે?'

'એ જ કે તું રાજશત્રુ છે.'

'જા, જા, શરાબી, સીધો રસ્તે પડ; નહિ તો જોવા જેવી થશે કાનજી પોતાની વાતને પકડી રાખતાં ઉગ્ર બનીને બોલ્યો.

'તું કરશે તે પહેલાં અમારા હાથ કાંઇ કપાઇ નથી ગયા.' શામ ઉઠ્યો. કુહાડી તેણે સંભાળથી જમણા હાથમાં પકડી.

'શામળ કહે, મોટો રાજભક્ત ન જોયો હોય તો.'

'રાજભક્ત છું કે નહિ, તે આ કુહાડી કહેશે. ઘરની એક બાય નથી સાચવી શક્તો અને મોટા રાજા મહારાજાઓની વાતો કરવા નીક પડયો છે તે.' કહી તેણે કુહાડી ઉપાડી.

વાતચીતમાંથી વઢવાડ થઇ પડી તે ભાન તો કાનજી ઓઘડ મોડુંમોડું થયું. ઉપડેલી કુહાડીથી બચાવ કરવા તેણે જમણા હાથ દાતરડું મજબૂત રીતે પકડ્યું, અને 'આવી જા, તું પણ.' કહેતો એકદમ ઉભો થયો.

જોરથી ઉભા થતા કાનજી ઓઘડના માથામાં, મેનાએ આપે કુહાડી શામળ કહુએ જોરથી ઝીંકી. કાનજી દાતરડા વડે પોતાનો બચા કરે તે પહેલાં જીવલેણ હથિયારે પોતાનો ધર્મ બજાવ્યો. કાનજી ઓઘ માથાનાં બે ફાડચાં સાથે જમીનપર પછડાયો. શામળે તે જોયું અ

કુહાડીને જોરથી દૂર ફેંકી તે ગામ ભણી દોડયો. કાનજીએ તેને ઘણી વાતો કહી દીધી હતી છતાં મેનાને મળ્યા વિના તેની સિદ્ધિ ન હતી.

શ્વાસભર્યો તે મેના પાસે આવ્યો. કંઈ ન બનવાનું હોય તેમ મેના નિરાંતે પોતાનું ઘરકામ કરી રહી હતી.

'કામ પતાવી દીધું મેના!' શામળે ઘરમાં પેસતાં જ એકાંત જોઈ વાત કહી.

'એમ? અને કુહાડી?' પ્રશ્નભરી નજરે મેનાએ શામળ તરફ જોયું.

'એ તો ત્યાં જ નાખીને આવ્યો.'

'એટલો તું કાચો. મને મેળવવાને બદલે તું મને ગુમાવશે.'

'કેમ?'

'આખું ગામ જાણે છે કે એ કુહાડી મારી છે.'

'તેથી શું? મરનાર તારો ધણી છે.' ખુલાસો કરતાં જ શામળ બોલ્યો'

'ના શામળ, ના. મને એ કુહાડી લઈ ગામ તરફ આવતી ઘણા-ઓએ જોઈ છે, એટલે એ કુહાડીથી ખૂન થવાની વાતથી ખૂનમાં મારો હાથ ગણાશે.'

'શું કહે છે?'

'ખરું કહું છું, શામળ, મારે બચવાનો આરો તેં રાખ્યો નહિ.' દુઃખ દર્શાવતાં મેના બોલી.

'ત્યારે?'

'હું શું કરું? મરનારને બપોર પછી ઘણાઓએ સીમમાં જોયો છે અને હું બપોરથી ઘર બહાર નથી ગઈ એ બધાં પાડોશી જાણે છે. ઠાકોર મને પૂછે તો હું શું કહું? કોનું નામ દઉં?' શામળને પૂછતી મેના ઊભી થઈ ગઈ.

'મારું નામ લઈશ?' ડરતાં ડરતાં શામળે પૂછ્યું.

'તું કહે તેનું લઉં.' મેનાએ કહ્યું.

શામળ વિચાર કરવામાં પડયો. 'કોનું નામ આપી શકાય?' કાનજીએ કહ્યું હતુ કે, મેના ભૂપતસિંહ પાછળ ઘેલી છે. જો પોતાને મેના સ્વીકારવા તૈયાર હોય તો ભૂપતસિંહ તરફનો તેનો પ્રેમ સાચો ગણાય?' તેણે બે બાજુનો ઉકેલ લાવતો એક જ પ્રશ્ન પૂછયો.

'ભૂપતસિંહનું નામ આપે તો? ઠાકોર તેના ઉપર ચીડાએલ તો છે જ.'

મેના મનમાં ભડકો ઉઠી. તેણે જોયું કે, તેના પતિએ બધી વાત શામળને કરી હતી. તેને શામળ સાથે લડવું ન હતું. તેને દૂર કરવો હતો.

'અરે, તું પણ એવો જ છે! ભૂપતસિંહ તો આજ બપોરે પલાયન થઇ ગયો છે.'

'ક્યાં?'

'કોણ જાણે?' નકાર વાચક ડોકું હલાવતાં મેના બોલી.

શામળ નિરુત્તર હતો.

'હવે હું શું કરું શામળભાઇ?' મેનાએ કંઇક ગભરાતાં પૂછ્યું.

'મને ભાઇ કહે છે?'

'ત્યારે શું કહું?' નફ્ફટ હાસ્ય હસતી મેના બોલી.

'કમબખ્ત!' કહેતો શામળ ત્યાંથી ખસ્યો.

તેને જમીન માર્ગ આપતી નહતી. પગમાં શક્તિ હતી પણ દિલ મુંઝાતું હતું. 'જવું કે રહેવું?' એ પ્રશ્નનો તેને ઉત્તર જડતો નહતો. તેને ખાત્રી થઇ ચૂકી હતી કે મેના પોતાની થવાની નથી. કાનજીના શબ્દો સાચા હતા પણ તે વખતે તેના ઉપર વિચાર કરવાનો શામળને સમય નહતો. સમય મળ્યો તે પહેલાં મેનાએ પોતાનું રૂપ પ્રગટ કર્યું હતું. ભૂપતસિંહ ખાતર જીવન જીવતી મેનાને કાનજી કે શામળ એમાંથી કોઇનું કામ નહતું.

'અરે શામળભાઇ! ઉભા તો રહો!'

લગભગ દોડવા જેવી હાલતમાં ચાલ્યા જતા શામળને તેણે બોલાવ્યો પણ શામળે ન પાછું વાળીને જોયું કે ન જવાબ આપ્યો. છનિયારમાં રહેવું હવે તેને માટે દોહ્યલું હતું.

મેના બાજી જીતી ગઇ હતી. કાનજીને કાઢ્યો, શામળને નસાડ્યો, અને શામળનું ખુન કરનાર કુહાડી તો કોની હતી તે મેના પોતે પણ જાણતી નહતી.

તે દિવસથી નાસતો ફરતો શામળ ઘણા ગામ ફર્યો. મલ્હારરાવના રંગમહેલની વાતોમાં રસ ધરાવતો તે કડી આવ્યો. કડીમાં તેણે મેનાને જોઇ અને અલ્પ સમય માટે ગુસ્સાથી દબાઇ ગએલો મેના પ્રત્યેનો અનુરાગ ફરીથી બહાર આવ્યો. પણ મેનાની મૂળ નીતિમાં હજુ કોઇ ખાસ ફેરફાર થએલો તેણે જોયો નહિ એટલે તેના શબ્દોમાં વિશ્વાસ મૂકતાં પહેલાં તે ઘણું વિચારી લેતો.

## જીવરામ ટેલભટ્ટ

શામળ ભટ્ટને ત્યાંથી નીકળેલી મેના માટે હજી ઘેર જવાનું સરજાએલું નહતું. ઘોરી રસ્તાની બાજુમાં જ આવેલા એક વિશાળ મકાનના નીચલા માળનું બારણું તેણે ખખડાવ્યું.

'કોણ એ?' કહેતાં જીવરામ ટેલભટ્ટે બારણું ઉઘાડયું.

'એ તો ભટ્ટજી! હું છું મેના.'

'મેનાબા! આવો આવો, અત્યારે ક્યાંથી? અરે, મગનની બા, જરા દીવો કરજે. મેનાબા આવ્યાં છે.' પાછળનું વાક્ય ટેલભટ્ટે પોતાની ધર્મપત્ની જીવકોરને ઉદ્દેશીને ઉચ્ચાર્યું.

'અરે મારાં તે શું માતમ ભટ્ટજી! હું તો મારા કામે આવી છું. જીવકોરબેન, તમે નિરાં સૂઈ રહેજો, ઉતાવળ નથી.' કહેતી મેના બારણામાં ઊભી રહી.

જીવકોરે ઉઠી દીવો કર્યો. કોડિયાનો દીવો ઝાંખો ઝાંખો પણ ઘર અજવાળતો હતો. એ ઝાંખા તેજમાં મેનાએ જીવરામ ટેલભટ્ટના સંસારને સૂતેલો જોયો. એક પથારીમાં ચાર બાળકો ઠંડીથી બચવા ટુંટિયાં વાળી પડ્યાં પડ્યાં ઉંઘતાં હતાં. તેમની એક બાજુ જીવકોરની અને બીજી બાજુ જીવરામની ખાલી પથારીઓ પડી હતી. ગરીબ બીચારાં ભટ્ટ ભટ્ટાણી ચાર બાળકો સાથેનું પોતાનું સંસારનાવ કડીની પ્રજાની ધાર્મિક વૃત્તિ ઉપર આધાર રાખી હંકારે રાખતાં હતાં. ઘરમાં નહતું આકર્ષક રાચરચીલું કે નહતી કોઇ જાતની વ્યવસ્થા. જીવન જીવવું અને વેઠ ઉતારવી એ સમાન ગણનાર માનવીઓની કક્ષામાં ભટ્ટ ભટ્ટાણીને ગણાવીએ તો કંઇ ખોટું ન કહેવાય, છતાં ભટ્ટના જીવનમાં ઉંડા ઉતરેલા લોકોનું માનવું હતું કે, ધાર્મિક જીવન જીવવાની, એક જ લક્ષ્ય વિનાની, ભાવનાના પ્રાબલ્યથી તેમનામાં એટલી નિષ્ક્રિયતાએ પ્રવેશ કર્યો હતો.

જીવરામ ટેલભટ્ટને દેશના કયા ભાગના વતની ગણવા તે એક કોયડો હતો. પ્રાંતે પ્રાંતની તળપદી ભાષાઓનો તેમને સારો મહાવરો

હતો. કોઈ પણ પ્રાંતના વાસી સાથે જીવરામ ટેલભટ્ટ તેની જ માતૃભાષામાં વાત કરી શકતા. આમ અનેક ભાષાના અને પ્રાંતોના જાણકાર બનેલા ટેલભટ્ટને પોતાને પણ ઘડીભર ભ્રમ થઈ આવતો કે પોતાનો પ્રાન્ત અને પોતાની ભાષા કયા હશે? દરેક સ્થળે તેમની કામગિરિ એક જ રહેતી, ઉંઘતા જગતને ટેલ નાખીને જગાડવાની. છેલ્લાં થોડાંએક વરસોથી તેમણે કડીમાં કાયમનો વસવાટ કર્યો હતો. તેમનો ધંધો જ એવો હતો કે ગામના દરેક માણસ સાથે પરિચય તો કરવો જ પડે. તેઓ મેનાને ઓળખતા એક શિથિલ શીલની સ્ત્રી તરીકે અને મેના તેમને ઓળખતી નિરુપદ્રવી જીવન જીવતા એક ધર્મિષ્ઠ પુરુષ તરીકે.

'જીવકોર બેન! હું તો એક કામ આવી છું.' મેનાએ ફરીથી પોતાના આવવાનું કારણ દર્શાવ્યું. ભટ્ટ અને ભટ્ટાણી વિચારમાં પડયાં. આટલી મોડી રાતે, વંઠેલ ગણાતી સ્ત્રી પવિત્ર ગણાતા પુરુષને ઘેર આવી ઉભી રહે તે જોનાર કેમ સહન કરે?

'મેનાબા! બોલો. જે કામ હશે તે, મારું ચાલશે તો, હું કરી આપીશ.'

'એમાં ચાલવા જેવું કંઈ છે જ નહિ. મારી નંદાને થોડા દિવસ તમારે ત્યાં રાખશો?'

આભમાંથી ઉતરી આવીને વીજળીએ આંચકો માર્યો હોત તો સારું, પણ મેનાની માગણી તો એ કરતાંએ વધારે આંચકો ખવડાવી ગઈ. ટેલભટ્ટની જીભ તેમનું મ્હોં ફાડીને બહાર નીકળી. ભટ્ટાણી જીવકોરની આંગળી અનાયાસે ખૂલવા મથતા હોઠ પર જડાઈ ગઈ.

બન્નેની આંખોમાં એક જ જાતના આંચકાનો અનુભવ કરતી મેના બોલી. 'કેમ એટલું કામ નહિ થાય?'

'થવા ન થવાની વાત જુદી છે, મેનાબા! પણ અમે બ્રાહ્મણ, અમારા આ નાના ઘંઘોલિયા જેવા ઓરડામાં તમારી રૂપરૂપની અંબાર નંદા શી રીતે સમાય?' ભૂપતસિંહના નંદા સાથેના સંબંધની ઉડતી વાતનો આધાર લેતાં થોડી વારે ટેલભટ્ટ બોલ્યા.

'તમારી જ આશાએ હું આવી હતી. કડી શહેરમાં નંદાને સાચવે તેવું આજે કોઈ નથી.' મેનાએ નમ્રતાથી કહ્યું.

'તમે છોને?'

'હું? મને તો હદપાર કરી છે અત્યારે રાજાજીએ એટલે તો હું તમારી પાસે આવી.' છાછિયું કરતાં મેના બોલી.

મેનાની એ વાતથી ટેલભટ્ટ અચંબો તો પામ્યા પણ તેની હદપારી પાછળ કેવાંએ કરતુક હશે એ ખ્યાલે તેમણે બીજું ન પૂછતાં એટલું જ કહ્યું. 'નંદાને સાથે લઇ જાઓ.'

'એ બિચારો નિર્દોષ જીવ. દુનિયાના ટાઢા ઉના વાયરા વાયા નથી, તેને સાથે લઇને કયાં ફરૂં? મારું જ ઠેકાણું નથી ત્યાં!'

ટેલભટ્ટ ન બોલ્યા.

'મારું ઠેકાણું થતાં હું તરત જ તેને બોલાવી લઇશ. એટલા દહાડા રાખવાની છે.'

'બિચારી નંદા.' ભટ્ટાણીથી નિઃશ્વાસ નંખાયો. માથી વિખૂટી પડતી દીકરીના હાલનો આછો આછો ખ્યાલ પણ તેમના અંતરમાં ભર્યો હતો.

'હું પણ એજ કહું છું ને કે એ બિચારીની મા જેવો વિસામો જતાં શું દશા થાય? તમારા જેવા ધરમાત્માને ત્યાં રહી બે ઘડી હરિ નામનું સ્મરણ કરશે તોયે વખત જશે. દુનિયામાં અત્યારે કોનો વિશ્વાસ રાખવા જેવું છે?' ટેલભટ્ટને ચડાવતાં મેના બોલી.

'રામરામ કરો, આ દુનિયામાં વિશ્વાસ કરવા જેવું રહ્યું છે જ શું?' ભટ્ટાણીએ દિલસોજી બતાવતાં કહ્યું.

'એટલે જ તમારા જેવાં પુણ્યશાળીને ઘરને આંગણે આમ રાતોરાત આવવું પડે છે. ધરતીપરથી હજુ પુણ્ય પરવારી ગયું નથી.' મેનાએ કહ્યું.

ટેલભટ્ટ વિચારમાં પડયા. ભટ્ટાણીના ટૂંકા કપાળે બે રેખાઓ અંકિત થતી મેનાએ જોઇ અને તેને લાગ્યું કે, તેના શબ્દો અસરકારક તો હતા જ.

'માબાપ વિનાનીને મેં સંઘરી પાળી પોષી મોટી કરી અને આમ એકાએક છોડવાનો વખત આવ્યો ત્યારે નિરાધારના આધાર ભગવાન વિના તેને કોનો આશરો હોય? અને તમે જાણો છો કે આ શહેરમાં

ભગવાનના માણસ કેટલા છે. મને સાચું લાગે છે, તે કહું છું, જીવકોર બેન! આખા પરગણામાં ભટ્ટજી જેવું માનવી શોધ્યું ન જડે. માટે તો મેં વિચાર્યું કે, બિચારી માબાપ વિનાની નંદા જે બે દહાડા સુખમાં કાઢે તે ખરા. વળી રામનામનો લ્હાવો જુદો.'

મેનાના શબ્દો ટેલભટ્ટના દિલને અસર કરતા જતા હતા પણ શહેરમાં બંધાએલી તેમની પ્રતિષ્ઠા દિલ સાથે બળવો પોકારતી હતી: 'એ કદિ ન બને.'

'મેના બા! મારું એ ગજું નહિ. ગામલોક મને ખાઇ જાય.' મહા પ્રયાસે ટેલભટ્ટ બોલ્યા; પણ મેના એમ નિરાશ થાય તેવી ન હતી.

'પણ ભટ્ટજી! મારે એને કોને આશરે મૂકવી?'

'મારું એ ગજું નહિ મેના બા!' કરગરતા હોય તેમ ટેલભટ્ટ બોલ્યા.

'ભટ્ટજી! તમારા જેવા ધરમાત્મા ઉઠીને એક અબળાને આશરો નહિ આપે તો ધરતીપર ધરમ શી રીતે રહેશે?'

ટેલભટ્ટે ડોકું ધુણાવ્યું.

'થયું ત્યારે આજે ધરતીપર ધરમ નથી રહ્યો. મારા જેવાં પાપી-ઓને ઉદ્ધારનાર તમારા જેવા આમ ના પાડી બેસે પછી ધરતીને રસાતળ જવું જ બાકી રહ્યું.'

'એ બધું સાચું. નંદાને હું સાચવી ન શકું.'

'શા માટે?' મેનાના પ્રશ્નમાં માર્દવતા હતી.

'એનું રૂપ મારું ઘર ઉજ્જડ કરી નાખે.' ટેલભટ્ટ બોલ્યા. મેના ખડખડ હસી પડી અને બોલી.

'અરે, ભોળા ભટ્ટજી! તમે તો એવા જ રહ્યા. નંદાને તમે ઓળખતા નથી. એ તો ભંકોડાના ઠાકોરને મનથી વરી ચૂકી છે. તેમના સિવાય બીજા બધા એને બાઇ બાપ સમાન છે. અને ભૂપતસિંહ ઠાકોર તો હવે બહારવટે છે. એ તો તમે જાણો છો, પછી નંદા માટે તમે શા માટે આમ પાછી પાની કરો છો?'

મેનાના આ શબ્દોએ હજુ ટેલભટ્ટની પેલી પ્રતિજ્ઞાને કંઇ અસર ન કરી. ટેલભટ્ટ નિરુત્તર ઉભા હતા.

'મને નંદાને સાથે લેવામાં એક જ ભય છે. મને હદપાર કરી રાજાજીએ નંદા ઉપર કુદષ્ટિ કર્યાનો મને વહેમ છે, એટલે હું નંદાને સાથે લઇ જાઉં તો રાજનાં માણસો તેને ચૂંથી નાખે.' નંદાએ ધાર્મિક વૃત્તિવાળા ટેલભટ્ટ પર અસર પાડે તેવું કારણ રજુ કર્યું.

ટેલભટ્ટ ન બોલ્યા.

'અને અહીં તમારે ત્યાં હોય તો તેમની નાખી નજર ન પહોંચે. રાજાજી પણ જાણે છે કે, ટેલભટ્ટને દુભવવામાં આબરુને પુરું જોખમ છે.'

ટેલભટ્ટે ઘણો વિચાર કર્યો. મેના ત્યાં સુધી બારણામાં જ ઉભી રહી. ભટ્ટાણીની તો એ બાબતમાં ઉંડે ઉતરવા જેટલી પહોંચ ન હતી એટલે તે તો શાન્ત બનીને બેસી રહ્યાં હતાં. મેના એક જ નજરે ભટ્ટજીના મુખ તરફ આતુર ભાવે જોઇ રહી હતી.

અંતે ટેલભટ્ટ બોલ્યા.

'મેના બા, તમારું નક્કી થયા પછી તરત જ નંદાને લઇ જવાના હો તો એટલા દહાડા તેને મારે ત્યાં મૂકી જાઓ. સામેની નાની ઓરડીમાં તેને માટેના મુકામની હું ગોઠવણ કરાવીશ અને મારો રામ રહેશે ત્યાંસુધી હું તેનાં રખવાળાં કરીશ, પણ જો જો હોં, તમે ઠેકાણે પડો કે તરત નંદાને બોલાવી લેજો.'

મેના ટેલભટ્ટના એ શબ્દોથી ખુશ થઇ ગઇ અને ઉમંગ ભરે, ભટ્ટજીનું ભલું ઇચ્છતી પોતાના ઘર તરફ ચાલી નીકળી.

## પ્રકરણ ૧૧ મું　　　　કડી છોડ્યું

ઘરમાં પેસતાં જ મેનાએ વેશ ભજવવો શરુ કર્યો.

'ઠાકોર ! હવે આ કડીમાં રહેવું શી રીતે પોષાય?'

'કેમ?' ઉંડા વિચારમાંથી જાગતો ભૂપતસિંહ બોલ્યો.

'રાજા પોતે ઉઠીને કાળાં કામ કરે અને વાંક પ્રજાનો કાઢે. પોતે તો ન્યારો ને ન્યારો જ.'

'શું થયું એ તો જરા કહો?' નંદાએ મેનાને પૂછ્યું.

'તારે શું છે? તું તારે નિરાંતે મારા માટે ભાથું બનાવ. મારે સવાર પહેલાં કડી છોડી જવું છે.' મેનાએ નંદાને અળગી કરવાના હેતુથી કહ્યું.

'તમારે જ કડી છોડવાનું છે અને મારે નહિ?' લાડથી નંદા બોલી.

'ડાહી થઇશ નહિ હવે, જલ્દી કર. તને મૂકીને હું ક્યાંય જાઉં છું?' પ્રશ્નમાં જ નંદાને સાથે લેવાની તૈયારી હતી.

નંદા ગઇ અને મેના ભૂપતસિંહની બાજુમાં બેસી પડી

'શું ખબર છે?' ભૂપતસિંહે આતુર હૃદયે પ્રશ્ન પૂછ્યો.

'ખબર તો કહ્યા કે હવે કડીમાં રહેવા જેવું નથી.' મેનાએ કહ્યું.

'તો પણ?'

'વાડ ઉઠીને ચીભડાં ગળવા માંડી છે. રાજાએ મને કહ્યું કે એ સમાચાર જ લેવા હતા તો નંદાને મોકલવી હતી ને?' એટલું બોલી મેનાએ ભૂપતસિંહના મુખ તરફધારીને જોયું. ભૂપતસિંહનો ચહેરો સખ્ત બન્યો. હોઠ ધ્રૂજી ઉઠ્યા.

'પછી?' મહાપ્રયાસે તેણે શાન્તિ સાચવતાં પૂછ્યું.

'નંદા તો ઠાકોર તમારી છે. હું એને મરેલી પણ અભડાવું ખરી?'

'તમે–ત્હેં શું કહ્યું?'

'મેં તો કીધું કે નંદા મેળવવા તો સાત ભવનાં તપ જોઇએ તપ, પણ જો તમારે તે પહેલાં નંદાને મેળવવી હોય તો આપઘાત કરી નંદાને પેટે જનમ લો તો માતા તરીકે નંદા મળે ખરી.'

'શાબાસ!' મેનાને ઉત્સાહ આપતો ઠાકોર બોલ્યો.

'પણ પછી તો તે મારા પર ખીજાયા. મને મારી નાખવાની ધમકી આપી. જેલમાં નાખવાની ધમકી આપી પણ એ બધી ધમકીની મારે ક્યાં પડી હતી? હું તો મારે ચાલી અને જતાં જતાં કહી દીધું કે, રાજાજી! હું પણ તમારું પાણી જોઉં છું. મારે રહેવા લાયક તમારું કડી નથી એટલે હું તો સવાર પહેલાં ચાલી જઇશ. નંદા અહીં રહેશે. જોઉં છું કે તમે તેનો વાળ કેવી રીતે વાંકો કરો છો?'

'હાં, પછી?'

'પછી શું? મલ્હારરાવ જોતા ને જોતા જ રહ્યા અને હું ચાલી નીકળી. હું તે કાંઇ તેમની પાળેલી દાસી હતી કે તેમની 'હા' એ 'હા' કરું?'

'બરોબર છે.' સંતોષ વ્યક્ત કરતાં ભૂપતસિંહ બોલ્યો.

'અને હું સાચું કહું છું ઠાકોર! મારે આ કડીમાં હવે રહેવું નથી.'

'ક્યાં જઇશ?'

'ધરતી લઇ જશે ત્યાં.' ઠાકોરની આંખોમાં આંખો પરોવતી મેના બોલી.

'અને નંદા?' ઘડી પહેલાં જ નંદાના દિલને પામી ચૂકેલા ભૂપતસિંહે પૂછ્યું.

'એને તો અહીં રાખીશ. જોઉં છું, ફણિધરના માથાપરથી મલ્હારરાવ શી રીતે મણિ લઇ જાય છે તે."

'એવા કયા ફણિધરને માથે તારો નંદારૂપી મણિ સ્થાપવા ધાર્યો છે?'

'કડી શહેરમાં એક જ પવિત્ર પુરુષ છે. ખૂદ શયતાન પણ ત્યાં જતાં ધ્રૂજી ઉઠે તો મલ્હારરાવનું શું ગજું?'

ભૂપતસિંહે નામ જાણવાનો આગ્રહ જતો કર્યો પણ તે એટલું તે સમજી શકયો કે, નંદાને સાથે રાખીને મેના કડી છોડવાની ન હતી.

મેના ઉઠી. તેણે સામાન સરખો ગોઠવવા માંડ્યો, જરુર પુરતાં કપડાં જુદાં કાઢી એક પોટકી બાંધી દીધી અને બીજું બધું વ્યવસ્થિત કરવા માંડ્યું.

ભૂપતસિંહને જે સમાચાર જોઈતા હતા તે ન મળ્યા પણ એટ તો તે સમજી શક્યો કે, મેનાએ કહેલી વાત સાચી હોય તો મલ્હારર પોતાને અપમાન પહોંચાડવા માગતો હતો. તે વિના નંદા માટે એ અઘટિત માગણી પ્રજાપાલક થઈને તે ન કરે. ગમે તેમ હોય પ જ્યારે મેના કડી છોડીને જનાર હતી તો પછી પોતાને કડીમાં રહેવા કાંઈ લાભ ન હતો, એ તો સ્પષ્ટ જ હતું.

'ચાલો ત્યારે આપણે સાથે જઈએ.' તેણે કહ્યું.

'તમે પણ ચાલી નીકળશો?' આશ્ચર્ય દર્શાવતાં મેના બોલી.

'હા હવે કડીમાં રહીને શું કરવું?'

'વાત તો સાચી છે. દુશ્મનના ગામમાં ઝાઝો વખત ન રહે જોઈએ. કઈ પળે શું થાય તેનો કાંઈ ભરોસો છે?'

થોડી વારે નંદા રસોઈ તૈયાર કરીને આવી.

'મેના બા! હવે કેટલી વાર છે?'

'બધું તૈયાર છે. તું તૈયાર થાય તેટલી જ વાર છે. તારાં કપ બાંધી લે અને આપણે ચાલવા માંડીએ.'

નંદાએ કપડાં બાંધી લીધાં. મેના માનતી હતી કે, નંદાને કડી રાખવામાં ભૂપતસિંહ વિરોધ કરશે અને જ્યારે ભૂપતસિંહ પણ સાથે કડી છોડે છે ત્યારે નંદા કોઈ હિસાબે કડીમાં રહેવું પસંદ નહિ ક તેણે પોતાની ઇચ્છા પાર પાડવાને એક યુક્તિ શોધી મૂકી હતી.

'ચાલો ત્યારે બધાં તૈયાર થયાં ખરું ને!' તૈયાર નંદાને ક મેનાએ કહ્યું.

'હા મેના બા! હું તો તૈયાર છું.' નંદાએ કહ્યું.

'મારે તો તૈયાર થવા જેવું કંઈ છે જ નહિ.' ભૂપતસિંહે કહ્યું.

'જતાં જતાં આપણે શુકનનાં મ્હોં ગળ્યાં કરી લઈએ.' કહે મેના વચ્ચેના ખંડમાં ગઈ. થોડીવારે તે થોડોએક ગોળ લઈને આવી.

'લે નંદા! જતાં પહેલાં શુકન કરી લે.' કહી ગોળની એક કાં તેણે નંદાને આપી, એક ભૂપતસિંહને આપી અને એક પોતે ખાઈ લી

'ચાલો ત્યારે ઠાકોર તમે નીચે જઈ ઘોડી તૈયાર કરો. અમે અમ સામાન સરખો ગોઠવી દઈએ.'

'હા,' કહેતો ભૂપતસિંહ નીચે ઉતર્યો.

સામાનની વ્યવસ્થામાં બે પાંચ પળ ગઇ હશે ત્યાં તો નંદાને બેચેની જેવું લાગવા માંડ્યું.

'મેના બા! મને ચક્કર આવે છે.'

'કાંઇ નહિ, એ તો રસોઇ કરીને નીકળી એટલે ગરમીને લીધે આવતાં હશે.' મેના સમજી ગઇ કે નંદા ઉપર ગોળની કાંકરીએ ધારી અસર કરી છે, એટલે તેણે સામાન ગોઠવવા બંધ રાખી કહ્યું. 'ચાલો ત્યારે જતાં જતાં જીવરામ ટેલભટ્ટને મળી આવીએ.'

'શા માટે?'

'એમના આશીર્વાદ આપણાં બધાં દુઃખ ટાળશે.'

'પણ મેના બા! મને ચક્કર આવે છે તેનું શું?'

'એ તો મટી જશે. જલ્દી કર. આપણે જલ્દી પાછાં આવી જઇશું. લાવ તારો હાથ પકડું. ચક્કર તો હમણાં મટી જશે?' મેનાએ નંદાનો હાથ પકડ્યો. બીજે હાથે, નંદાનાં કપડાંની પોટકી પકડી અને દાદર ઉતરી. નંદાને ઉતારી, જીવરામ ટેલભટ્ટને ત્યાં મેના ગઇ. પાછળ દોરાતી નંદામાં પુરા હોશ નહતા. ટેલભટ્ટને ત્યાં પહોંચતાં જ તે બેસી ગઇ.

'આમ કેમ?' એ ટેલભટ્ટના પ્રશ્નના જવાબમાં મેનાએ એટલું જ કહ્યું; 'એને ચક્કર આવ્યા છે. મારાથી વિખૂટી પડવાની ફીકરથી તેના દિલને લાગી આવ્યું છે. થોડીવારે આરામ થઇ જશે.' સીધા અને સાદા ટેલભટ્ટને મેનાનાં અજબ કરતુકની ગંધ પણ ક્યાંથી હોય?

મેના પાછી ઘેર પહોંચી ત્યારે ભૂપતસિંહ ઘોડીને તૈયાર કરીને ઊભો હતો.

'કેમ તૈયાર છો ને?'

'હા.'

'ચાલો ત્યારે.' કહી મેનાએ પોતાનાં કપડાનું પોટકું બહાર કાઢી બારણાને તાળું દીધું. ભૂપતસિંહ સવાર થયો. ઘોડી થનગની ઉઠી.

'નંદાને ક્યાં મૂકી?'

'એને એવી જગાએ રાખી છે કે, જ્યાં મલ્હારરાવના હાથ પહોંચે નહિ અને તમારું રટણ ભૂલે નહિ.'

'પણ મારે તેને મળવું હોય તો ક્યાં મળી શકાય?' ભૂપતસિંહે પૂછ

મેનાને થયું કે, નંદાનો મોહ ભૂપતસિંહથી ભૂલાય તેવો નથી અને પોતે ભૂપતસિંહને ભૂલે તેમ નથી. ભૂપતસિંહ નંદાને ન ભૂલે અને પોતે ભૂપતસિંહને ન ભૂલે તો એક જ મ્યાન બે તલવારને શી રીતે રાખશે?

'તમારે હવે નંદાને મળીને શું કરવું છે? હું છું ને?' તેણે દરખાસ્ત મૂકી.

ભૂપતસિંહ ઘોડીપર ટટાર થયો. નંદાને કડીમાં રાખવાનું કારણ હવે તેને સમજાયું, પણ અત્યારે જો મેનાના દિલપર એ ઘા કરવા જાય તો ઘણી વાતો બગડી જાય તેમ હતી.

'એ તો ખરું પણ મારે જાણવું તો જોઈએ કે નંદા ક્યાં છે? મલ્હારરાવથી તેને બચાવવાનો વખત આવી પડે તો મારે તેને કોના ઘરમાં ખોળવી?' તેણે કહ્યું.

'તેવે પ્રસંગે હુ નહિ કહું?' હસતાં હસતાં મેના બોલી.

'ના, મેના. મને તે વાત અત્યારે જ કહેવી પડશે.'

'કારણ?' એ જ હસતા અવાજે મેના બોલી.

'આપણા રસ્તા અહીંથી જ જૂદા પડે છે. ફરી પાછું ક્યારે મળી શકાય તે કોણ જાણે?'

'રસ્તા અહીંથી જ જુદા?' નિરાશ બનતાં મેના બોલી.

'હા.'

'કેમ?'

'મલ્હારરાવની નીતિથી હું અણજાણ નથી. મને અહીં સૂતેલો રાખીને તે ભંકોડાપર ચડી જાય તો નવાઈ નહિ. તેવે વખતે હું આમ ભટક્યા કરું તે મને પોષાય?'

'તો મારું શું?'

'અત્યારે તો હું ભંકોડા જઈશ. સઘળી તૈયારી કરી પછી તને લેવા આવીશ. બોલ, તું ક્યાં મળીશ?'

'હું?'

'હા તું.'

'મારે ઉભા રહેવા ઠામ નથી.'

'તો શોધી કાઢ.'

'બાલીસણાના ગંધર્વ વાસમાં.' થોડીવારે મેના બોલી.

'પાટણવાડામાં?'

'હા.'

'અને નંદા ક્યાં છે?'

'તે જાણવું જ પડશે?'

'હા.'

'જીવરામ ટેલભટ્ટને ત્યાં.'

'સારું.' કહી ભુપતસિંહે ઘોડીને એડી મારી.

નિરાશ મેના શામળ કદુના બારણાનો આગળિયો ઉઘાડી પોતાના ઘરની ચાવી ત્યાં નાખી, શહેર બહાર જવા દરવાજે આવી ત્યારે પરોઢિયું થઇ ગયું હતું. દરવાન દરવાજો ઉઘાડતાં, ગામ લોકોને નવીન વાત કહેતો હતો.

'હમણાં જ એક જવાન ઘોડેસ્વાર પેલા બુરજ પરથી, પેલી પારથી કોટ કુદાવી ગયો.'

---

## પ્રકરણ ૧૨ મું — "એવી તે શી ઘેલછા!"

કૂકડો બોલ્યો અને મલ્હારરાવે પથારીનો ત્યાગ કર્યો. શયનખંડમાંથી બહાર આવી દિવાનખાનાની, રાજગઢીના ચોકપર પડતી, એક બારી તેણે ઉઘાડી. સાધારણ કોલાહલ કરતા લગભગ ચારસોથી પાંચસો હથિયારબંધ માણસો તે ચોકને ભરી દેતા ઉભા હતા. ચોક વચ્ચે ભગવો ઝંડો પવનની લહરીઓ સાથે રમત કરતો આમતેમ ઉડી ફડફડાટ કરી રહ્યો હતો. મલ્હારરાવને બારીએ જોતાં જ હથિયારબંધ માણસોએ એક સામટો જ ધ્વનિ કરી મૂક્યો.

'મલ્હારરાવકી જય!' અને હસતે ચહેરે મલ્હારરાવે એ શબ્દો આછા નમનથી ઝીલી બારી બંધ કરી. તેના હરખનો પાર ન હતો-બકોડા હાથવેંતમાં હતું. ભુપતસિંહ તો કોણ જાણે ક્યાં હશે અને શુંયે કરતો હશે?

એકાએક તેણે સુમંતને બોલાવ્યો અને પોતાનો રણક્ષેત્રમાં પહેરવાનો પોષાક જલ્દી લાવવા ફરમાન કર્યું.

બહાર રાજા મલ્હારરાવના નામના જયનાદ થઇ રહ્યા હતા તે સાંભળી રાજાનું દિલ તલપી રહ્યું હતું.

'ક્યાં ગયો?' અસાધારણ ત્વરા દર્શાવતાં તેણે સુમંતને બુમ મારી. અને તે ન દેખાયો એટલે અધીરા બની દિવાન ખંડમાં આંટા મારવા શરુ કર્યા.

થોડી વારે સુમંત આવ્યો. હરખભર્યા મલ્હારરાવે યુદ્ધનો પોષાક તેની પાસેથી ઝડપી લીધો અને જોતજોતામાં પહેરી લીધો. જરુર પડયે સુમંત તે પોષાક પહેરવામાં મદદ કરતો રહ્યો.

બખ્તરના ભારથી લચી પડતો મલ્હારરાવ 'ધબધબ' અવાજ કરતો દિવાનખંડની બહાર નીકળ્યો કે બારણામાં જ વિનયથી નમી સુમંત તેને સલામી આપી એક બાજુ ખસીને ઉભો. દ્વાર બહાર સામે જ એક દાસી નમ્ર અભિવાદન કરતી ઉભી હતી.

'કેમ મંગળા!' મલ્હારરાવે તેને પૂછ્યું. મંગળા રાણીની પ્રિય દાસી હતી.

'મહારાજ! રાણીબા આપને યાદ કરે છે.' મંગળાએ વધારે નમતાં કહ્યું.

'હું ત્યાં જ આવું છું.' કહી મલ્હારરાવ રાણીના ખંડ તરફ વળ્યો. આગળ મંગળા ચાલી.

સુવાસિત દ્રવ્યોથી મધમધ મહેકતા શયનગૃહમાં મલ્હારરાવે પ્રવેશ કર્યો ત્યારે દ્વારપર ઉભેલી દાસી અને મંગળા બહાર રહી ગયાં. બારણાં આપ મેળે બંધ થઇ ગયાં ત્યારે રાણીએ સૂતાં સૂતાં જ ડોક ફેરવી બારણાં તરફ જોયું. રાજાને જોઇ મુખપર લજ્જા આણતાં તેમણે ઉઠવાનો આછો પ્રયત્ન કર્યો. તેમના પ્રયત્નને રોકવાના હેતુથી દૂરથી જ મલ્હારરાવે કહ્યું.

'ઉઠવાની જરુર નથી. શરીરે અસુખ છે શું?'

'હા એવું જ લાગે છે.'

'કંઈ પીડા થાય છે?'

'હા ગઈ રાતની વાતના વિચારમાં મને ઊંઘ આવી નહિ અને પેટમાં શૂળ શરુ થયું.'

'તમે પણ કેવી ભૂલ કરી! અમારી વાતચીતમાં એટલા માટે જ હું તમને સાથે નથી રાખતો. કુમળી કાયા જરાપણ દુઃખ સહન ન કરી શકે અને કુમળું મન જરા પણ ચોટ સહન ન કરી શકે. તમારાં તો તન અને મન બન્ને કુમળાં છે, રાણીજી!'

'પ્રભુએ ઘડયાં ને મારે ભોગવવાનાં.' કપાળ પર હાથ લઈ જતાં રાણીએ કહ્યું.

'માથાનો દુખાવો છે?'

'ના, ના, હાથ તો અમસ્તો જ ત્યાં ગયો.' કહી પલંગપર બેસવા જતા મલ્હારરાવને રાણીએ જરાક દૂર ખસી સગવડ કરી આપી.

'શૂળ વધારે આવે છે?' મલ્હારરાવે પૂછ્યું.

'એ તો વાત ન પૂછો. કુમળી કાયા એ કપરું દુઃખ સહન કરે તેમ નથી.' શૂળથી પીડાતાં રાણીએ કહ્યું.

'શું કરવું?' વિચાર કરતાં મલ્હારરાવ બોલ્યો.

'આપે જવાની તૈયારી કરી?' રાણીએ પૂછ્યું.

'હા, જવું એ તો જવું જ. ભૂપતસિંહ તકનો લાભ લઈ જાય તો મારું નામ લાજે.'

'આજે ન જાઓ તો?'

'શા માટે?'

'મને વધારે થતું લાગે છે. આખી રાત ખરાબ સ્વપ્નો આવી ગયાં છે.'

'એ તો ખરાબ તબિયતને કારણે આવે જ. વળી રાતના વાળુ પણ મોડું કરેલું એટલે સ્વપ્ન વિનાની ઊંઘ પણ ન હોય.'

'પણ આ તો બધાં ખરાબ સ્વપ્નાં હતાં.'

'હોય, એથી શું?'

'તમે આજે જાઓ છો તે બાબતનાં જ મને સ્વપ્નો આવ્યાં છે.'

'એ જ આવે. સૂતાં પહેલાં જે વાત તેવી જ સ્વપ્નાંમાં ભાત.'

રાણીને શૂળ વધી પડ્યું. તેણે એક પડખે થઈ પેટને જોરથી દાબવા માંડ્યું.

'અરર ! હાય !'

'વૈદ્યને બોલાવવા છે ?'

'આવાં કામમાં વૈદ્ય શું કરે ?'

'કેમ ? શૂળ તો પેટનું જ છે ને ?'

'શું ખબર પડે ?' કહેતાં રાણીએ પેટને વધારે જોરથી દાબવા માંડ્યું.

'મંગળા !' રાજાએ મંગળાને બોલાવી.

'જી,' કહેતી મંગળા બારણે આવી ઉભી.

'રાજવૈદ્યને તેડવા કોઈ ચોકીદારને અત્યારે જ મોકલી દે.'

'જી,' કહી મંગળા ગઈ અને બારણું બંધ થયું.

'રાણીજી ! હું જાઉં છું. વૈદ્ય આવે અને દવા આપે તે પ્રમાણે લેજો.' કહી મલ્હારરાવ પલંગરથી ઉઠ્યો.

'મને આમ મૂકીને તમે જશો ?'

'ફરજ છે માટે જવું જ પડે છે.' નમ્ર બનતાં રાજાએ કહ્યું.

'હું મરવા પડી છું. મારી પાસે રહેવાની તમારી ફરજ નહિ ?' રાણીએ ચીડાતાં કહ્યું.

મલ્હારરાવ ન બોલ્યો. તે રાણીને ચીડવવા માગતો ન હતો અને પોતાનું પ્રયાણ અટકાવી દેવા પણ માગતો ન હતો.

'મને છોડીને જશો ?'

'એવું શું છે કે મારે રોકાવું પડે ?'

'કંઈ નહિ. હું મરી જતી હોઉં એનો તે તમારે હિસાબ હોય ? જાઓ.' કહી રાણીએ મ્હોં સંતાડી ડૂસકે ડૂસકે રડવા માંડ્યું.

"આમ રડવાથી તો શૂળ ઘટવાને બદલે વધશે.'

"હવે વધવામાં શું બાકી છે ? તમારે તો હું જતાં બીજી ઘણીએ મળી રહેશે. પછી મારી દરકાર તમે શા માટે રાખો ?'

નિરાધારના જેવું મુખ કરતાં મલ્હારરાવે અફસોસથી રાણી તરફ જોતાં કહ્યું. 'તમારી આ બધી ભ્રમણા છે.'

'તમે એને ભ્રમણા નહિ તો બીજું શું કહી શકો?'

'મલ્હારરાવનાં રાણીવાસમાં બીજી રાણીને સ્થાન નથી.''

'માટે જ તમારે મને કાઢવી છે. હે પ્રભુ! હવે તો મોત આપ કે કાંઇ સાંભળવું એ નહિ અને જીવ બાળવો એ નહિ.' રંગમહેલની ઉડતી વાતોનો નિર્દેશ કરતા શબ્દો રાણીએ ઉચ્ચાર્યા.

'રાણીજી! ચૂપ કરો એ લવારી.'

'હું તો ચૂપ રહીશ પણ જગત ચૂપ નહિ રહે. મહારાજ! પાપ કદિ છાનાં રહેલાં સાંભળ્યાં નથી.'

અભ્તરના ભારથી લચી રહેલી મલ્હારરાવની કાયા ટટાર થઇ.

'મને મહેણાં સંભળાવવા બોલાવ્યો છે?' તેણે કહ્યું.

'ના, મારા પરના તમારા સ્નેહનાં પારખાં લેવા બોલાવ્યા છે.'

બહાર સૈન્ય મારી રાહ જૂએ છે.'

'તમને જતા હું જરાપણ રોકતી નથી. જાઓ, ભંકોડા ભાંગીને કોઇ રૂપસુંદરીને લેતા આવજો.'

'શા માટે?'

'આપનો રંગમહેલ શણગારવા.' ડામ દેતી રાણી બોલી.

'હજુ અવિશ્વાસ છે!'

'વિશ્વાસ કોનો? સત્યના પડદા પાછળ અસત્ય આચરનારનો? પવિત્રતાના પડદા પાછળ પાપ આચરનારનો?'

'રાણી! હજુ મને ઓળખ્યો નહિ.'

'જેટલા ઓળખ્યા છે તેટલું મારે માટે બસ છે. વધારે ઓળખવાની મારી ઇચ્છા નથી.'

'તમે મને પાપી ધાર્યો?'

'ના, વિલાસી. પોતાની સ્ત્રી આગળ પવિત્રતાની વાતો કરી પરસ્ત્રીઓને જાળમાં ફસાવતા એક રાજવી તરીકે હું તમને ઓળખું છું.

'એટલી એટલી ખાત્રી આપ્યા છતાં તમારો વહેમ ન ગયો ?'

'શી રીતે જાય ? સત્ય કદિ અસત્યથી ઢંકાય ખરું ?'

'ત્યારે તમે એમ જ માનો છો કે, રંગમહેલની બધી વાતો સાચી છે ?'

'ન માનું તો શું કરું ? કયે દિવસે તમે રંગમહેલ મને બતાવ્યો ? કે કયે દિવસે તે તોડી નાખવાની તમે આજ્ઞા કરી ?' રાણીએ દર્દથી દબાતા અવાજે કહ્યું.

'રાણીજી ! મારી પાછળ તમે દુષ્ટ ગ્રહ થઇને લાગ્યાં છો.'

'ગ્રહની દુષ્ટતા મટાડવી તમારા હાથમાં છે.'

'તમને શું ખાત્રી કરાવું ?'

એકવખત રંગમહેલ મને બતાવો.' તે જોયા પછી હું કહું તો તેને તોડી નંખાવો.'

'એ જ કે બીજું કંઇ ?'

'એ જ.'

'તો હું જાઉં હવે ? ભંકોડા ભાંગી આવીને આપણે એ વ્યવસ્થા કરીશું.'

'શાની વ્યવથા ? મારી ચિતા સળગાવવાની ?' રાણીએ ઉગ્ર થતાં પૂછ્યું.

'કેમ ?'

'તમે મને જીવતી જોશો ?'

'ત્યારે ?'

'મારું શુળ મારું મોત લાવ્યું છે. મહારાજ ! આજે ન જાઓ.' કરગરતા અવાજે રાણીએ કહ્યું.

'આવી તે શી ઘેલછા !' નિરાશ થતાં મલ્હારરાવ બોલ્યો. મંગળાએ વૈદરાજ આવ્યાની બહારથી ખબર આપી.

રાજાએ તેને પાસે બોલાવી રાજમુદ્રા આપી હનુમંતરાવને સંદેશો કહાવ્યો કે, 'આજનું પ્રયાણ અનિશ્ચિત મુદત માટે બંધ રાખવામાં આવ્યું છે.'

## પ્રકરણ ૧૩ મું "બાપુ આવ્યા!"

**પૂર**વેગે દોડી જતી પાણીદાર ઘોડીપર બેઠેલો ભૂપતસિંહ બંકોડાને માર્ગે આગળ ને આગળ વધે જતો હતો. કડીની હદ છોડી, કડીના રાજાની સરહદ છોડવાને માટે ઘોડી પૂરપાટ પવનવેગે દોડે જતી હતી. દૂર દૂરથી બંકોડાની સીમ નજરે પડી અને ભૂપતસિંહે ઘોડીને થાબડી. ચેતન પ્રાણી એકાએક થંભી ગયું. તેનો શ્વાસોચ્છ્વાસ એટલી ઝડપથી ચાલતો હતો કે નસકોરામાંથી પાણીના બિન્દુઓ ઉડયા કરતા હતા, મોઢામાં ફીણ ભરાઇ આવ્યું હતું.

'ખમ્મા પંખાળી! ખમ્મા.' કહેતાં ભૂપતસિંહ નીચે ઉતર્યો અને ધીમે ધીમે તેને દોરતો આગળ વધ્યો.

'બેટા! કડીની હદ ગઇ. હવે તો આપણું ઘર આવ્યું ઘર.' ઘોડીને વ્હાલથી સંબોધન કરતાં તેણે કહ્યું.

અબોલ પ્રાણી માનવીની ભાષા સમજી ગયું હોય તેમ ખુશ થતું હણહણ્યું.

કાપણીના દિવસો હતા. ખેતરો એક પછી એક કપાઇને સપાટ બની જતાં હતાં. ખેડૂતો તનતોડ મહેનત કરી વર્ષભરની મહેનતને અંતે તૈયાર થયેલો પાક હરખથી કાપતા હતા.

ચાલ્યા જતા ભૂપતસિંહના દિલમાં વિચારોની પરંપરા ચાલી રહી હતી. મલ્હારરાવને બંકોડાને પાદરે સૈન્ય સાથે આવવાનું પોતે આમંત્રણ આપી આવ્યો હતો. એ ફોજ આવે તો? ખેડૂતો અને તેમનો પાક શી હાલત પામે? નિર્દોષોનાં દેહછેદન કરાવવાનું મહાન પાતક, મલ્હારરાવને આમંત્રીને પોતે વહોરી લેતો ન હતો? વર્ષભરની મજુરીથી ઉત્પન્ન થયેલું ધાન્ય, બાર માસનો જીવાઇ દાણો હતું, તે સૈન્યના ઘોડાના ડાબલા નીચે કચડાઇને વેડફાઇ જવા સર્જાયો હશે? અને એમ થાય તો પ્રજા આખું વર્ષ શી રીતે જીવી શકે?

આ અને આવા પ્રશ્નોની પરંપરાનો અંત ન હતો. તેને લાગવા માંડયું કે મલ્હારરાવને આવ્હાન આપી પોતે મહાન ભૂલ કરી હતી.

હજુ સમય આવ્યો ન હતો અને નિર્ણય લેવાઈ ગયો હતો, એ કસમયનો હતો.

પોતાના પ્રદેશની સીમ વટાવી તેણે ભંકોડામાં પ્રવેશ કર્યો. ઘોડીને દોરીને ચાલ્યા જતાં વિચારનાં વહેણમાં ગોથાં ખાતા પોતાના ઠાકોરને જતા જોઈ લોકો સાશ્ચર્ય વિનયથી નમન કરી એક બાજુએ ખસી જવા લાગ્યાં. નમન ઝીલતો ન ઝીલતો ભૂપતસિંહ પોતાની ડેલીએ પહોંચી ગયો અને ઘોડી ચોકીદારને સોંપી.

ભૂપતસિંહની કાગને ડોળે રાહ જોવાઈ રહી હતી. તેના મિત્રો અને ખવાસો ઠાકોર સાહેબ ક્યારે આવે તેની રાહ જોતા હતા, એટલું જ નહિ પણ ભૂપતસિંહનાં ઠકરાળાં—પનારના કૃપાળુ મકવાણાની દીકરી આતુરતાથી પોતાના પતિની રાહ જોઈ રહ્યાં હતાં. મલ્હારરાવની ઉદારતા અને ખેલદિલી ઉપર તેમને વિશ્વાસ હતો, પણ પોતાના ભરથારની કાતિલ વાણીનો તેમને વિશ્વાસ ન હતો. કોઈ ગોઝારી પળે ઠાકોર કંઈ અજુગતુ બોલી જાય અને ક્રોધનો માર્યો મલ્હારરાવ કંઈનું કંઈ કરી બેસે તો...! ઠકરાળાંની આ ચિંતા વજુદ વગરની ન હતી. તેની ખાત્રી ઠાકોરનો દરેક મિત્ર આપે તેમ હતો. ભૂપતસિંહ જેટલો વીર હતો તેટલો જ મગજનો બેકાબુ હતો.

એક વખત તેણે સાંભળ્યું કે, તેની માતાનો, ગોંસાઈના મઠના એક અતીત સાથે આડો વહેવાર ચાલે છે અને તે જ ઘડી અને તે જ પળ તેણે તેની માને મૃત્યુનાં દર્શન કરાવી દીધેલાં. છનિયારના ઠાકોરના બકરા સાથેનાં દ્વંદ્વ યુદ્ધમાં પોતાનો બકરો હારી ગયો—માર ખાઈ ગયો કે, તરતજ તેણે ઝનૂનમાં આવી જઈ પોતાના એ પરાજિત બકરાને એક જ ઝટકે પૂરો કરી દીધો. આવાં આવાં સાહસનાં કામો તો તેણે ઘણાંએ કરેલાં કે જેની પાછળ તેણે લાંબો વિચાર ન કર્યો હોય.

ઠકરાળાંની એ ચિંતા કેટલેક અંશે સાચી પણ પડી, છતાં ભૂપતસિંહના જીવતા આવ્યાના સમાચાર તેમણે જાણ્યા કે તરત જ ભગવાનના નામના પાંચ દીવા કરી બાળકોને ગોળ ખવડાવ્યો અને મોટા છોકરાને તેના 'બાપુ'ને બોલાવી લાવવા ઠાકોર પાસે મોકલી દીધો.

બાળકની વાત પર વિચાર કરતો ભૂપતસિંહ ઘડીભર હસી પડયો.

'પાંચ ઘીના દીવા?'

'હા, બાપુ!'

'શા માટે?'

'એ તો મા જાણે.'

'અને તને ગોળ આપ્યો?'

'મને જ નહિ, અમને બધાને. બેનને, ભાઇને.' બાળકે કહ્યું.

'અલ્યા! તારી મા ગાંડી તો નથી થઇ ગઇ?'

'ના બાપુ!'

'જા જા, હું આવું છું હાં.' કહી ભૂપતસિંહે આગળના ખંડની ગાદી પર લંબાવ્યું. બાળક હસતો હસતો ચાલ્યો ગયો.

થોડી વારે ચાકર આવ્યો. ભૂપતસિંહે તેને દાંડી પીટનારને બોલાવી લાવવા મોકલ્યો.

આરામની ઇચ્છાથી તેણે મુસાફરીનાં વસ્ત્રો દૂર કર્યાં અને ખંડનું બારણું ખુલ્લું રાખીને જ પોતે ઠકરાળાંના આવાસ તરફ ગયો. બારણામાં જ ઉભેલો નાનો બાળક 'એ બાપુ,...આવ્યા.—!' કહેતો હસતો અંદર દોડી ગયો. ભૂપતસિંહનો પુત્રસ્નેહ હિલોળે ચઢયો. તેણે દોટ મૂકી અને દોડી જતા બાળકને બે હાથમાં ઉંચકી લઇ તેનો ગાલ ચૂમી લેતાં બોલ્યો. 'એ...બાપુ...આવ્યા.!'

નાની છોકરી બોલી ઉઠી.'બાપુ...મને બચ્ચી.'

'તું રહી ગઇ? તું પણ લે.' કહી પુત્રને છોડી તેણે પુત્રીને વ્હાલથી બચી લીધી. એક ખૂણે ઉભાં ઉભાં ઠકરાળાં પતિનો બાળકો તરફનો પ્રેમ હસતે ચહેરે નિહાળતાં હતાં અને તેમનો હાથ પકડી મોટો છોકરો પોતાનાં ભાંડુરાં સાથેની બાપુની કાલાઘેલી રમત જોતો હતો.

'કેમ કાંઇ એટલી અધીરાઇ આવી ગઇ કે સમાચાર મોકલાવ્યા?' ભૂપતસિંહે હસતી નજરે ઠકરાળાં સામે જોઇ પૂછ્યું.

'અધીરાઇ જ તો? મલ્હારરાવનો દરબાર અને યમદરબાર અમારે મન સરખા હોય.' ઠકરાળાંએ સ્પષ્ટતા કરતાં કહ્યું.

'ભગવાનના દીવા માન્યા હતા?' સળગતા ઘીના દીવાઓ તરફ જોઇ ઠાકોરે કહ્યું.

મોટો બાળક હસી પડયો. ઠકરાળાં ઝંખવાયાં, પણ તે એમ દબાય તેવાં ન હતાં.

"માનવા જ પડેને! મોતનો ભય ન રાખનારની ઘરવાળી ધણીના એમ કુશળની ભગવાનને ભલામણ ન કરે તો કોને કરે?'

'ઠકરાળાં! એમ ખોટું લગાડો એ કામ આવે ખરું? કાલે મલ્હારરાવ ફોજ લઇને ભંકોડાને પાદરે આવી ઊભો રહેશે ત્યારેય તમે તો એમ જ કહેવાનાં!'

'બીજું શું કહું?'

'કેમ શું કહું? કદિ તમારે હાથે મને બખ્તર પહેરાવ્યું છે! જ્યારે જવાની વાત કરું ત્યારે આંસું ભીની આંખો દેખાય. તમારી પાસે હું એવી આશા રાખું ખરો? હસતે મોઢે કદિ શિકારે જવાની રજા આપી છે? તમારી એ રીત મને કેવી કઢંગી લાગતી હશે!'

'પણ એનું અત્યારે શું છે?' જરાક દબાતાં ઠકરાળાં બોલ્યા.

'જે અત્યારે છે તે આવતી કાલે નથી. મલ્હારરાવનાં માણસો મારાં પગલાં દબાવતાં અહીં આવી પહોંચશે. તમારી બીકણ વૃત્તિ મને અપયશ અપાવશે.'

ભૂપતસિંહ અટક્યો. ઠકરાળાં ન બોલ્યાં.

'એવું ન બને એટલા માટે હું વિચાર કરું છું કે...'

'શું? શું?'

'હું વિચાર કરું છું કે તમને કોઇ સલામત જગાએ મૂકી આવું, પછી હું નિરાંતે ઝઝૂમી શકીશ.'

'મારે ભંકોડા છોડી ક્યાંય જવું નથી.'

'પણ અહીં તો મલ્હારરાવનાં માણસો આવ્યાં જાણું છું.'

'અને તમે?'

'હું ? હું તો ભંકોડાને પાદરે તેમને સત્કારવા ઉભો જ હોઇશ?'

'અને મને કાઢી મૂકવી છે ?'

'કાઢવાં નથી. તમારાથી એ નહિ જોવાય, માટે તમે અને આ બધાં છોકરાં વઢવાણ ભેગાં થઇ જાઓ. હું ભંકોડા સાચવીશ અને નહિ સચવાય તો...' એક આંગળી ઉંચી કરી તેણે સ્વર્ગના માર્ગની એક અદૃશ્ય રેખા દોરી.

ઠકરાળાં આકું જોઇ ગયાં. બાળકો વિહ્વળ મુખે 'બાપુ'ના મુખ તરફ જોઇ રહ્યાં.

'ચાલો તૈયારી કરો. હરપળે મલ્હારરાવનાં માણસો ભંકોડા તરફ આગળ વધતાં હશે.' ભૂપતસિંહે કહ્યું.

'હું તમને અહીં નહિ રહેવા દઉં. અમારી સાથે તમે પણ વઢવાણ ચાલો.'

'મને નામર્દ ન બનાવો.' ભૂપતસિંહે ગર્જના કરતાં કહ્યું અને આંખમાં આવેલાં આંસુ લ્હોતાં ઠકરાળાં પતિના હુકમને તાબે થતાં તૈયારી કરવાની વેતરણમાં પડયાં. ઘડી પહેલાંનો 'એ બાપુ આવ્યા' નો ઉલ્લાસ, બાળકોનાં વદનપરથી વિદાય લઇ, વિષાદની છાયા પાથરતો ગયો.

ભૂપતસિંહ આરામની ઇચ્છા બાજુએ રાખી ડેલીના આગળના ભાગમાં આવ્યો. !

દાંડી પીટનાર આવી ગયો હતો.

'ભંકોડાની સીમનાં ખેતરે ખેતરના માણસો સાંભળે તેવી રીતે દાંડી પીટી આવ કે, ઠાકોર સાહેબની ડેલીએ આજ બપોરે બધાઓએ ભેગા થવાનું છે.' ઠાકોરે તેને તરત જ રવાના કર્યો.

'શું કરવું ?' ના મહાપ્રશ્નને વાગોળતો ભૂપતસિંહ એક તકિયાને અઢેલીને બેસી ગયો.

## પ્રકરણ ૧૪ મું
## નિર્ણય લેવાયો

**વિચારમાં** બેઠેલા ભૂપતસિંહની આગળ ઘડી એકમાં તો માણસોનો સારો જથ્થો જમા થઇ ગયો. ઠાકોર ફરી જઇ શું કરી આવ્યા તે જાણવાની ઇચ્છા ગામના દરેક માણસના દિલમાં રમતી હતી ત્યાં ઠાકોરે જ દાંડી પીટાવી બધાઓને બોલાવ્યા એટલે આવનારની સંખ્યામાં કમીના હોય ખરી? ધીમે ધીમે આખો ઓરડો ચીકાર થઇ ગયો.

કદિ ઠાકોરની ડેલીએ નહિ ચઢેલા લોકો પણ આજે તો ઠાકોરના આમંત્રણને અણમોલ અવસર માનીને આવ્યા હતા.

ભીડ વધી પડી ત્યારે બહારના ભાગમાં પણ લોકો ગોઠવાઇને ઉભા રહ્યા.

ભૂપતસિંહે કોઇ નિર્ણય મન સાથે કરી લીધા પછી એક સર્વ-આહી દૃષ્ટિ બેઠેલાઓ તરફ ફેંકી. દરેકના કાન, ઠાકોર શું બોલે છે તે સાંભળવા તત્પર થઇ રહ્યા હતા. ભૂપતસિંહે લોકોની વધતી જતી આતુરતાનો અંત લાવતાં બોલવાનું શરુ કર્યું.

'પ્રજાજનો!' ખંડમાં અવાજ ગાજી રહ્યો. ટાંકણીને પડતાં પણ સાંભળી શકાય એટલી શાન્તિ છવાઇ ગઇ હતી.

'મેં તો આશા રાખી હતી કે, મલ્હારરાવ માનશે અને ત્રણ ગામનો કજિયો પતી જશે. મેં કડીનો રાજા અને તેનો દરબાર જોયાં. સમજાવવાની તો વાત જ નહિ—એટલે મેં સમજવાની પણ ના પાડી. મલ્હારરાવની એક જ હઠ હતી કે, કોઇ પણ શરત વિના ત્રણ ગામ તેને સોંપી દેવાં. મેં તેની ઘસીને ના પડી. ભરદરબારમાં મારું અપમાન કરવાનો તેણે પ્રયત્ન કરી જોયો, પણ તેના નેકદિલ ભાઇ હનુમન્તરાવની ખરા દિલની મદદથી હું કુશળક્ષેમ દરબાર છોડી જઇ શક્યો. મને લાગે છે કે હડે ચઢેલો મલ્હારરાવ ફોજ સાથે ભંકોડા ભાંગવા આવશે. ત્યારે આપણે કદાચ નહિ જોયેલું જોવા વખત આવશે.' ભૂપતસિંહ અટક્યો.

પ્રજાજનોનાં ડોકાં ઉંચાં થઇ ઠાકોર શું કહે છે તે સાંભળવાની તત્પરતા દાખવતાં હતાં. બે એક વૃધ્ધોનાં મુખમાંથી વાચા સરી પડી..

'શું ?'

'આપણે જે જોયું નથી તે. ભંકોડાને ભાંગીને ભૂકો થતુ કદાચ આપણે જોવું પડશે.' ઠાકોરે પૂર્તિ કરી.

'તે જોવા અમારાં આ જીવતર હશે, એમ માનો છો, ઠાકોર સાહેબ ?' એક ઉકળતા લોહીના યુવાને કહ્યું.

'ભંકોડા નહિ ભાંગવા દઈએ.' એક સામટો અવાજ હવામાં ગાજી રહ્યો.

ભૂપતસિંહ હવામાં લાંબા વખત સુધી ગૂંજી રહેલા તે શબ્દો સાંભળી ખુશ થયો, પણ તેની વિચારશ્રેણી સાથે પ્રજાનો એ નિનાદ અસંગત ન હતો એટલો તેને ખેદ પણ થયો.

'તમારી પાસેથી મારે એ જવાબનીજ આશા રાખવાની હોય, પણ મને મારી ભુલ સમજાય છે. મલ્હારરાવને ભંકોડા આવવાનું મેં આમંત્રણ આપ્યું ત્યારે મારા પર ક્રોધ સવાર થએલો હતો. સારાસારનો વિચાર હું એ વખતે ન કરી શક્યો. અત્યારે મને સમજાય છે કે, આમંત્રણ આપી મેં ભૂલ કરી છે. મારી વ્હાલી પ્રજાને રંજાડવાની દુઃખભરી કાર્યપધ્ધતિનું મેં અનુકરણ કર્યું છે. મલ્હારરાવના લશ્કરી બળ સામે આપણો બચાવ કરનારાં સાધન શી વિસાતમાં ? તેની પાસે તોતીંગ તોપો છે. યુદ્ધ વખતે ગાંડા બની જતા મદમસ્ત ગજરાજો છે. જબરદસ્ત કિલ્લાઓને ઘડીના છઠ્ઠા ભાગમાં ઉડાવી દેવા તેની પાસે પુરતાં સાધનો અને દારૂગોળો છે. તેનું લશ્કર તાલીમ પામેલું છે. એમાંનું આપણી પાસે કંઈ નથી. મલ્હારરાવ આવશે એ ચોક્કસ છે. કદાચ આજે નહિ તો આવતી કાલે પણ તે આવશે. તેનો સામનો આપણે કેવી રીતે કરવો તે હું ક્યારથી વિચારી રહ્યો હતો.' ભૂપતસિંહ અટક્યો. સર્વેએ કાન સરવા કર્યા. ઠાકોર હવે પોતાના વ્યાખ્યાનના નિર્ણયાત્મક ભાગ તરફ આવી રહ્યા હતા. 'હજી એક વાત બાકી રહી ગઈ. આ સમય લડવાનો નથી, કાપણીનો છે. દરેકના દિલમાં વર્ષભરની મહેનતનું ફળ ઘરભેગું કરવાની ઈચ્છા હશે, તેવેજ પ્રસંગે સબળ દુશ્મન સામે યુદ્ધ છેડી મેં તમારાં દિલ ખાટાં કરી નાખ્યાં હોય એમ મને લાગે છે.'

'જરાએ નહિ, અમારે યુદ્ધ જોઇએ છે.' કેટલાક યુવાનોએ ઠાકોરે યોગ્ય જ કર્યું છે, એની ખાત્રી આપતાં કહ્યું.

'હું જાણું છું કે તમારો મને સંપૂર્ણ ટેકો છે, પણ ઓછા દુઃખે સરળ માર્ગ મળી જતો હોય તો કેમ ન લેવો?'

'શરમિંદા બનાવે તેવો માર્ગ આપણને ન ખપે.' છેટે ઉભેલા એક યુવાને ઘાંટો પાડી કહ્યું.

'ધન્ય છે યુવાન! તારી વાણીની જ મારે જરુર હતી. ભૂપતસિંહે આજ સુધીમાં ઘણાં અવિચારી સાહસો કર્યાં છે, પણ એકે શરમિંદું કૃત્ય નથી કર્યું.' ખાત્રી આપતાં ભૂપતસિંહ બોલ્યો.

'તો આપનો માર્ગ અમારે મંજુર હશે.' એ જ અવાજ સૌની પાછળથી ગર્જીને આવ્યો.

'યુદ્ધશાસ્ત્રનો એક સરળ અને સ્પષ્ટ નિયમ છે કે, લડનારની સામે લડનાર હોય તો જ લડાઇ થાય.'

લોકો સર્વ સાંભળી રહ્યા. ઠાકોર શું કહેવા માગતા હતા તે હજુ અસ્પષ્ટ હતું.

ઠાકોરે આગળ ચલાવ્યું.

'એક પક્ષ સામેના પક્ષની ગેરહાજરીમાં કદિ યુદ્ધ કરી શકતો નથી. સભામાં શાન્તિ હતી. ભૂપતસિંહના શબ્દો જ માત્ર ગાજી રહ્યા હતા.

'મારી ઇચ્છા છે કે, ભલે મલ્હારરાવ સૈન્ય લઇ આવે. આપણે તેને લડાઇ ન આપીએ.'

'તો તો આપણને વીણી વીણીને મારી નાખે.' એક વૃદ્ધ બોલ્યો.

'અરે ભલા! ભૂપતસિંહ એટલું કાચું કામ ન રાખે. આપણે ભંકોડા ખાલી કરવું. આપણે આપણાં કુટુંબ અને આપણાં જીવનધન પશુઓ ભંકોડા છોડી થોડા દિવસ પૂરતાં ચાલ્યાં જઇએ.'

'પછી?'

'પછી ભલે મલ્હારરાવ અને તેની શસ્ત્રસજ્જ સેના આવી ભંકોડાના ખોરડાં પાડે!' કહી ભૂપતસિંહ ખડખડાટ હસી પડયો.

'ઠાકોર સાહેબ! આપની એ યોજના ભંકોડાની હાંસી ઉડાવશે.' એક અનુભવી વૃદ્ધે કહ્યું.

'મારા મત પ્રમાણે તો ભંકોડા મલ્હારરાવની અને તેના સૈન્યની હાંસી ઉડાવશે અને જગત તેમાં હસી હસીને સાથ આપશે.'

'પછી આપણા પાકનું શું?' એક જણે પૂછ્યું.

'એ વાત ઉપર હવે આવીએ. મારું માનવું છે કે આપણે પાકને ઉભો મૂકીને ચાલી નીકળીએ.'

'કપાએલા વાઢનું શું?'

'એને ખળાં ભેગો કરી દો.'

'ઉભા પાકને મલ્હારરાવનાં ઘોડાં બગાડી નાખશે.'

'કડી તરફની સીમ આજને આજ પૂરેપૂરી સાફ કરી વાઢને ખળામાં લાવી નાખો અને એ કામમાં ખેતર અને તેનો માલિક જોવાના હોય નહિ. બધાઓએ એ કામ કરવાનું છે.' ઠાકોરે હુકમ છોડયો.

'ભંકોડામાંથી ક્યારે નીકળવું?'

'સુરજ મેર બેસે અને નીકળવા માંડવું. સુરજ ઉગે ભંકોડા ખાલી થાય.'

ભૂપતસિંહની આ યોજના ઘણાઓને ગમી, બાકીનાઓને ન સમજાઇ; પણ તે એવા ન હતા કે વિરોધ કરે. તેમને પોતાના બુદ્ધિ-બળની પરિસીમાનું ગ્નાન હતું.

'બસ ત્યારે સૌ સૌનાં દાતરડાં અને ગાડાં સાબદાં કરો. કડી બાજુની સીમમાં એક તણખલું રહી જશે તો મલ્હારરાવ તેને ખુંદીને રાજી થશે. સવાર પહેલાં ભંકોડા ખાલી થવું જોઇએ. ભંકોડામાંથી છેલ્લાં પ્રયાણ હું કરીશ. મારી મદદની જેમને જરૂર હશે તેમને પુરેપુરી મદદ આપવામાં આવશે. ભંકોડા ઠાકોરનો ભંડાર કદિ ખાલી નથી રહેતો.' કહી ભૂપતસિંહ ઉઠયો. બધા પ્રજાજનો પણ 'હડુડુડુ' કરતા ઉઠયા. ભૂપતસિંહ અંદરના બારણેથી ડેલીના મધ્ય ભાગ તરફ ચાલ્યો ત્યારે લોકો મુખ્ય બારણેથી ખુલ્લા મેદાન તરફ ગયા.

સૌનાં મોઢાં એક જ વાતથી ભરેલાં હતાં.

'ઠાકોરની આ રીત નવી છે.'

પણ સૌને પોતપોતાનું કામ હતું. વળી સૌને સૌનું કામ હતુ. સવાર પહેલાં ગામ છોડવાનું હતું. લોકો કઇ નવરાશે વાતો કરે?

એ તો ઉપડયાં બધાં કડી ભણીની ગામ તરફ અને ઠાકોરે સોંપેલાં કાર્યની પૂર્ણાહુતિ કરવાના ઉદ્યમમાં મંડયા રહ્યા.

ભૂપતસિંહના દિલમાં હજુ એક બીક રમ્યા કરતી હતી. તેણે પ્રજાને તો આદેશ આપી દીધો હતો અને તે પ્રમાણે તેની ગણત્રી, મલ્હારરાવ એક દિવસ પછી આવે તો સફળ થાય તેમ હતી. 'પણ એ પહેલાં મલ્હારરાવ આવે તો?' આ પ્રશ્નનો ઉકેલ ભૂપતસિંહ પાસે ન હતો. તેના મનને એક જ ધીરજ હતી. મલ્હારરાવ આવ્યો હોત તો બપોર પહેલાં આવ્યો હોત. બપોર પછી બંકોડા ભાંગવા તો તે ન જ આવે. ભૂપતસિંહની એ માન્યતા સાચી પણ હતી. યુદ્ધમાટેનાં પ્રયાણ સવારે જ હોય. કડીથી બંકોડાનું અંતર મલ્હારરાવથી અજાણ ન હતું.

---

## પ્રકરણ ૧૫ મું — મલ્હારરાવની રાત્રિ ચર્યા

દિવસ આથમ્યો પણ વૈદ્યના ઉપચારોએ રાણી ઉપર ઝાઝી અસર ન કરી. મલ્હારરાવની ફીકર વધતી જતી હતી. હરપળે ભૂપતસિંહ બંકોડા માટેની સલામતીનાં મક્કમ પગલાં લેતો જતો હશે, એમ તેનું માનવું હતું. બીજી બાજુ રાણીની બિમારી કોઇ અકથ્ય દુઃખ સમી આવી પડી હતી. રણવાસમાં ચીસાચીસ અને બૂમેબૂમનાં કાળાં કંદન સંભળાતાં હતાં. દાસીઓનાં મ્હોં વીલાં થઇ ગયાં હતાં. શૂળ એટલું પ્રબળ હતું કે રાણીથી શ્વાસ પણ પૂરતા પ્રમાણમાં લઇ શકાતો નહતો. શૂળની કાળી વેદના પ્રગટ કરતાં તેમનાથી ચીસો અને બૂમો પડાઇ જતી હતી. કોઇ કોઇ વખત અણધાર્યાં રડી પણ જવાતું હતું. રાણીની માંદગીની અસર મહેલની રોનક ઉપર પણ થઇ, તે રાતે ન કોઇએ ઝગઝગતા દીવા મૂકયા કે ન કોઇએ દ્વાર શણગાર્યાં. અસ્વસ્થ રાણીના પલંગની નીચે પગ તર-

કૂના ભાગે વૈદરાજ બેઠા બેઠા મૂળનાં ઓષધોના પ્રયોગો એક પછી એક કર્યા કરતા હતા. કોઇ કોઇ વાર મલ્હારરાવ રઘવાટભર્યા દીલે આવી બધુ નજરે જોઇ ચાલ્યો જતો હતો. રાણીની અકાળે ઉભી થએલી માંદગી તેની ઘણી ઘણી આશાઓને ઉચ્છેદી રહી હતી. તેનો રસુલીલો સ્વભાવ રાણીની એ માંદગી તરફ શ્રાપ વરસાવી રહ્યો હતો. તેનો રંગીલો સ્વભાવ મહેલના એ માંદા વાતાવરણથી ત્રાસી ઉઠયો હતો. ઉંડે ઉંડે તેનું દિલ પોકારતું હતું કે, આ બધું છોડીને એકાએક ચાલી જાઉં. પણ કયાં જાય? સૈન્ય ઉપર હનુમન્તની અઠંગ ચોકી હતી. તેની રજા વિના સૈન્ય મળવું મુશ્કેલ હતું અને તે રજા આપે તેમ નહતો. નાનો ભાઇ હોવા છતાં રાણીની એ માંદગી વખતે રાજાએ શું કરવું જોઇએ તે હનુમન્તરાવ સારી રીતે જાણતો હતો. મલ્હારરાવ નાનાભાઇના જક્કી સ્વભાવથી અણજાણ નહતો, એટલે લશ્કર લઇ ભૂપતસિંહના ભંડોડા ઉપર ચઢવાની ઇચ્છા તો તેણે છોડી જ દીધી. રાણી પાસે બેસી તેનું દુઃખ જોવા જેટલું તેનું મનોબળ નહતું. એક અનુભવી વૈદ્ય જે કરે તે કરતાં પોતે કાંઇ વિશેષ કરી શકે તેમ નહતો.

કડી પરગણામાં ગવાઇ ગએલો અને રાણીને આંખના પાટા જેવો લાગતો રંગમહેલ પણ હમણાં તો બંધ રાખ્યો હતો. નહિ તો બે ઘડી મોજ માણવા ત્યાં ચાલ્યો જાત. તે ઉઘડાવી શકાય પણ રાણીની બિમારી ઉપર એ કૃત્ય પાછળ અનેક નફરત આપે તો છેવટે દુભાયેલા દીલના નિઃશ્વાસ કુળનું નિકંદન કાઢી નાખે, એવો આછો આછો ભય પણ દિલના ઉંડાણમાં હતો. શું કરવું, સમય કેમ કાઢવો? તે મહાન પ્રશ્નનો ઉકેલ શોધવામાં મલ્હારરાવનું અભરાએલું મન ગુંચવાઇને અસ્થિર થઇ રહ્યું હતું.

હજુ જળ જંપ્યું નહતું. શહેરનો કોલાહલ આછો આછો પણ કાનની સપાટી સાથે અથડાઇ જતો હતો. દિલને કોઇ જગાએ ગોઠતું નહતું એટલે મલ્હારરાવે રાજગઢીના દિવાનખાનાની મોટા ચોકમાં પડતી બારી ઉઘાડી દૂર દૂરથી દેખાતાં કુદરતી દૃશ્યો જોવા સારુ મીટ માંડી, પણ તેના નસીબમાં કુદરતી દૃશ્યો જોવાનું લખાએલું નહતું. તેનું દીલ,

કુદરતની સુરમ્ય વાટિકા મોહભર્યાં નયને જોવા જેટલું સ્થિર નહતું. બન્ને હાથ વડે તેણે બારી જોરથી બંધ કરી. મોટો અવાજ થયો અને એક દાસી દોડતી એ તરફ આવી. મલ્હારરાવને જોઇ જરાક નમી અભિવાદન કરતાં બોલી.

'હુકમ હુજુર.'

'સુમંત ક્યાં મરી ગયો?' અકળાઇ ઉઠતાં ક્રોધથી રાજાએ કહ્યું.

'જી મહારાજ! હું અહીં જ છું.' બારણામાં ચોકી કરતો સુમંત બોલ્યો.

'તો આ દાસી ક્યાંથી અહીં ઘુસી આવી?'

'મહારાજ કૃપાનિધિ! રાણીબાની નાજુક તબિયતને કારણે જરાક જેટલો પણ અવાજ તેમના દુઃખમાં વધારો કરે છે.' સુમંત બોલે તે પહેલાં જ દાસીએ ખુલાસો કર્યો.

'ઠીક.' પોતે કરેલા અવાજનું સ્મરણ આવતાં મલ્હારરાવે કહ્યું: 'જા, હવે અવાજ નહિ થાય.'

દાસી નમન કરીને ગઇ.

'સુમંત!' મલ્હારરાવે સુમંતને એકાએક બોલાવ્યો.

'જી.' હાથ જોડતો સુમંત નજદિક ગયો.

'તું તૈયાર થા.'

'જી.'

'તારો ધોયેલો પોષાક મને આપ.' રાજાએ માગણી કરી.

'જી.' કહી સુમંત વિશેષ સાંભળવા ઉભો.

'ઉભો ન રહે. જલ્દી કર.' રાજાએ કહ્યું. સુમંત ઝડપથી બહાર ગયો અને થોડીવારે પોતાનાં ધોએલાં કપડા લઇ આવ્યો.

'મારી તલવાર લાવ.'

સુમંતે તલવાર આપી.

રાજાએ રજપુતનો સાદો પહેરવેશ પહેરી લઇ હાથમાં તલવાર લીધી.

'આનું મ્યાન બદલી નાખ. જો કેટલું ચળકે છે?'

સુમંતે ચામડાનું એક જૂનું મ્યાન લાવી, તલવારને ચળકતા મ્યાનમાંથી કાઢી લઇ તેમાં મૂકી.

'ચાલ હવે.'

'જી, મહારાજ!' કહી સુમંત આગળ ચાલ્યો. સાદો પહેરવેશ પહેરેલા બે રાજપુતો રાજગઢી છોડી બહાર નીકળ્યા. આગળ રાજાનો વિશ્વાસુ સુમંત હતો એટલે તેમને ટોકવાની કોઇ દરવાનની હિંમત ન હતી.

રાજગઢી છોડતાં જ સુમંતે પૂછ્યું. 'મહારાજ! કયી બાજુ?'

'ગઇ કાલે રાત્રે બોલાવેલી મેનાનું મકાન હોય તે તરફ.' મલ્હારરાવે કહ્યું. અને સુમંત પાછળ પાછળ તેણે ચાલવા માંડયું.

અંધારામાં કડી શહેરના બજાર વચ્ચે વેશ બદલી ચાલ્યા જતા રાજા અને રાજસેવકને ઓળખવાની કોઇને પડી ન હતી, છતાં પોતે ન ઓળખાઇ જાય એટલા માટે સુમંત મ્હોં છુપાવીને ચાલવાની કોશિશ કરતો હતો.

બજાર પૂરું થયું. સામે ફત્તેહ દરવાજો દેખાયો.

'આટલે દૂર મેના રહેતી હતી?' રાજાએ પૂછ્યું.

'જી મહારાજ!' સુમંતે કહ્યું અને કોટની રાંગેરાંગે અંદરના ભાગમાં તે આગળ વધ્યો.

રાણીની માંદગી અને બીજી માનસિક ચિંતાઓને કારણે, મેના કડી છોડી ગઇ કે નહિ તેની તપાસ સવારે મલ્હારરાવ કરાવી શક્યો ન હતો, છતાં તેને ખાત્રી તો હતી જ કે પોતાના હુકમનો અનાદર કરવા જેટલી હિંમત મેના ન કરે. મેના કેવી રીતે ગઇ તે જાણવાના વિચારથી સુમંતને લઇને પોતે મેનાના ઘર તરફ જતો હતો.

'મહારાજ! ઘર ખુલ્લું છે.' દૂરથી જ મેનાનાં ખુલ્લાં મકાનને જોતાં સુમંત બોલ્યો.

'શું કહે છે?'

'જી! ઘર ખુલ્લું છે અને બારણામાં કોઇ પુરુષ ઉભો છે?'

મલ્હારરાવ થંભી ગયો અને સુમંત પણ ત્યાં જ થંભ્યો.

'સુમંત!' મલ્હારરાવે ધીમેથી કહ્યું.

'જી!'

'શું કરીશું?' રાજાએ પૂછ્યું.

'શેનું ?' સુમંતે પ્રશ્ન કર્યો.

'મેના ગઇ કે નહિ, તે શી રીતે સમજાશે ?'

'મહારાજ ! ધીમે બોલો. બાજુમાં કોઇ હશે તો સાંભળી જશે.'

'પેલો કંઇ વાત કરતો હોય તેમ હાથના લહેકા કર્યા કરે છે.' મલ્હારરાવે સુમંતનું ધ્યાન દોરતાં બહુ જ ધીમેથી કહ્યું.

'ચાલો, આ ભીંતના અંધારે કોઇ ન દેખે તેમ આગળ વધીએ. સાંભળવા મળશે.' કહી સુમંત આગળ વધ્યો. રાજાએ તેનું અનુકરણ કર્યું.

મેનાના બારણા વચ્ચે ઉભો રહી શામળ કહુ, આખા દિવસના શ્રમથી પરવારી બેર આવેલા ખેડૂતોને, પોતે મેનાના ઘરમાં કેમ રહેવા આવ્યો, તેની લાંબી લાંબી વાત કરી રહ્યો હતો.

શામળ કહુને એક ખેડૂત પૂછી રહ્યો હતો. 'અલ્યા શામળ ! તારે અને મેનાને શાનું ઓળખાણ ?'

'એ તમે ન જાણો. મેનાનો ધણી અને હું ખાસ મિત્રો. એ મરી ગયો અને મેના મને વળગી, પણ હું એ વળગાડ રાખું ખરો ? મેં તો ચોખ્ખી 'ના' સંભળાવી દીધી. આપણે તો રહ્યા ફક્કડ ગિરિધારી, પણ મેના ન માની એટલે હું ત્યાંથી ભાગ્યો. મારે અને મેનાને એટલું ઓળખાણ.'

'અલ્યા ! પણ અહીં તો કોઇ દિવસ તને આવેલો જોયો નથી. કડીમાં તો વરસોથી રહે છે.' બીજાએ પૂછ્યું.

'મેનાને ભંકોડાના ભૂપતસિંહનું ઘેલું લાગ્યું હતું ત્યાં સુધી મેં તેના સામુંએ જોયું નહિ, પણ કાલે મને સાચા દિલથી કહી ગઇ કે, ભૂપતસિંહ તો એને જોઇતો જ નહતો. એ તો એની પેલી નંદા માટે ભૂપતસિંહની આશા કંઇક કરતી હતી, પણ એ વળી અઢાર હાથનું કાળજું લઇ ફરે છે. મલ્હારરાવ જેવા ચમરબંધીનેય ઢીલા કરી દે એવો ભૂપતસિંહ વળી નંદા સામે જુએ પણ ખરો ? એ તો રાજરમત હતી, છળકપટ હતું.' મલ્હારરાવ સાંભળી રહ્યો.

શામળ કહુના બોલ પર કેટલો વિશ્વાસ મૂકવો એ તે નક્કી કરે તે પહેલાં વળી એક ખેડૂત બોલ્યો. 'પણ એ ગઇ ક્યાં !'

'બીજે ક્યાં જાય? કોઇ શોધ્યો તો હશે જ ને?' શામળે તોરમાં કહ્યું.

'અને નંદા?' બીજાએ પૂછ્યું.

'બડી ચાલાક છોકરી છે. મેનાના માથા પર ધા કરે તેવી ઉસ્તાદ છે.' નંદા પર આફરીન પોકારતાં શામળ બોલ્યો.

'પણ એ ક્યાં ગઇ હશે?' ખેડૂતના એ પ્રશ્નનો જવાબ આપ્યા પહેલાં વિચાર કરવા શામળ કટુએ આંખો ઝીણી કરી મલ્હારરાવ અને સુમંત ઉભા હતા તે અંધારા ભાગ તરફ જોયું. તેને કંઇક હાલતું લાગ્યું. એ સફેદ આકાર જોઇ તેને શક પડ્યો, પણ તે ઉસ્તાદ હતો.

'જુઓ, નંદાના નામનો કેવો જાદુ છે? પેલા બે ધોળા ગધેડા તેની વાત જાણવા પેલા અંધારામાં આવી ઉભા.'

સુમંત ચમક્યો. મલ્હારરાવ ક્રોધે ભરાયો પણ સુમંતે રાજાનો હાથ દાબ્યો. મહાપ્રયાસે તેણે ક્રોધને કાબુમાં લીધો.

ખેડૂતો એ તરફ જોવા ચાલ્યા આવે તે પહેલાં સલામત જગાએ ચાલ્યા જવાની તે બન્નેને આવશ્યકતા જણાઇ.

શામળ કટુની શી દશા કરવી તેનો વિચાર કરતો મલ્હારરાવ સુમંતની પાછળ ઝડપથી ચાલી નીકળ્યો. તેમને ઝડપથી જતા જોઇ શામળ બોલ્યો. 'ઉભા રહો. નંદાની વાત હજી બાકી છે.'

---

## પ્રકરણ ૧૬ મું — શૂળના પ્રકાર

**રાત્રે** છૂપા વેશે નીકળવાનાં ફળ ચાખી મલ્હારરાવ અને સુમંત રાજગઢીમાં આવ્યા ત્યારે બીજો પહોર પૂરો થયાની ખાત્રી આપતાં ચોઘડિયાં રાજગઢીના નોબતખાનામાં વાગવા માંડયાં.

'સુમંત! રાણીને કેમ હશે?' મલ્હારરાવે રાજગઢીની ચિંતાને પોતાની કરતાં કહ્યું.

'મહારાજ! આપણે સીધા ત્યાં જ જઇએ.'

'હં ઠીક કહ્યું. રાણીને પણ સારું લાગશે.' સુમંતની સલાહ સ્વીકારતાં મલ્હારરાવે કહ્યું.

દિવાનખંડ તરફ જતી સીડીનાં પગથિયાં ચડતાંજ હનુમંતરાવ સામે મળ્યો.

'કેમ હનુમંત?' મલ્હારરાવે તેને બોલાવ્યો.

'આપ?' ઉંધું માથું રાખી ધૂનમાં ચાલ્યા જતા હનુમન્તે એકાએક ઉંચે જોઇ સાદા રજપૂતના વેશમાં મલ્હારરાવને જોઇ આશ્ચર્યથી પૂછ્યું.

'હા, રાણીને કેમ છે?'

'મહારાજ! હું આપને જ શોધું છું. તમને ન જોયા અને આ સુમંતને પણ ન જોયો એટલે મને થયું કે, વળી કોઇ તુક્કો સૂઝયો હશે.' શંકાથી મલ્હારરાવ તરફ જોતાં હનુમન્ત બોલ્યો.

રાજાના ચારિત્ર્ય અંગે ચાલતી વાતો સાંભળી પહેલાં તો હનુમન્ત ખીજાતો અને પોતાના ભાઇનો* બચાવ કરતો, પણ પાછળથી જ્યારે તેને પણ એવી જ ગંધ આવી ત્યારથી તે રાજાના ચારિત્ર્યનો અઠંગ ચોકીદાર બની બેઠો હતો, પણ રંગીલો રાજા ભાઇને પોતાની વાતમાં ફાવવા દેતો નહતો. હનુમન્તને તે બાબતનું બહુ દુઃખ હતું.



આજે પણ રાણીની બિમારીનો લાભ લઇ રાજા અને સુમંત છટકી ગયા હશે, એમ માનતો તે રાજાની ચારિત્ર્યહીનતા પર શાપ વરસાવતો આમ તેમ શોધ ચલાવી રહ્યો હતો. જ્યારે મહેલમાંથી તેમનો પત્તો ન લાગ્યો ત્યારે તેને ખરેખર શક ગયો કે સુમંત રાજાને શહેરમાં કોઇની મુલાકાતે લઇ ગયો હશે.

હનુમન્તની પ્રવૃત્તિ પાછળ હરવખત નજર રાખતા મલ્હારરાવને હનુમન્તના આ શબ્દો ન સમજાય તેવા ન હતા. તેણે પણ ઉડતો જ જવાબ આપ્યો. 'હા હનુમન્ત! એક તુક્કો ઉઠ્યો હતો, પણ રાણીને હવે કેમ છે?'

રાજાના લાપરવાહ જવાબમાંથી તત્ત્વ શોધવા મથતો હનુમન્ત ઘડીભર વિચારમાં ઉભો રહ્યો. પછી બોલ્યો. 'વૈદ્યરાજે ઘડી પહેલાં આપેલી પડીકીથી તેમને નિદ્રા આવી ગઇ છે. શૂળ કંઇક ઘટયું છે.'

'અને વૈદ્યરાજ છે?'

'હા, એ તો બિચારા આસન લગાવી બેઠા હતા. દાસીઓએ ઘણું કહ્યું કે, આરામ કરો, તોપણ ઉઠે જ નહિ. મેં જઇ તેમને જુદા ખંડમાં આરામ કરવા સમજાવ્યા ત્યારે તે ઉઠયા.'

વૈદ્યરાજની રાણી પ્રત્યેની લાગણી બતાવી હનુમન્તે મલ્હારરાવને ચીમકી આપી.

'સારું થયું. ચાલો, આફત ટળી. હનુમન્ત! સવારે સૈન્ય તૈયાર જોઇએ.'

'રાજઘરમાં આવી સ્થિતિ છે અને સવારે સૈન્ય જોઇએ છે?' હનુમન્તે સામેથી પૂછ્યું.

'વૈદ્યરાજ છે, તું છે, પછી હું શું કરવાનો હતો? મને તો ભંકોડા ભાંગવાના કોડ પૂરા કરવા દે.'

'મહારાજ! કાલે નહિ જાઓ તો નહિ ચાલે? ભૂપતસિંહ બે દિવસમાં ફરી ફરીને શું કરી નાખવાનો છે?' હનુમન્તે આર્જવથી પૂછ્યું.

'મને તૈયાર સૈન્ય મળશે કે નહિ?' એક જ જવાબ માગતાં મલ્હારરાવ બોલ્યો.

હનુમન્ત છક્ થઇ ગયો. કોઇક જ વખત મમતે ચડતો રાજા આજે એ રસ્તે જતો હતો.

'લશ્કર તૈયાર છે. તમારે જોઇએ ત્યારે હાજર કરું, પણ એક વાત માની જાઓ.'

'એ વાત મારે ન માનવાની હોય. મારે રાજ કરવું છે, રાણીવાસ નથી સંભાળવાનો.' મલ્હારરાવે વધારે પડતું કહી નાખ્યું. હનુમન્તે મસ્તક નમાવી દીધું.

'લશ્કર ક્યારે તૈયાર કરું?' હનુમન્તે પૂછ્યું.

'કડીની સીમમાં દિવસ ઉગવો જોઇએ.' મલ્હારરાવે કહ્યું.

'ભલે.' આછું નમન કરતાં હનુમન્તે કહ્યું.

'અને મેનાના ઘરમાં રહેલા શામળ કદુને કાલે દિવસ ઉગતાં જ જેલ ભેગો કરવાનો છે.' કહી મલ્હારરાવે એક પછી એક પગથીઆં ચડવા માંડયાં. હનુમન્તે ઉતરવા માંડયાં. મલ્હારરાવે પાછળ જોયું તો પોતાની પાછળ સામંત પણ પગથિયાં ચઢી રહ્યો હતો. એક નોકરની હાજરીમાં હનુમન્તને કડવા બોલ સંભળાવ્યા બદલ તેને મનમાં લાગી આવ્યું, પણ એ બધું તક ચૂકયા પછીનું હતું, એટલે તેણે મન વાળ્યું.

સુમંત તેના સ્થાને ગયો. રાજાએ પોષાક બદલી નાખ્યો, ત્યાં તો ધીમે પગલે મંગળાએ આવી વધામણી આપી. 'રાણી બાને શરીરે સુખ છે. એક ઘડીથી નિદ્રાવસ્થા આવી છે. ઉંઘ્યા પહેલાં મહારાજને યાદ કર્યાં હતા.'

'સારું.' કહી મલ્હારરાવે તેને વિદાય કરી. મંગળા રાજાના એ જવાબ પર અનેક વિચારો કરતી ચાલી ગઇ.

પોતાના સ્વતંત્ર શયનગૃહમાં જઇ મલ્હારરાવે પલંગપર પડતું નાખ્યું. 'રાણીને આરામ હતો એટલે સવારે ઉઠતાં જ રંગમહેલ જોવાની રાણી હઠ લેશે. આજ સુધી આડીતેડી વાતો કરી મૂળ વાતને ઉડાવી દીધેલી, પણ રાણી એ હઠ હવે છોડે તેમ ન હતી. વળી તેની સગર્ભાવસ્થામાં તેનું દિલ દુભાય એવું વર્તન પણ એની સાથે ન કરવું જોઇએ.

જો દિલ દુભાય અને તેમાંથી કોઇ વિપરીત પરિણામ આવે તો? પોતે તો મનમાં સમજી બેસી રહે, પણ પ્રજા ચૂંટી ન ખાય?' આવા અનેક વિચારોની પરંપરા તેના દિલને કોતરી ખાવા માંડી. ત્યારે પોતે હનુમન્તને સૈન્ય તૈયાર રાખવાનો હુકમ આપ્યો હતો તે જ યોગ્ય હતું, એમ તેને લાગ્યું. રાણી સવારે કુશળ ક્ષેમ જાગે એટલે પટાવી ફોસલાવી લશ્કર લઇ ભંકોડા ચાલ્યા જવું. ત્યાંથી આવ્યા પછીની વાત પછી.

થોડીક પળોના વિચારને અંતે તેને નિદ્રાએ ઘેરી લીધો અને ઘસઘસાટ ઉંઘવા માંડયો, પણ તેની ઉંઘ લાંબી થાય તે પહેલાં તો સુમંતે આવી તેને ધીમેથી જગાડયો.

'કેમ?' સફાળો ઉઠતાં મલ્હારરાવ બોલ્યો.

'વૈદ્યરાજ મહારાજને મળવા માગે છે.' સુમંતે કહ્યું.

'સવારે ન મળી શકાત?' ચીડાતાં મલ્હારરાવે પૂછ્યું.

'પણ કહે છે કે અગત્યનું કામ છે.'

'પણ હું અહીં મહેલમાં જ ન સૂઓ હોત તો તેમનું અગત્યનું કામ કયાં સઇ જાત?' એ જ રીસમાં મલ્હારરાવ બોલ્યો.

'મહારાજ! કહે તેમ કરું.' સુમંતે નિરુપાયે કહ્યું.

'બોલાવ ત્યારે. તેમનું પણ બાકી રહી જતું હશે.' કહી રાજાએ બગાસું ખાધું.

થોડી વારમાં ખભે ખેસ નાખી માથાપર દક્ષિણી પાઘડી પહેરેલા વૈદ્યરાજ આવી રાજાને નમસ્કાર કરી ઊભા.

'બોલો વૈદ્યરાજ! આમ ભાગી રાતે કેમ આવવું થયું?'

'મહારાજ! હું તો આપને બીજા પહોરની શરુઆતમાં જ મળવા માગતો હતો. તપાસ કરાવી પણ આપ નહતા એટલે અત્યારે આવ્યો.' વૈદ્યરાજે કહ્યું.

'ઠીક, શું કહેવું છે?'

'રાણીબાનુ શૂળ એ સાચું શૂળ નથી.' વૈદ્યરાજે કહ્યું.

'શું છે? ગમત પડતાં રાજાએ પ્રશ્ન કર્યો.

'કોઇએ તેમને શૂળ આપ્યું છે.' વૈદ્યે કહ્યું.

'કોણે–મ્હેં આપ્યું છે?' રાજાએ હસતાં પૂછ્યું.

'ના, મહારાજ! એવાં શૂળ બીજાને આપી શકવાની શક્તિ અમુક આણુસોમાં જ હોય છે.'

'એ શૂળ કોણે આપ્યું છે?' મલ્હારરાવે ખાત્રી કરવા પૂછ્યું.

'મહારાજ!...' વૈદરાજ બોલતાં ચોથવાયા.

'જે હોય તે કહી દો.'

'એવાં શૂળ બે રીતે આવે છે.'

'કહો, કહો.' રાજાએ પ્રોત્સાહન આપતાં કહ્યું.

'એક તો નજર લાગવાથી.'

'અને બીજી રીતે?'

'એ વાત જવા દો, મહારાજ!'

'નહિ વૈદરાજ! મારે એ જ વાત જાણવી છે. તમે પણ કબૂલ કરશો કે રાણીને નજર લાગવાથી આ શૂળ નથી ઉત્પન્ન થયું.' અજાણ્યે પણ મલ્હારરાવ એવું બોલતો હતો કે, વૈદરાજની જીભ વધારે ચોથવાય.

'મહારાજ! હવે એ વાત નહિ કહું.'

'કેમ?'

'મને વહેમ છે કે કદાચ એ કારણ ન પણ હોય.'

'ત્યારે શું પહેલું કારણ છે?'

વૈદરાજ ન બોલ્યા. રાજાને વહેમ પડયો. વૈદ્ય કંઇક છૂપાવતા હતા.

'તમારા વૈદકમાં આવું શૂળ ખરું કે?'

'ઘણી જાતનાં શૂળ હોય છે, પણ આ શૂળ વૈદક કહે છે તે પૈકી એકે નથી.'

'ત્યારે?'

'એટલા માટે જ સવારથી સાંજ સુધીના મારા ઉપચારો કામ ન લાગ્યા.'

'એટલા તમે કાચા.'

'મહારાજ! જે ગણો તે, પણ રાણીઆને જીવતાં રાખવાં હોય તો...' વૈદરાજ બોલતા અટકયા.

'પૂરું બોલી જાઓ.'

'મહારાજ ! શૂળનો પ્રકાર જાણીને મારે કહેવું પડે છે કે, આપ કોઇ એવી સ્ત્રીને ન દુભવશો કે જેનું મન ખરેખર બીજા કોઇ પુરુષમાં ચોંટેલું હોય.'

'વૈદરાજ ! ફરીથી બોલો જોઇએ.' જરાક કડક થતાં રાજાએ કહ્યું.

'મહારાજ ! આપે તે સાંભળ્યું છે. વારંવાર સંભળાવવાથી શું અર્થ સરે ?'

'તમે આ વાત કોને માટે કહી ?'

'આપને માટે.'

'શા ઉપરથી.'

રાણીબા ઉંઘમાં બોલ્યાં હતાં. 'રંગમહેલની એ રમણી ! આ તારું શૂળ લેતી જા.' વૈદ્યે ઘટસ્ફોટ કર્યો.

'વૈદરાજ ! તમે આ વાત સાચી માનો છો ?'

'મહારાજ ! સાચી હોય કે ખોટી તે હું નથી જાણતો પણ એટલું તો જાણું છું કે, પરકીયા બનેલીને દુભવનાર પુરુષ પોતાની સ્ત્રીનું શૂળ બનીને તેનું આયુષ્ય ઓછું કરે છે.'

'વૈદ ! જીભ વધી લાગે છે.'

'મહારાજ ! અનુભવે શીખવ્યું છે. આપને માટે મારું આ જ્ઞાન કદાચ ખોટું પણ હોય.' વૈદરાજે કહ્યું.

'હવે જશો ?' રાજાના એ પ્રશ્નનો જવાબ વૈદ્યે પોતાના પગને ગતિ આપીને આપ્યો.

---

## પ્રકરણ ૧૭ મું — એ રમણી કોણ ?

**વૈદરાજ** ગયા અને મલ્હારરાવની નિદ્રાને પણ લેતા ગયા. દરદીએ વૈદ્ય આગળ પડદો રાખ્યા વિના સર્વ હકીકત જાહેર કરવી જોઇએ, એ સર્વમાન્ય સિદ્ધાન્તમાં મલ્હારરાવ માનતો હતો, પણ વૈદ પોતે કડવું સત્ય દરદી અથવા દરદીના સંબંધીઓને સંભળાવે, એમાં એણે વૈદના ધંધાની

પડતીનાં ચિન્હો જોયાં. સત્ય પણ જો તે કડવું હોય તો વૈદ્યે કદિ કહેવું ન જોઇએ, એવું મલ્હારરાવનું માનવું હતું.

વૈદરાજ જે કડવું સત્ય ઉચ્ચારીને ચાલ્યા ગયા તેણે મલ્હારરાવની નિદ્રા ઉડાડી દીધી. આવતી યુવાનીના વખતથી આજ સુધીમાં તેણે માણેલા રંગરાગનાં દૃશ્યો ચિત્રપટની જેમ એક પછી એક તેની નજર આગળ આવી ઉડી જવા માંડયાં. દરેકમાં મોહ હતો, મીઠું સંવનન હતું, અકથ્ય આનંદ દેતો સ્પર્શનો લ્હાવ હતો અને એવું ઘણું ઘણું હતું. કોઇ રૂપગર્વિતાના રૂપની પોતે લહેજત માણતો હતો, કોઇ મુગ્ધાના રસપ્રચુર ઓષ્ઠદ્વયને પોતે ચૂમતો હતો. કોઇ માનુનીને હીરામાણેકની લાલચ આપી પોતે તેને મનાવતો હતો. કોઇને મનોવાંછિત આપવા ફરજ પાડતો હતો, કોઇને બળાત્કારની ધમકી આપતો હતો. કોઇ પતિપરાયણાને વર્ષોનાં વર્ષો સુધી જેલમાં પૂરી રાખવાની દમદાટી આપતો હતો. એવાં તો અનેક ચિત્રો તેના સ્મૃતિ ફલક ઉપર ચીતરાઇને ચાલ્યાં ગયાં. પણ આ કયું ચિત્ર? જે સ્થિર છે. નથી હાલતું, નથી ચાલતું. સ્થિર રહી મલ્હારરાવના સ્મૃતિ પટને એક સામટો આવરી લે છે!

એ રમણી કોણ હતી?

તેણે પોતાની 'આહ!' રાણીને સંભળાવી હતી અને તે દિવસથી રાણી રંગમહેલના ભેદી કામથી આછી આછી પણ જાણકાર બનવા પામી હતી. તે રમણીનો પતિ પરદેશ ગએલો હતો. એક ગોઝારી કાળ રાત્રિએ રાજસેવકો તે રમણીને રાજાના રંગમહેલમાં ઉપાડી લાવ્યા. બાઇનાં નેત્રોમાં આર્જવ હતો, વાણીમાં નમ્રતા હતી, મુખપર વિષાદ હતો છતાં રાજાએ તેનામાં રસિકતા જોઇ, તેના મુખચન્દ્ર પર વારી જવાની પોતે તત્પરતા દર્શાવી. તેના મોહક બોલપર જીવન સમર્પણ કરવાની તત્પરતા દર્શાવી. તેના લલિત અંગોના ઉપભોગના બદલામાં કડીની જાગીર જતી કરવાની ઇચ્છા વ્યક્ત કરી પણ તે ન ચળી. રાજાની અનેક વિનમ્ર અને સંમોહયુક્ત આર્જવ ભરી વિનંતિઓને તેણે ઠોકરે મારી. ઉપરાંત તેણે રાજાને તેના રાજત્વનું ભાન કરાવવા પ્રયત્ન કર્યો. પોતાના પતિવ્રતનું રક્ષણ કરવાનો રાજાનો ધર્મ સમજાવ્યો. એ

પત્નીવ્રતથી પુરુષ ચળે તેનો આ સંસારમાં જય થતો નથી અને મરણ પછી સદ્દગતિ થતી નથી, એ વાત રાજાના ધ્યાનમાં લાવવા પ્રયત્ન કર્યો.

મલ્હારરાવે એ આર્જવ, એ ઉપદેશ અને એ કાકલુદીને ન્યાય ન આપ્યો. એક પત્નીવ્રત પાળવાનો ઉપદેશ આપનારીનું પતિવ્રત છીનવી લેવાનો તેણે બળાત્કારે પ્રયત્ન કર્યો. રમણી હોશિયાર હતી. ચાલાક હતી, અને વીરાંગના પણ હતી. મલ્હારરાવની દુષ્ટ વાસનાને ઠોકરે મારતાં તેણે રાજાપર હુમલો કર્યો—રાજાને મારવા નહિ પણ પોતાનો બચાવ કરવા. રાજા લથડયો, રમણીએ વધુ જોર કરી બીજી લાત મારી અને લથડતો રાજા ગબડી પડયો. તે કંઇ પણ બોલે તે પહેલાં પેલી રમણી રંગમહેલના મુખ્ય ઓરડાનું બારણું ઉઘાડી બહાર નીકળી ગઇ અને બહારથી સાંકળ મારી. સદ્દભાગ્યે તે જે બારણેથી નીકળી તેની સામેનાં બારણે ચોકીદારો હતા. આ બારણું રાણીવાસ તરફ જતું હોઇ કાયમને માટે અંદરથી બંધ રહેતું એટલે બહાર ચોકીદારની આવશ્યકતા ન હતી.

રમણી બહાર તો નીકળી પણ જવું ક્યાં? તે બારણા આગળથી ત્રણ ગલીઓ જતી હતી. કયી ગલીએ જવું? અને જો કોઇ ચોકીદારના હાથમાં સપડાઇ ગઇ તો? ઇશ્વરે જ્યારે કામાંધ રાજાના હાથમાંથી બચાવી લીધી ત્યારે અહીંથી રસ્તો નહિ આપે? એ આશ્વાસન દિલમાં ધારતાં તેણે વચલો માર્ગ લીધો. થોડુંક ચાલતાં ગલી પૂરી થઇ અને એક બારણું દેખાયું. બારણાંની સાંકળ ઉઘાડતાં જ બારણું ખૂલી ગયું. તે અંદરથી બંધ ન હતું. વળી ત્યાંપણ ત્રણ ગલી દેખાઇ. ઇશ્વરને આશરે ચાલતાં તેણે વચલો માર્ગ લીધો. ફરી એક બારણું આવ્યું તે ખુલતાં વળી ત્રણ ગલી દેખાઇ. વચ્ચેની ગલીના રસ્તે જતાં જે બારણું આવ્યું, તેની તડમાંથી જોતાં અંદર દીવાનો ઝળહળતો પ્રકાશ દેખાયો. 'શું હશે?' તેના દિલે વિચાર કર્યો. ઘડીભર તો અંદરનો રંગ જોવાની ઇચ્છાથી તે બારણાને અડકયા વિના જ તડમાંથી જોઇ રહી. સુખશય્યા પર કોઇ રૂપવતી બાઇ પડી હતી. બાજુમાં દાસી પંખો નાખતી હતી. રમણીએ માન્યું કે, તે રાણી હશે. થોડીવારે તેણે રાણી જેવી લાગતી બાઇને બોલતાં સાંભળી.

'મંગળા! દરરોજ રાતના બેબે પહોર મારે આમ જ તેમની રાહ જોવાની હોય? કોણ જાણે શું એ કામ કાઢીને અમૂલ્ય વખતને વેડફી દે છે.'

'બા! હમણાં આવતા હશે.'

'શું મારું કપાળ આવે?' નિરાશ વદને પેલી બાઇ બોલતી હતી. 'મારા પરનું તેમનું દિલ ધીમે ધીમે ઉઠી જતું લાગે છે.' રાજકાજ પતાવવામાં એટલા માટે જ આટલું બધું મોડું કરે છે.' રાણીએ કહ્યું.

ખંડ બહાર ઉભેલી રમણી ચોંકી ઉઠી. રંભા જેવી રૂપાળી રાણીને 'આહ' નાખતી બેસાડી રાખી રાજા રાજકાજ પતાવતા હતા કે વિલાસિતા?

તેણે એકાએક સાંકળ ઉઘાડી બારણાને ધક્કો દીધો. બારણું અંદરથી બંધ હતું.

'કોણ?' દાસીએ પ્રશ્ન કર્યો.

'બહેન! બારણું ઉઘાડશો?' પેલી રમણીએ કહ્યું.

રાણીના ઇશારાથી મંગળા ઉઠી. બારણું ઉઘડયું અને રમણીએ રાણીના શયનગૃહમાં પગ દીધો.

'કોણ?' તેને જોતાં જ રાણીએ પ્રશ્ન કર્યો.

'રાણીબા! હું તો તમારી રૈયત છું.' કહી તે નમન કરી એક બાજુ ઉભી.

'આમ અત્યારે ક્યાંથી આવી?'

'મને પૂછો છો?'

'ત્યારે કોને પૂછું છું?'

'આપના રાજસેવકો મને ઉપાડી લાવ્યા હતા.'

'ક્યાંથી?'

'બાજુના ગામમાંથી.'

'શા માટે?'

'આપ એ વાત રાજાજીને જ પૂછી લેજો.'

'એમાં રાજાજી શું જાણે?'

'રાજાજી બધું જાણે છે. મારો પતિ પરદેશ ગયેલો છે. હું ઘરમાં એકલી છું. મારી પાછળ કોઇ શોધ કરે તેવું નથી. મને પતિવ્રતપણાનું અભિમાન છે, એ બધું રાજાજી જાણે છે.' તે રમણી બોલી.

રાણીને ધ્રાસકો પડયો. તે કંઇ બોલી નહિ. ફક્ત તે રમણી સામે જોઇ જ રહી.

'જુઓ રાણીબા! તમારા કરતાં મારામાં રૂપ વધારે હશે?'

'કોણે કહ્યું?'

'તે વિના રાજાજી મને ઉપડાવી લાવ્યા?'

'શું બકે છે?' રાણી બધું સમજી ગઇ હતી.

'તમે જે હજુ સુધી સમજતાં ન હતાં તે.'

'તું અહીંથી ચાલી જા.'

'હું જઇશ પણ મારો અવાજ નહિ જાય, રાણીબા! રાજાજી રાજ-કાર્યમાં રોકાએલા નથી રહેતા, પણ રંગ મહેલમાં રાત્રિના બેબે પહોર વિતાવે છે.'

રાણીના શરીરમાંથી જાણે લોહી ઉડી ગયું. મંગળા વિચાર કરતી ઉભી રહી.

'રાજાજી ક્યાં છે?' રાણીએ તે રમણીને પૂછ્યું.

'આ બારણાને રસ્તે ચાલ્યાં જાઓ. આવું ત્રીજું બારણું આવે તે ઓરડામાં જઇને જુઓ.' રમણી બોલી.

રાણી ઉઠી અને તે રમણીને સંબોધતાં બોલી. 'ચાલ બતાવ.'

'રાણીબા! તમારી આવી વર્તણુકની મેં આશા રાખી નહતી. હું તો ધારતી હતી કે, મને દુભાયેલીને તમે સાંત્વના આપશો. મારાં દુઃખ સાંભળશો. મારાં ફડફડતા દિલને દિલાસો આપશો, પણ તેમાંનું કાંઇ તમારી પાસેથી હું પામતી નથી. મને લાગે છે કે રાજશાહીનો દંભ તમને એ બધાંથી દૂર રાખતો હશે.'

'બહુ ડાહી ન થા. મને માર્ગ બતાવ.'

'વાઘની બોડમાંથી મહાપ્રયાસે બચી આવેલ ભક્ષને ફરીથી ત્યાં મોકલવો છે?' દઝાડતી હોય તેમ પેલી રમણી બોલી.

'રાણીબા આપને મળવા આતુર છે.'

'અરે ! હમણાં જ આવું છું.' મુખ બગાડતાં મલ્હારરાવે કહ્યું. દાસી ગઈ.

થોડી વારે મલ્હારરાવ રાણીને મળવા રણવાસ તરફ ગયો.

'પધારો મહારાજ !' મલ્હારરાવને આવતો જોઈ પલંગપરથી ઉતરતાં રાણીએ કહ્યું.

'હવે કેમ છે?' સ્વરમાં નહોતી લાવવી છતાં તીખાશ આવી ગઈ હતી.

'સારું છે મહારાજ! વૈદ્યરાજે છેલ્લું ચાટણું આપ્યા પછી શુળ ગયું છે. ફરીથી દવા લીધી નથી અને શુળ આવ્યું નથી.'

'રાતે ઊંઘ તો આવી હશે?' પ્રયત્નો કરવા છતાં અવાજમાં મૃદુતા આવતી નહતી.

'હા, ઘસઘસાટ ઊંઘ આવેલી.'

'થયું ત્યારે હવે તમારું દર્દ ગયું.'

'મેં પણ એ માટે જ આપને યાદ કર્યા હતા.'

'શા માટે ?' રંગમહેલ જોવાની રાણી માગણી કરશે એમ તેને લાગ્યું.

'મારું દર્દ ગયું. હવે આપ આપને માર્ગે જઈ શકો છો.'

'ક્યાં ?' કોઈ નવી જ વાત સાંભળતો હોય તેમ રાજા બોલ્યો.

'ભંકોડા.' રાણીએ સ્પષ્ટતાથી સંતોષસહ કહ્યું.

મલ્હારરાવ જોઈ રહ્યો. ગઈ કાલની રાણી અને આજની રાણીમાં આસમાન જમીનનો ફેર નહતો ?

'મહારાજ ! શું જુઓ છો ?' રાજાની નજર પોતાના પર ચોંટેલી જોઈ રાણીએ કહ્યું.

'કંઈ નહિ, રાણીજી !'

'મારા સમ, મહારાજ ! જે હોય તે કહી દો.' લાડથી રાણીએ કહ્યું.

'તમે બદલાઈ ગયાં લાગો છો.' હવે તેના અવાજમાં માર્દવ હતો.

'હું ?' આશ્ચર્ય બતાવતાં રાણીએ કહ્યું. જે શબ્દોની તેણે આશા રાખી હતી તે આખરે રાજાના મોઢે આવ્યા એટલો તેને સંતોષ હતો.

'હા, તમારી માંદગી સાથે તમારો...'

'સ્વભાવ પણ ગયો, એમને ?' મલ્હારરાવને વચ્ચેથી જ અટકાવતાં રાણીએ કહ્યું.

'એવું જ કંઈક.'

'ક્યારે જવાની તૈયારી કરો છો ?' રાતે પોતાની પાસે કેમ ન હતા તેમ કહેવાને બદલે રાણી રાજાને બીજું જ પૂછતી હતી.

'તમે રજા આપો ત્યારે.' રાણીને મેળવવા માગતો મલ્હારરાવ બોલ્યો.

'પ્રયાણ કરવું ધાર્યું જ છે તો પછી વાટ કોની જોવાની ?' મલ્હારરાવને ગમતું જ રાણીએ પીરસ્યું.

'તો અત્યારે.' મલ્હારરાવે કહ્યું.

'મહારાજ ! જાઓ વિજય વરીને વહેલા આવજો.' રાણીએ વિદાય આપતાં કહ્યું.

'જેવી તમારી શુભ કામના.'

મંગળા કંકાવટી અને અક્ષત લાવી. રાણીએ સ્વહસ્તે મહારાજને ભાલે જયતિલક કર્યું અને અક્ષત ચોડ્યા. થનગન થનગન થતું મલ્હારરાવનું દિલ નાચી ઊઠ્યું. કદિ નહિ ને આજે રાણી તેને જયતિલક કરતી હતી.

બખ્તર સજ્યો મલ્હારરાવ સૈન્ય સાથે ભંકોડા તરફ ગયો ત્યારે રાણીનું દિલ ભાંગી પડ્યું. તેનાથી બેસી રહી શકાયું નહિ. તે પલંગમાં પડી અને ધ્રૂસકે ધ્રૂસકે રડી.

શૂળનું પ્રાણઘાતક દર્દ હતું, છતાં યુદ્ધે જવાની હઠ લઈ બેઠેલા મલ્હારરાવે કમને પોતાની યોજના પૂળ થવા દીધી હતી, તે રાણી જાણતી હતી. રાણીએ ધારેલું કે પાસે રહી મહારાજ આશ્વાસનના, ધીરજના બે શબ્દો સંભળાવશે, પણ તે તો મલ્હારરાવે કર્યું જ ન હતું. દેહ દળાઈને આત્માને ભીંસતો હતો તેવા કપરા સંજોગોમાં પણ મલ્હારરાવે રાણી સામે જોયું ન હતું, તે રાણીથી અજાણ્યું ન હતું. પ્રથમની પ્રીત અને આજની પ્રીતમાં તેને આસમાન જમીન જેટલો ફરક જણાયો.

રાજાની વૃત્તિઓ હવે વધુ પ્રમાણમાં ચળી હતી. તેની ખાત્રી રાજાની પોતા પ્રત્યેની વર્તણુંક ઉપરથી તે સહેજે કરી શકી હતી;...પણ શું થાય ! દરરોજ રોદણાં રોવાં એનો અર્થ શું ? કુટુંબકલહ ક્યાં સુધી સુખે રહેવા દે ? એમ વિચારતી શાણી રાણીએ મલ્હારરાવની અમર્યાદ બનતી જતી ચાલચલગત પર પડદો નાખવાનો નિર્ણય સવારે જાગતાંની સાથે જ કરી લીધો હતો. રાતે આવેલું સ્વપ્ન એ નિર્ણયનું પ્રેરક હતું.

ઘટતું જતું શૂળનું દર્દ શ્રમિત અને વ્યથિત રાણીને ધીમે ધીમે નિદ્રાધીન કરતું ગયું હતું. દર્દનાશની સાથે જ ભરનિદ્રામાં પડેલી રાણીને સ્વપ્ને ઘેરી લીધી હતી.

પ્રભાત ઉગ્યું ન હતું. રાત્રિ સમસમ કરતી વહી જતી હતી. તેનો અંત નજીક હતો એમ દર્શાવતાં પંખીનાં મીઠાં કલકલગાનો સંભળાતાં હતાં. રાણી રાજાની રાહ જોતી શય્યા પર પડી છે. મંગળા પથ્થરની પૂતળીની જેમ ઉભી રહી છે. એકાએક બારણું ખખડે છે. મંગળા તે ઉઘાડે છે. એક રમણીનો પરિચિત ચહેરો દેખાઇ આવે છે. ક્યાં જોઇ હતી તેને ? બરાબર યાદ નથી. અરે, પણ તેના હાથમાં શું હતું ? રમણીને વળી ધનુષ્ય બાણ રાખવાની જરુર હોય ! એ તો સીધી પલંગ સુધી ચાલી આવી. ધનુષ્ય પર બાણ ચઢાવ્યું. "અરે ! અરે !" એમ રાણી બોલે તે પહેલાં તો બાણ ફેંકાયું અને રાણીના પેટ સાથે ચોંટી ગયું. મંગળાએ તે બાણ ખેંચી કાઢ્યું. રાણી મરી ન ગઇ, પણ એ બાણના ઝેરથી તેના શરીરમાં શૂળ વ્યાપ્યું. શૂળની અકથ્ય પીડાએ રાણીને બહુ જ રડાવી. પેલી રમણી બાણ ફેંકી હસતી હસતી ચાલી ગઇ. દર્દથી દબાતા અવાજે રાણી એટલું જ બોલી શકી કે, "ઓ રંગમહેલની રમણી ! તારું આ શૂળ લેતી જા." પણ તે લેવા પાછી ન ફરી. સ્વપ્ન પૂરું થયું અને ગાઢ નિદ્રાએ રાણીને આવરી લીધી.

પરોઢીએ રાણી જાગી ગઇ ત્યારે તેને પેલું સ્વપ્નું અક્ષરશઃ યાદ આવ્યું. તેણે બહુ જ વિચાર કર્યો. વહેમી રાણીને તે સ્વપ્ન શું કહી જતું હતું, તે જાણવાની બહુજ ઇંતેજારી હતી. તેણે અનેક જીવનકોણુ સાથે તે

સ્વમ સરખાવી જોયું, પણ પૂરેપૂરું બંધ બેસતું આવ્યું નહિ. તે રમણીનું મુખ પરિચિત હતું. 'કોણ હતી એ?' તેણે દિલને પૂછયું. ભૂતકાળના અનેક થરો ઉંચકી જોયા પણ એ આકૃતિ સાથે કોઇ ચહેરો મળતો ન હતો. તે કંટાળી. 'એ લપ શું?' અને વર્તમાન સંજોગોમાં ઉતરી પડતાં તેને યાદ આવ્યું કે, રાજાજીએ રંગમહેલ દેખાડવાની તૈયારી બતાવી હતી. રંગમહેલના એ નામ સાથે સ્વમમાંની સુંદરીને તેણે 'રંગમહેલની રમણી' કહેલી તે યાદ આવ્યું. તેની સ્મૃતિએ એકાએક ભૂતકાળના એક પ્રસંગને ઝડપી લીધો. રાજાજીના રંગમહેલમાંથી ભાગેલી તે રમણી હતી, તેનું હવે તેને સ્મરણ થયું.

'સ્વમનો કંઇક સાર હોવો જોઇએ.' તેણે મનને કહ્યું. રંગમહેલની રમણી, હાથમાં ધનુષ્યબાણ, બાણનું ફેંકાવું અને શૂળનું ઉપડી આવવું. રાણી વિચારગર્તામાં ઉંડી ઉતરતી ગઇ.

'સ્વમ શું કહેતું હતું?" તેણે મનને પ્રશ્ન કર્યો, પણ મન પાસે જવાબ ન હતો.

તેણે ફરીથી એ જ વિચાર શ્રેણીએ આગળ વધવા માંડયું. રંગમહેલ છોડી ઘર તરફ જતાં તે અહીં આવેલી? ના–ના ભાગતી ભાગતી અહીં આવેલી. દિશા અને સ્થળના ભાન વિના બાણ ફેંક્યું....વાગ્યું.... શૂળ ઉપડયું.

'અરે! હું કેમ કંઇ સમજતી નથી?' અજાયબ થતાં રાણી બોલી.

'ઉકેલ કેટલો ચોખ્ખો છે?' મનને કહેતી તે વળી વિચારવા લાગી.

'મહારાજના રંગમહેલની હું પીડા કરીશ તો મને શૂળ ઉપડવાનું જ. એ પીડા હું છોડું તો મારું શૂળ જાય.'

'હે મારા પ્રભુ!' કહેતી રાણી ઉભી થઇ ગઇ.

'મહારાજનું એ વર્તન હું શી રીતે સહી શકું?'

'નહિ સહી શકે તો શું કરીશ? પડી ટેવ કદિ જાય ખરી? અને તેમના દિલને દુભવીને તું શું સ્વાર્થ કાઢીશ?' મને બળવો કરતાં કહ્યું.

'એટલે મારે તેમનાં પાપ સામે આંખ મીંચામણાં કરવાં?'

'આખું જગત કરે છે કે તું એકલી?' મન જવાબ આપતું હતું–

'જાણતી હોવા છતાં હું તે નિભાવી લઉં?'

'કોણ નથી નિભાવતું?' મનનો સામો પ્રશ્ન હતો.

ઘણાંઓનાં જીવનના થર એક પછી એક રાણીના મનમાં આવી આવીને ચાલ્યા ગયા. 'કોઈ શુદ્ધ નહતો. કોઈ નિષ્કલંક નહતો.' મન મનાવતું હતું અને રાણી માનતી હતી.

'મહારાજ પાછળ પડવાથી શું લાભ?'

આ બધી જંજાળ છોડવા રાણીએ પ્રભુસ્મરણ કર્યું.' 'હે રામ! હે રામ!'

સામે જ મંગળા હુકમનો અમલ કરવા ઉભી હતી.

'મહારાજ જાગ્યા હોય તો અહીં પધારવાનું કહી આવ.'

'જી,' કહેતી મંગળા ગઈ ત્યારે મલ્હારરાવ તરતનો જ ઉઠેલો હતો તે આપણે જોઈ ગયા.

---

## પ્રકરણ ૧૯ મું — નંદાની માનસિક વ્યથા

**સવાર** થયું અને નંદા જાગી. આંખ ઉઘડતાં જ તેને બધું નવું નવું લાગ્યું. તેણે આંખો બંધ કરી પૂર્વપ્રસંગો યાદ કરવા માંડ્યા. અસ્ત્રાસ્ત દગો ન દેતી હોય તો સભાન અવસ્થામાં પોતે મેનાબા સાથે હતી એમ તેને યાદ આવ્યું. પછી મેનાબા સાથે તે કોઈને ત્યાં જવા નીકળી હતી, પણ કોને ત્યાં તે યાદ આવતું ન હતું. યાદ શક્તિને તેણે વધુ ચકાસતાં મેનાબા ક્યાં હશે તે કલ્પના કરવા માંડી. તે કડી છોડી જવાની હતી, તે વાત તો પોતે જાણતી હતી. પોતાને પણ સાથે લઈ જવા તેણે કહ્યું હતું. ત્યારે પોતે અત્યારે કડી બહાર તો નહિ હોય?

તેણે આંખો ઉઘાડી આજુ બાજુ જોયું. એક પથારીમાં ચાર બાળકો એકબીજાને વળગી ઉંઘતાં હતાં. મકાનની દિવાલો ધુમાડાથી પીળાશ પડતા રંગથી રંગી હોય તેવી દેખાતી હતી. એક ખુણામાં ચુલો હતો.

એક બાઇ ચૂલો સળગાવવા પ્રયત્ન કરતી હતી પણ તે મેનાબા ન હોય એમ નંદાનું દિલ કહેતું હતું. ત્યારે પોતે ક્યાં હતી અને મેનાબા ક્યાં હતી, એ પ્રશ્નોના જવાબ એમ સૂતાં સૂતાં નહિ જડે તેવી ખાત્રી નંદાને થઇ

તે ઉઠી અને આળસ મરડી ચૂલો સળગાવતાં જીવકોર પાસે ગઇ. જીવકોરે પાછળ ફરીને જોયું.

'નંદા! તું જાગી?' જીવકોરને જોયાં અને નંદાના સ્મૃતિપટ પર રાતના બનાવો ઝાંખા ઝાંખા પણ તરવા લાગ્યા. મેનાબા છેલ્લે તેને જીવરામ ટેલભટ્ટને ત્યાં લઇ આવી હતી, પણ તે વખતે પોતાનું મગજ શૂન્ય હતું, કંઇ સૂઝતું ન હતું.

'મેનાબા ક્યાં છે?' નંદાએ પહેલો પ્રશ્ન કર્યો.

'એ તો ગયાં.' જીવકોરે કહ્યું.

'ગયાં? મને મૂકીને?'

'કેમ, તને કંઇ કહ્યું ન હતું?' જીવકોરે શંકાથી પૂછ્યું.

'મને સાથે લઇ જવાનાં હતાં.' નંદા એટલું જ બોલી.

'તને ક્યાં સાથે લઇ જાય? બિચારી પોતાનું ઠેકાણું કરી લે તો પણ ઘણું છે ને!' જીવકોરે મેનાની દયા ખાતાં કહ્યું. નંદા ન બોલી. મેનાબા પોતાને મૂકીને કેમ ચાલી ગઇ તે કોયડો નંદાથી ઉકલતો ન હતો.

નાનપણમાં મા મૂકીને ચાલી ગયા પછી મેનાના હાથ નીચેના ઉછેરમાં નંદા ઘણું ઘણું શીખી હતી અને ઘણું ઘણું અનુભવતી હતી. પુરુષોનાં હૃદય પારખવાની મેનાની શક્તિ પર નંદા વારી જતી હતી. કોઇ પણ મુસીબતનો સામનો કેમ કરવો તેનો ઉકેલ મેના જલ્દી લાવતી. નંદા પણ એ રીતે ટેવાએલી હતી.—પુરુષોનાં હૃદય પારખવામાં અને મુસીબતોનો સામનો કરવામાં; તેમ છતાં પણ આજે તેને કંઇ સૂઝતું ન હતું. ભૂપતસિંહ સાથેનો છેલ્લો વાર્તાલાપ એટલો બધો હૃદયવિદારક હતો કે, તેની ભવિષ્યની ઘણી ઘણી આશાઓનો ભાંગીને ભૂક્કો થઇ ગયો હતો.

યુવાનીને ઉંબરે પગ દેતાં જ તેણે ફાંકડા ભૂપતસિંહને જોયો. જોયો તેવો જ પોતાનો કરવાનો તેણે પ્રયાસ કર્યો. પ્રથમ સરળ ભાવે અને પછી

સહજ ભાવે અને છેવટે પ્રેમભાવે ભૂપતસિંહ તેનો બની ગયો. તેણે ભૂપતસિંહમાં પ્રિયતમનાં દર્શન કર્યાં. ભૂપતસિંહે તેનામાં પ્રેયસીનાં દર્શન કર્યાં. એક બીજાના આધારે તેમણે પ્રણયસાગરમાં તરવાની મહેચ્છાઓ સેવી. સ્રીસુલભ મનોદશા ધરાવતી નંદાએ જ્યારે ભંકોડાની ઠકરાત દેખાડવાનો ભૂપતસિંહને આગ્રહ કર્યો ત્યારે 'પ્રેમમાં આગ્રહ ન હોય, કેવળ બન્ને પક્ષની ઇચ્છાએ જ કામ થાય,' કહી તેના આગ્રહને ભૂપતસિંહે અવગણ્યો હતો. નંદાને તે વાતનું દુઃખ હતું, પણ ભૂપતસિંહની મધુર વાણી અને પ્રેમમાં ફના થઇ જવાની હરદમની તૈયારી જોઇ તેનો ભૂપતસિંહ પ્રત્યેનો આદર વિશેષ ગાઢ રૂપ લેતો. મેનાબા અડચણ રૂપ ન હોત તો આજે પોતે ભંકોડાની ઠકરાતની સ્વામિની હોત, પણ શામાટે મેનાબા વચ્ચે આવતી હતી, તે તેને સમજાતું ન હતું.

'પ્રેમમાં આગ્રહ ન હોય. કેવળ બન્ને પક્ષની ઇચ્છાએ જ કામ થાય.' એ સૂત્ર ભૂપતસિંહને મોઢે બોલાવનાર પણ મેનાબા જ હતી. મેનાબાનું કેટલુંક વર્તન નંદાને વિચિત્ર લાગતું. વળી ભૂપતસિંહ તરફની તેની લાગણીઓ તો નંદાને સાવ વિચિત્ર લાગતી. તે પૂરું સમજતી ન હતી અને ન સમજાતું પૂછવા જેટલી હિંમત પણ તે કેળવી શકી ન હતી એટલે ભૂપતસિંહ તરફની મેનાબાની વિચિત્ર ભાવના તેના દિલમાં કોયડારૂપ રમતી હતી.

તેમાં વળી પોતાને ટેલભટ્ટને ત્યાં મૂકી મેનાબા ચાલી ગઇ. સાથે કોણ હશે? ભૂપતસિંહ જ તો? બીજું કોણ હોય? ત્યારે ભૂપતસિંહની સાથે જવા ખાતર મેનાબા તેને ટેલભટ્ટને ત્યાં છોડી ગઇ હતી? ભૂપતસિંહ સાથે તેને એવો કયો ગાઢ સંબંધ હશે કે તે તેને સાચવે? પોતે મેનાને ભૂપતસિંહ ઓળખાવ્યો હતો, એ જૂનો પ્રસંગ યાદ કરતાં તેણે મનને મનાવવા પ્રયત્ન કર્યો કે, તે પહેલાં ભૂપતસિંહને અને મેનાને કોઇ ઓળખાણ ન હતું. પોતાની મારફત થએલી ઓળખાણનો મેનાબા અનુચિત લાભ ઉઠાવે નહિ અને ભૂપતસિંહ તેને પ્રોત્સાહન આપે નહિ. ત્યારે કયા ગૂઢ કારણે તે બન્નેએ સાથે કડી

છોડયું હશે ? પોતાને સાથે કેમ નહિ રાખી હોય ? ક્યાં જવા ધાર્યું હશે ? શું કરવા ધાર્યું હશે ?

'અરે !' એક વિચાર નંદાનાં હૃદયમાંથી વીજળીની ઝડપે પસાર થઇ ગયો અને તે બોલી ઉઠી. 'રાજ સામેનું કોઇ કાવતરું તો નહિ હોય ?'

ગઇ કાલની ભૂપતસિંહ સાથેની વાતચીત ઉપરથી તેના એ શકને પુષ્ટિ મળી. પોતે તો તે કાવતરામાં ભળવાની ચોખ્ખી ના પાડી હતી અને એ કારણે જ ભૂપતસિંહના તલસતા દિલને તેણે 'જાકારો' દીધો હતો. મેનાબાએ તેને એ બાબતમાં મદદ કરવા તૈયારી બતાવી હોય અને એ કારણે જ બન્નેનું ગામતરું હોય તો ? તો બનવા જોગ હતું કે તેમાં ભૂપતસિંહ નંદાનો સાથ ન સ્વીકારે.

'ગમે તેમ હોય.' તેણે મુંઝાતા દિલને મનાવવા પ્રયત્ન કર્યો પણ એ મન માને તેમ ન હતું. તેને તેની મેનાબા તરફ તિરસ્કાર આવ્યો. કંઠી અને તેના રાજાને બેવફા નીવડવા જેટલી હદે જનાર નારી તેના દિલમાંથી સાવ ઉતરી ગઇ. અને ભૂપતસિંહ ? રાષ્ટ્ર રાષ્ટ્રની સામે, રાજા રાજાની સામે દાવપેચ ખેલે તે બધા તેને ક્ષમ્ય લાગ્યા. ભૂપતસિંહને અધમ ગણવા જેટલી હદે તેનું માનસિક પરિવર્તન થયું ન હતું !

'જો બહેન ! સામે ગોખલામાં દાતણ છે. હવે ઝટ કર. દિવસ ક્યારનો ઉગી ગયો છે.' જીવકોર ભટ્ટાણીએ નંદાને તેના વિચારોમાંથી પાછી બોલાવતાં કહ્યું.

'હા,' કહેતી ચિત્તને સ્વસ્થ કરતી નંદા ઊઠી.

'અને જો સામેની ઓરડીમાં તારે જોઇતી બધી ચીજો ટેલભટ્ટે મૂકી હશે. ખૂટતું કરતું માગી લેજે.' કહી ભટ્ટાણીએ નંદાને ઓરડી બતાવી પોતાનું ઘર છોડી ત્યાં રહેવા જવાનો પરોક્ષ આદેશ દીધો.

'ભલે,' કહેતી સમજુ નંદા ઓરડીમાં ગઇ.

જીવનમાં અનેક વખત અને અનેક સ્થળે ઘરવખરી વસાવી ચુકેલા ટેલભટ્ટની નજર બહાર કંઇ હોય ખરું ?

એકલી નંદાને ઓરડીમાં ગમ્યું નહિ. એકલતા તેને મુંઝવવા લાગી. ફરીથી તે જીવકોરના ઘરમાં ગઇ. જીવકોરે તેને આવતી જોઇને જ પૂછ્યું. 'કેમ આવી ?'

'અરે, કાકી ! જુઓને, મને તો જરાએ ગમતું નથી.' નંદાએ કહ્યું.

'એ તો બહેન ! થોડા દિવસ નિભાવી લે. પછી તો તારી બા આવી તને લઇ જશે.'

'મેનાબા આવશે ખરાં ?'

'કેમ નહિ આવે ? એ મને કહી ગયાં છે કે, ડેકાણું પડશે કે, તરત જ નંદાને લઇ જઇશ." ભટ્ટાણીએ કહ્યું.

'હં...' વિચાર કરતી નંદા બોલી. તેને લાગ્યું કે મેનાબા કોઇ રમત રમવા ગઇ હતી અને તે રમત પૂરી થતાં આવીને પોતાને લઇ જશે અથવા એ રમતનું એકાદ પ્યાદું બનાવવા પોતાને લઇ જશે. નંદાને મેનાના સ્વાર્થની ગંધ આવી. તેણે મેના તેડવા આવે છતાં ન જવાનો માનસિક નિર્ણય કર્યો પણ તેથી કાંઇ તેની માનસિક વ્યથા ઘટી નહિ પણ વધી.

ટેલભટ્ટને આવવાનો વખત થયો ત્યારે જીવકોર ભટ્ટાણીએ રસોઇની તૈયારી કરવા માંડી. નંદાને હજુ પણ શૂન્ય મનસ્ક હરતી ફરતી અને ઉભી રહેતી જોઇ ભટ્ટાણીએ તેને કહ્યું. 'હવે કંઇક રાંધવાનું કરવા માંડ. બપોર થશે અને ભૂખ લાગશે. મા તો આજે નહિ ને બે દહાડા પછી આવશે."

પણ નંદાની વિચારમાળામાં રમતી મનોવ્યથા દૂર ન થઇ. તેણે ન રાંધ્યું કે ન ખાવાનો ઇરાદો રાખ્યો.

બપોર થયા. જીવરામ ટેલભટ્ટ કડી શહેરમાં ટેલ નાખી પંચ-કણીનો લોટ અને સપ્તધાનની ઝોળીઓ ભરી લાવ્યા. નંદાને બારણામાં જોઇને હસતે અવાજે બોલ્યા. 'કેમ નંદા બેન ! ફાવે છે તો ખરું ને ?'

'કેમ નહિ ભટ્ટકાકા ?" કહેતી નંદા હસી પડી, પણ તેના હાસ્યમાં ફીકાપણું હતું–દર્દ હતું.

ટેલભટ્ટની નજર બહાર એવી દેખીતી વાત તો રહે જ શાની?

'અહીં ન ગમ્યું બેન?' તેમણે પૂછ્યું.

'નારે, કોણુ કહે છે?'

'તમારું મોઢું કહે છે.' ટેલભટ્ટે ચોખવટ કરી.

'એ તો જરા ઉદાસીનતા લાગે જ ને?' નંદાએ ધાર્યું કે પોતાના આ જવાબથી માથી વિખૂટી પડેલી દીકરીની વ્યથા કલ્પી ભટ્ટજી શાન્ત થઇ જશે. પણુ ટેલભટ્ટ એવું કલ્પે ખરા?

ભૂપતસિંહ અને નંદાના સંબંધની મેનાએ તેમને સ્પષ્ટતા કરી દીધી હતી એટલે તેમણે તો એમ જ માન્યું કે, મલ્હારરાવ ભંકોડા ભાંગવા જાય છે તેની એ ઉદાસીનતા હતી.

'બેન! ચિન્તા કરશો નહિ. તમે હજુ ભાગ્યશાળી છો.' ખુશ ખબર આપવાનાં પગરણુ માંડતાં ટેલભટ્ટ બોલ્યા.

'કેમ?'

'મહારાજે માંડી વાળ્યું.'

'શું?' ન સમજતાં નંદા બોલી.

'તમારા ભંકોડા ઉપર મહારાજ આજે નહિ જાય.' ટેલભટ્ટે ચોખવટ કરી.

'એમ?' નંદા એટલું જ બોલી. તેના દિલમાં ટેલભટ્ટ માટે પોતાની ઉદાસીનતા તરફ સહાનુભૂતિથી જોવા બદલ માન ઉત્પન્ન થયું. તેમનું અનુમાન ખોટું હતું, એમ તેમને કહેવાનું નંદાએ યોગ્ય ન ધાર્યું.

---

## પ્રકરણુ ૨૦ મું દારૂડિયાઓની દુનિયામાં

મહારાજના હુકમને માન આપવાના હેતુથી બપોર સુધીમાં હનુમન્તરાવે બે વખત મેનાના ઘેર માણુસો મોકલી તપાસ કરાવી પણુ શામળ કદુ ઘેર ન હતો. તેના જૂના ઘેર તપાસ કરતાં ત્યાં પણુ ન હતો. જૂના ઘરના પાડોશીઓ પાસેથી વિશેષમાં એટલું જાણુવા મળ્યુ કે, તે જ્યાં રહેતો હશે ત્યાં રાતે તો જરૂર આવશે. દિવસ આખો ગુજ-

રાનની શોધમાં ફરતો શામળ કદુ રાતે તેના દારુડિયા મિત્રોની મિજલસ કરતો. આ સમાચારથી હનુમન્તને સાંજ સુધી ટકી જવાનું યોગ્ય લાગ્યું.

શહેર આખામાં મલ્હારરાવની ભંકોડા પરની સ્વારીની વાતો ગવાઇ રહી હતી. કોઇ કહેતું; 'ભંકોડા બે કલાક સુધી પણ મારો સહન નહિ કરે.' કોઇ કહેતું; 'ભૂપતસિંહ સંતાઇને લડશે.' કોઇ કહેતું; 'તેના બળ સામે મહારાજનું બળ કદાચ ઉતરતું પણ હોય.' ત્યારે કોઇ કહેતું; 'ભંકોડા તો વહેલું ભાંગી ગયું.' સત્ય અસત્યની સરાણે એ સૂત્રો ચડાવી શકાય તેમ ન હતું, કારણ કે તે બધી બીન જવાબદાર ઉક્તિઓ હતી અને બીન જવાબદાર વ્યક્તિઓ તે ઉચ્ચારતી હતી. ગમે તેમ હોય પણ કડીનું વાતાવરણ ગરમાગરમ હતું. પ્રજા હૃદયના લોહીમાં ધબકારા વધી રહ્યા હતા. શહેરનો મોટો ભાગ મહારાજની ફતેહ ઇચ્છતો હતો. કેટલાક નપાવટ લોકોને બાદ કરતાં બધા મહારાજનું સારું બોલતા હતા.

સૂર્ય અસ્તાચળે ગયો–અદૃષ્ય થયો. મંદિરોમાં ઘંટાનાદ થયા. ખેડૂતો સીમ ભણીથી ગામ ભણી વળવા માંડયા. વ્યાપારી લોકો વ્યાપાર વધારવાની ત્રેવડમાં પડયા. રાજ કચેરીઓએ ચોકી કરતા રાજસેવકો સાવધાન બન્યા. સુખદુઃખનાં સાથી જેવાં ચકવાક જોડાં વિયોગી બન્યાં ત્યારે શામળ કદુએ શહેરમાં પ્રવેશ કર્યો. તે એકલો ન હતો, સાથે ચાર જણા હતા. દરેકના હાથમાં કપડે વીંટી કોઇ વસ્તુ હતી.

'કેમ છે રંગલા?' કહેતાં શામળ કદુએ દરવાન તરફ એક કાંકરી ફેંકી એક આંખ મીંચી.

'અલ્યા! કદુ કે?' ઉભા થતાં દરવાને કહ્યું.

'હા હા, કદુના તદુ!' કહેતો શામળ ખડખડાટ હસી પડયો.

'અલ્યા! કાલે કયાં ગયો'તો?' દરવાને પૂછ્યું.

'એટમજીની દાઢ સળકી હશે!' પોતાના મિત્રો તરફ મ્હોં કરી કદુ બોલ્યો.

'આજ લાવ્યો છે?' દરવાને પૂછ્યું.

'રોજ રોજ તને આપું? સાળા ભિખારીને દમડી ખરચવી નથી ને પદમણી જોઇએ છે.' હસતાં હસતાં કદુ બોલ્યો.

'પૈસાની હું ના પાડું છું?'

'તો આવજેને મેનાના ઘેર.' કદુ બોલ્યો.

'ત્યાં શું છે?'

'આ છેલ બટાઉ એ ઘરમાં રહેવા ગયા છે.' એક મિત્રે ખુલાસો કર્યો.

'એમ? અચ્છો શિકાર પાડયો લાગે છે. અલ્યા! પેલી નંદા પણ ત્યાં હશે?' દરવાને પૃચ્છા કરી.

'બેટા! માગે તેને મુક્તાફળ મળે પણ ભીખને માથે ભઠ્ઠ.' કદુએ કહ્યું.

'એટલે?' દરવાને પૂછયું.

'મેં કહ્યું હોત તો નંદાને મુકીને મેના જાત; પણ એ ભીખ માગે, કોણ માગે? આપણે ક્યાં તોટો છે?'

'મેના ક્યાં ગઈ?'

'તારે એનું પગેરું લેવું છે?' કદુએ કહ્યું.

'ત્યારે તો સાલા તું તો વાંઢો ને વાંઢો રહ્યો. ઘરનું નામ મેનાનું ઘર અને ઘરમાં જોઈએ તો તું એકલો.'

'આપણે તો ફક્કડ રહેવાના.'

'એકલા ફક્કડ નહિ અક્કડ પણ ખરા.' એક મિત્રે પૂર્તિ કરી.

'આવજે, આવજે, મેનાને ઘેર.' દરવાનને આમંત્રણ આપતો કદુ ચાલ્યો. સાથે તેના મિત્રો પણ ચાલ્યા.

'અહીં આપતો જાને.' દરવાને માગણી કરી.

'તારે માટે જ નથી લાવ્યો.' કદુના શબ્દો દૂરથી સંભળાયા.

શામળ કદુ તેના મિત્રો સાથે ઘેર આવ્યો. ઘર ઉઘાડયું અને મેડીએ જઈ દીવો સળગાવ્યો. છેલ્લા દાખલ થનાર મિત્રે અંદરથી બારણું બંધ કરી દીધું.

'અલ્યા! મેના આવી લાગે છે. એક જણે દીવો થતાં ઘરનું રૂપ જોઈને કહ્યું.

'જા જા હવે, પીધા પહેલાં ચઢયો કે શું?' બીજાએ કહ્યું.

'આપણે ગયા ત્યારે પેલો વાંસ અહીં પડયો હતો.'

'તારું ફૂટી ગયું લાગે છે.' બીજાએ કહ્યું.

'અલ્યા એ! બધાએ બોલતા બંધ થાઓ. મેના હશે તો વચલા ઓરડામાંથી હું પકડી લાવું છું.' કદુએ કહયું અને વચલો ઓરડો ઉઘાડવા ગયો.

કદુ સાચેજ મેનાને પકડવા જતો હશે, એમ માની ચારે જણા તેની સાથે થયા. બારણું ઉઘડયું અને હવા જોરથી ચાલી. પાછળના બારણાની બારી ખુલ્લી હતી અને વચલા ઓરડા સાથે જોડાતું તેનું બારણું પણ ખુલ્લું હતું.

'એ...મેના ગઇ!' કદુએ લહેકા સાથે કહ્યું.

'ક્યાં?' ચારે જણા બોલતાં હસી પડયા.

'પવન લઇ ગયો. જોયું નહિ પેલી બારી ઉઘાડી છે તે?' કદુએ લાંબો હાથ કરી બારી બતાવતાં કહ્યું.

'હત સાલા કદુ! અમને પણ છેતરે છે?'

'તમને કોણ તમારો બાપ છેતરે છે? તાળાબંધ ઘરમાંથી મેના લેવી છે? સાળાઓ અક્કલ ક્યાં વેચી આવ્યા છો?' કદુએ બધાંને એક સાથે ખખડાવ્યા.

કદુ પાછળના ખંડનું બારણું બંધ કરી આગળના ખંડમાં આવ્યો. બધાએ તેનું અનુકરણ કર્યું.

'બેટા કદુ! હવે તો ભૂખ લાગી છે.'

'તારા બાપે અહીં માલ દાટયો હશે તે બેટા કદુ તને કાઢી દેશે.' કદુએ માથામાં વાગે એવો જવાબ આપ્યો.

'નહિ ખવડાવે, બેટા કદુ?'

'ગણેશ ગોટલી! આજ બોલ્યો, તે બોલ્યો. હવે પછી બોલીશ તો આમળ કદુ સાથે કામ છે, તે યાદ રાખજે.' કદુએ આંખ ફેરવતાં કહ્યું.

'લડશો નહિ, લડશો નહિ, લાડુ માટે લડશો નહિ. લાડુ બનાવે રમતા રામ, (પણ) સુરા ચઢાવીશું દસ જામ.' રમતારામે લડતા મિત્રોને મનાવતાં કહ્યું.

'રમતારામની કાકી ન જોઈ હોય તો. લાવ્યો છે ગોળ, ઘઉં ને ઘઉંનો લોટ?' એક મિત્ર વચ્ચે પડયો.

'એ તો થવાનું હશે તો થશે, પણ પેલું સંતાડી લાવ્યા છો એ તો બહાર કાઢો.'

'પહેલાં પાંચ વાટકા લાવો.' એક જણુ બોલ્યો. બીજો ઉઠી વાટકા શોધવામાં પડયો. ત્રીજો દરેકની પાસે સંતાડેલાં ભરેલાં માટીનાં વાસણો ભેગા કરવા માંડયો.

'આજ તો મજા આવશે.' પેલો વાટકા લાવનાર બોલ્યો.

'કેમ?'

'નંદા અને મેનાએ વાપરેલા વાટકા આપણે વાપરીશું.'

'અલ્યા! નંદાને તો મેં આજ સવારે જોઈતી.' ગણેશ ગોટલી બોલ્યો.

'હોય નહિ. નંદાને મૂકીને મેના કદિ ન જાય.' કદુએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

'સાચું કહું છું; જીવરામ ટેલભટના બારણામાં તે ઉભી હતી.'

'નંદા ન હોય.'

'ખરેખર એ જ નંદા.'

'તો મેના પણ કડીમાં જ હોવી જોઈએ.' કદુએ કહ્યું.

'તે હું નથી જાણતો.' ગોટલીએ કહ્યું.

'બેટા ગોટલી! તું કયા દહાડે સાચું બોલે છે?' પેલા રમતારામે કહ્યું.

'વરસમાં એકાદ વખત તો જરૂર.' ગોટલીએ ઉત્તર આપ્યો.

વાટકાઓમાં વાસણોમાંનો પ્રવાહી રેડાવા માંડયો. દીવાના ઝાંખા તેજમાં એક બીજાને તે આપતા જાય ને પીતા જાય. પેટમાં પ્રવાહી પહોંચ્યો અને બધા રંગતે ચઢયાં.

હજુ ન આવ્યું.' ગોટલીએ કહ્યું.

'દરવાજો બંધ કરીને આવશે. હજુ તો પહેલો પહોર ચાલે છે. કદુએ જવાબ આપ્યો.

'અલ્યા રમતારામ! ચૂલો સળગાવ.' ગોટલી બોલ્યો.

'નહિ સળગાવું તો તારા બાપનું શું જશે ?' રમતારામ બોલ્યો.

'અલ્યા કદુ! જો તારો રામ રસોડું સંભાળવાની ના પાડે છે.'

'એ તે તારી રાંધનારી છે ?' કદુએ સામેથી પૂછ્યું.

'જીભ સંભાળીને બોલજે હોં કદુ! નહિતર રમતારામ સાથે પાનું પડયું છે.' રમતારામે 'રાંધનારી' સામે વિરોધ દર્શાવ્યો.

'પાનું ઉથલાવી નાખતાં આવડે છે.' કદુ બોલ્યો.

'જોજે ત્યારે,' કહેતો રમતારામ ઉઠયો અને 'સાલી વરણસંકરની જાત, ન સમજે આમ કે ન સમજે તેમ. એક ઝાલી પૂછડી છોડે જ નહીં' રમતારામે કદુને પગની લાત મારી. કદુ ઉભો થવા જતાં લથડયો, પણ પડતાં પહેલાં ભીંતનો ટેકો લઇ સ્થિર થયો.

'મા...મારા ઘ...ઘરમાં મ...મને મારે છે ? ગો–ગોટલી ગો–ગોળી ચલાવ.' દારુના ઘેનમાં કદુએ ગણેશ ગોટલીને ગોળી છોડવાનો હુકમ આપ્યો.

'બારણું ઉઘાડો.' બહારથી અવાજ આવ્યો. બધા દારુના ઘેનમાં હતા. દરેકની જીભ બોલતાં અટકતી હતી.

'કો–કોણ ?' રમતારામે પૂછ્યું.

'બારણું ઉઘાડો.' અવાજ ભારે હતો, સત્તાભર્યો હતો. પાંચે જણા દબાઇ ગયા. શું કરવું ? એ કોઇને ન સૂઝ્યું. 'બારણું ઉઘાડો.' ફરીથી બહારથી એ જ સત્તાભર્યો અવાજ આવ્યો, પણ અહીં તો બધાઓના મોતિયા મરી ગયા હતા. ન હાલે ન ચાલે.

બહારથી બારણું ખખડયું, ધણધણ્યું. એક લાત, બે લાત, ત્રણ લાત અને બારણું ઉઘડી ગયું. મેડીપરના પાંચે દારુડિયાનાં શરીરરૂપી ખોળિયાંના કોઇ અગોચર ખૂણામાં સંતાઇ જવા તેમના આત્મા ચાલ્યા ગયા.

'ઉપર કોણ છે ?'ના સત્તાવાહી અવાજને જવાબ આપવાની ઉપરથી કોઇએ હિંમત ન કરી.

ચારેક રાજસેવકો જેવા લાગતા માણસો ઉપર ચઢયા. પાંચે દારુડિયા એક બીજાથી સંતાવાની પેરવી કરતા કુંડાળાના આકારે બેઠા હતા.

'શામળ કદુ કોણ છે ?' સત્તાવાહી અવાજ ફરી ગાજ્યો.

શામળે ઉંચું જોયું.

'તું ?'

શામળ ન બોલ્યો.

'એ શામળ કદુ છે.' ગણેશ ગોટલીએ ઓળખાણ આપી.

રાજસેવક કદુનો કાન પકડી ચાલતા થયા. કદુ સિવાય કદુના મિત્રો એનાના ઘરમાં ઘડી પણ ટકે ?

રાત્રે મોડા કદુનો ટદુ કહેવાતો દરવાન આવ્યો, પણ બહારની સાંકળ જોઈ નિરાશ થઇ પાછો ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૧ મું. ભંકોડા ભાંગ્યું !

ભંકોડા દૂરથી દેખાયું અને મલ્હારરાવે સૈન્યને થોભાવી દીધું. તેની અજાયબીનો પાર ન હતો. કાપણીની મોસમ હજુ ચાલતી હતી, છતાં ભંકોડાની સીમ ઉજ્જડ હતી. ખાલી ખેતરો નાખી નજરે અડવાં લાગતાં હતાં.

ખાલી ખેતરોમાં તેણે પડાવની તૈયારી કરવા હુકમ આપ્યો, પણ સૈન્ય તરફથી વીનવણી કરવામાં આવી કે, ગમે તેવા સંજોગો હશે છતાં ભંકોડા અને તેના ઠાકોરને પહોંચી વળાશે. મલ્હારરાવને પણ તેની ખાત્રી હતી છતાં અજાયબી તો એ હતી કે સીમ ખાલી હતી. તેનો વિચાર ભંકોડાથી દૂર રહી ભંકોડામાં ચાલતી રમત જાણી લેવાનો હતો. સૈન્યે તેનો વિરોધ કર્યો. શક્તિ અને સંખ્યાનો ખ્યાલ કરતાં મલ્હારરાવે જોયું કે, સૈન્યને ખુશ કરવામાં કાંઇ જોખમ ન હતું એટલે તેણે વિના પડાવે ભંકોડા પર સીધા જવાની આજ્ઞા ચાલુ રાખી.

પોતાનું ધાર્યું થયાથી સૈન્યના માણસો ખુશ થયા. હોંકારા કરતા અને બૂમબરાડા મારતા સૈનિકો ભંકોડાની ભાગોળ સુધી આવ્યા, પણ તેમને કોઇ માણસનો ભેટો ન થયો કે કોઇ માણસ તેમને જોઇ નાસતુ

ન જણાયું. જાણે નિર્જન ભુમિ પર પ્રયાણુ કરતું હોય તેમ સૈન્ય આગળ વધતું હતું.

મલ્હારરાવનું આશ્ચર્ય વધ્યું, સાથે મુંઝવણુ પણ થઇ આવી. 'સાચે જ ભંકોડા ખાલી દેખાતું હતું કે, પછી ભૂપતસિંહનું કોઇ કાવત્રુ હતું?" તેના દિલમાં અંદેશ જાગ્યો.

'થોભી જાઓ.' પોતાનો ઘોડો રોકતાં તેણે સૈન્યને આદેશ આપ્યો.

કૂચ કરતું સૈન્ય ભંકોડાને પાદરે એકાએક થંભી ગયું. પગપાળા અને ઘોડેસ્વાર એક સાથે અટકી ગયા. પાછળ તોપને ખેંચી લાવતા ગાડાને આગળ લાવવાનો મલ્હારરાવે હુકમ કર્યો.

'અને બંદૂકો તૈયાર કરો.' બીજો હુકમ છોડતાં તે બોલ્યો.

તોપ ખેંચાઇ આવી. બળદોને છોડી દીધા. ગોલંદાજો તોપની તૈયારી કરતા રહ્યા તે દરમ્યાન મલ્હારરાવની નજર ભંકોડાની શેરીએ શેરી તરફ ફરી વળી. કોઇ તરફથી કોઇ માનવી, કોઇ તરફથી કોઇ અવાજ કે કાવત્રાની ગંધ આવે છે?...પણુ મલ્હારરાવ એ બાબતની સ્પષ્ટતા મેળવવામાં નિષ્ફળ ગયો.

તોપ તૈયાર થઇ.

'પેલા મોટા મકાન તરફ મોઢું રાખી ગોળો ફેંકો." રાજાએ હુકમ કર્યો.

ગોળો છૂટયો 'ધૂડૂમ' અવાજ થયો અને વૃદ્ધની જર્જરિત કાયા ધ્રુજીને પડી જાય તેમ પેલું વિશાળ મકાન આંચકાથી ધ્રુજતું, ખળ ભળીને પડી ગયું.

પાંચેક મિનિટ સુધી વિનાશક મૌન છવાયું. ભંકોડાની શાન્તિ અખંડ હોય તેમ લાગ્યું. કોઇ માનવી કે ઢોર નજરે ન પડયું. દૂર દૂર શેરીઓમાં કૂતરાંઓનું ભસવું ગામ સજીવ હોવાની ખાત્રી આપી રહ્યું હતું.

'બીજો ગોળો તૈયાર કરો.' મલ્હારરાવે હુકમ છોડયો.

'જી હજુર.' ગોલંદાજોએ કામ શરુ કરતાં કહ્યું.

'પચીસ બંદૂકધારી મારી સાથે ચાલો.' બીજો હુકમ થયો. બંદૂકધારીઓની પાંચપાંચની એક એક એવી પ્રથમની પાંચ લાઇનો આગળ વધી.

બંદૂકધારી સૈનિકોને મોખરે રહી મલ્હારરાવ આગળ વધ્યો. શેરીએ શેરીએ ફરી તેણે બંદૂકના અવાજો કર્યા કરાવ્યા, પણ વ્યર્થ. માનવી નામે ભંકોડામાં ન હતું. ફરતા ફરતા તેઓ ભૂપતસિંહની ડેલીએ આવી પહોંચ્યા.

"અહીં તો કોઇ હશે જ.' મલ્હારરાવને ખાત્રી હતી.

'બંદૂક ફોડું?' એક સૈનિકે પૂછ્યું.

'ના, એક સામટા પચીસ અવાજ કરો." મલ્હારરાવના શબ્દો ગાજ્યા.

'અને મહારાજ! એ અવાજના જવાબમાં અંદરથી કોઇ બહાર દોડી આવશે તો આપણે શું કરીશું?' એકે સમયસૂચકતા દર્શાવતાં કહ્યું.

'આપણે?' વિચારમાં પડતાં મલ્હારરાવે પોતાના પોશાક તરફ જોયું.

'બીજાં હથિયાર શા કામમાં આવશે?' પણ એ જવાબ દેતાં તેને ખાત્રી થઇ કે, એક સેનાપતિમાં હોવી જોઇએ તેટલી કુશળતા તેનામાં ન હતી.

જામગરીઓ ચંપાઇ ગઇ અને એક સામટા પચીસ અવાજ એકરૂપ બની ગામ ગજવી ગયા. ઠાકોરની ડેલીના બંધ દ્વાર પર પચીસ ગોળીનાં નિશાન લાગી ગયાં; પણ દ્વાર ન ઉઘડયાં તે ન ઉઘડયાં.

મલ્હારરાવે ઘોડેથી ઉતરી દ્વાર પાસે જઇ તે ઉઘાડવા બનતો પ્રયાસ કર્યો, પણ વજ્રનું હોય તેમ તે દ્વાર જરાપણ હાલ્યું નહિ. દ્વાર અંદરથી બંધ હતું એટલે કોઇક તો અંદર હોવું જ જોઇએ એ શંકાએ મલ્હારરાવને ઘેરી લીધો. તેણે સૈનિકોને નજીક બોલાવી બારણું તોડવા હુકમ આપ્યો.

'મહારાજ! આ તો ન તૂટે.' એક સૈનિકે કહ્યું.

'કેમ?'

'તેની બનાવટ જ એવી છે.'

'ત્યારે શી રીતે ખુલે?'

'તોપથી તોડી નાખી શકાશે.'

'બોલાવો ગોલંદાજોને.' રાજાના મુખમાંથી હુકમ નીકળ્યો અને એક સૈનિક તેનું પાલન કરવા દોડ્યો.

દ્વાર તોડવાની યુક્તિ શોધતો મલ્હારરાવ દ્વાર આગળ જ ઉભો રહ્યો. મકાનની બાંધણી એટલી મોહક હતી કે મલ્હારરાવ મહેમાન બનીને આવ્યો હોત તો મોહથી જોઇ જ રહેત; પણ અત્યારે તો તે દુશ્મનની રીતે દુશ્મનની ઇમારતનું સૌંદર્ય જોઇ રહ્યો હતો.

સુંદર રંગભર્યાં રસપૂર્ણ ચિત્રો અત્યારે તેની ઇર્ષ્યામાં વધારો કરતાં હતાં. તેનાથી બોલાઇ ગયું. 'આ બંધાવતાં ખબર નહિ હોય કે એક દિવસ મલ્હારરાવ આવશે?' એટલું બોલી તેણે દાંત કચકચાવ્યા.

થોડી વારમાંજ તોપનું ગાડું ખેંચાઇ આવ્યું. બરાબર ગોઠવી ગોળો ફેંકાયો. 'ધૂડૂમ' અવાજ સાથે જ બારણું તૂટયું અને ઠાકોરની ડેલી હતી નહતી જેવી અવસ્થાને પ્રાપ્ત થઇ ગઇ.

મલ્હારરાવ હસ્યો, કોઇ સુંદર ચિત્રને ફાડી નાખી બાળક હસે તેમ. તોપનો અવાજ સાંભળી પાદરે ઉભેલું સૈન્ય ગામમાં આવ્યું અને એવી રીતે મલ્હારરાવ લાવેલો તે સઘળું સૈન્ય ભંકોડાના ઠાકોરની ડેલી આગળ એકઠું થઇ ગયું.

હવે શું કરવું, તે મલ્હારરાવને સૂઝતું નહતું. લડનાર તૈયાર હતો પણ લડત આપનાર કોઇ નહતું.

'ભંકોડાને પાદર બોલાવી છેવટે આવી જ મહેમાનગિરિ ભૂપતસિંહે કરી! ઠાકરડા તે રાજપૂત બને ખરા!' મનને ખુશ કરતો મલ્હારરાવ બોલ્યો. વિજયથી ઉત્પન્ન થતા હર્ષથી છલકાતે હૈયે તેણે આસપાસ નજર ફેંકી.

'ઓહો! હજુ તો ઘણાં સુંદર મકાનો બાકી છે ને!' હસતાં હસતાં તેણે કહ્યું. કોઇ ન બોલ્યું.

'ગોલંદાજ! ગોળા તો પહોંચે તેમ છે ને?'

'જોઇએ તેટલા મહારાજ!'

'ત્યારે વિજયની ખુશાલીમાં બધા ગોળા અહીં જ વરસાવો અને આ સુંદર દેખાતાં મકાનોમાંથી એક પણ બચે નહિ તેટલી કાળજી રાખી કામ કરો.'

હુકમનો અમલ શરુ થયો. એક પછી એક મકાનો ભૂમિશાયી બનવા માંડયાં. મલ્હારરાવ અને તેના સૈનિકો સળગતી હોળી તરફ જોઇ રહ્યા હોય તેમ એ ભૂમિશાયી થતી સુંદર ઇમારતો તરફ જોઇ રહ્યા હતા. મલ્હારરાવના દિલમાં હર્ષ હતો. વૈરતૃપ્તિનો આનંદ હતો. સૈનિકોને સંતોષ હતો. વગર પ્રયત્ને ભંકોડા ભૂમિશાયી બનતું હતું. ગોલંદાજો પોતાના કાર્યમાં મશગુલ હતા.

'અરે, સામેથી કોણ આવે છે?' એક સૈનિકે દૂરથી આવતા એક માણસ તરફ અંગુલિનિર્દેશ કરતાં કહ્યું.

'વાહ! આ નિર્જન ગામમાં વળી માનવી ક્યાંથી ફૂટી નીકળ્યું?' બીજાએ મશ્કરીમાં કહ્યું.

આવનાર વધુ નજીક આવ્યો.

બધાઓની કૌતુકભરી નજર તેના તરફ ગઇ.

આવનાર કોઇ બારોટ હતો.

'કડીના મલ્હારરાવ! જોયું ને ભંકોડા?' તેણે મલ્હારરાવને પૂછ્યું.

'તું કોણ છે?' મલ્હારરાવે તેને સામું પૂછ્યું.

'હું? હું ભંકોડાનો એક બારોટ છું અને તને કહેવા આવ્યો છું બાપ! કે ભંકોડાના માનવીએ જે દિ' અત્યારે જોયા તે તું હવે જોજે.'

'શું?'

'ગામતરાં, બાપ! ગામતરાં. ઘરબાર છોડી ચાલી ગયેલી રૈયતનાં ઓરડાં પડાવી નાખનાર આ દુનિયામાં તને જ જોયો બાપલા! અમે બારોટ લોકો તો ઠીક, પણ દુનિયા કે'શે કે મલ્હારરાવની હથિયારબંધ સેના સામે ભંકોડાનાં ખાલી ઓરડાંનાં રોડાં લડયાં'તાં રોડાં!' બારોટે કહ્યું.

'બારોટ! જીભ લાંબી છે?' મલ્હારરાવે રોષમાં કહ્યું.

'હા, બાપ! અમારી – દેવીપુત્રોની જીભ લાંબી હોય છે. કાપી લેવી છે? એ પણ કરી લે બાપ! મનની મનમાં ન રહી જાય.' કહી જીભ કાઢતો બારોટ આગળ વધ્યો.

'આને ઉપાડી ગામ બહાર ફેંકી દઇ આવો. મારી સામે એ ન જોઇએ.' મલ્હારરાવે હુકમ કર્યો.

'હા, બાપ! તારી શરમ હું જોઇ જાઉં, એ તને કેમ ગમે? હું હારે આ ચાલ્યો બાપ! તું તારું સંભાળજે.' કહેતો બારોટ આવ્યો હતો તે રસ્તે ચાલ્યો ગયો.

મલ્હારરાવને ખરેખર શરમ થઇ આવી. સૈનિકોની આંખ પણ ઢળી ગઇ હતી. થયું હતું તે ન થયું થનાર ન હતું. પશ્ચાત્તાપનો એક સપાટો મલ્હારરાવના વેર ભૂખ્યા હૃદયની આગને ઠારી દઇને ચાલ્યો ગયો.

'બંધ કરો એ તોપ મારો.' તેણે ઢીલે મોઢે હુકમ આપ્યો.

'કડી તરફ પાછા ચાલો.' બીજો હુકમ છોડતાં તેણે સઘળા સૈનિકોને આજ્ઞા કરી.

ભંકોડા ભાંગી કડી તરફ જતા સૈન્યમાં સોવ નિરાશા છાયી રહી હતી.

---

## પ્રકરણ ૨૨ મું 'બીજો હરિશ્ચન્દ્ર!'

બારોટના શબ્દો મલ્હારરાવના દિલને ડંખતા હતા. ભંકોડાના ઠાકોરે કરેલી મૂક હાંસી તેના હૃદયમાં તીરની જેમ ભોંકાઇ ગઇ હતી. રાત્રિના અંધારાનો લાભ લઇ સૈન્યને તો કડી ભેગું કરી દીધું હતું; પણ પોતે બીજાઓને ભંકોડાના વિજય વિશે શું કહેશે?

થોડીક પળ ગઇ અને હનુમન્તરાવ મળવા આવ્યો. રાજાએ પોતાનું મોઢું દીવાના પ્રકાશથી વિરુદ્ધ દિશામાં રાખવા પ્રયાસ કર્યો, પણ લશ્કરી તાલિમ પામેલો અને છૂપાં કાવત્રાં શોધનાર સરકારી ખાતાનો ઉપરી એમ ભોળવાય ખરો?

'મહારાજ! મોઢું લેવાઇ ગયું લાગે છે.' વાતવાતમાં તેણે કહી દીધું.

'એ તો અમસ્તું જ. રસ્તાનો શ્રમ કાંઇ ઓછો નથી હોતો, પણ પેલા શામળ કદુનું શું થયું?'

'મહારાજ! તેને પકડી જેલ ભેગો કરી દીધો છે.' હનુમન્તે જવાબ આપ્યો અને મલ્હારરાવનું ધ્યાન, યુદ્ધની શરમનો શોક ભૂલી કદુએ કરેલા અપમાનનો બદલો લેવા તરફ વળ્યું.

'અત્યારે જ તેને અહીં હાજર કરો.'

હનુમન્તે સુમન્તને નિશાની આપી શામળ કદુને જેલમાંથી લઇ આવવા મોકલ્યો.

સુમન્ત શામળ કદુને લઇને આવ્યો ત્યાં સુધી બન્ને ભાઇ નિઃશબ્દ એક બીજાના મુખ તરફ જોતા બેસી રહ્યા.

શામળને મૂકીને સુમંત ગયો કે, મલ્હારરાવે હનુમન્ત સામે જોયું. હનુમન્ત રાજાનો ભાવ કળી ગયો. તે ઉઠયો અને દિવાન ખંડ ત્યજી બહાર ગયો. રાજા અને કદુ એ વિશાળ ઓરડામાં રહ્યા.

'શામળ! મેના કયાં ગઇ?' દીનભાવે હાથ જોડી ઉભેલા શામળને મલ્હારરાવે પૂછવાની શરુઆત કરી.

'મહારાજ! તે હું નથી જાણતો.'

'તેના ઘરમાં તું શી રીતે ઘૂસી ગયો?'

'મહારાજ! મેના મને ચાવી આપીને ગઇ હતી.'

'છતાં તે કયાં ગઇ તે તું નથી જાણતો?'

'ના, મહારાજ!' કદુએ એક જ જવાબ પકડી રાખ્યો.

'નંદા વિશે કંઇ જાણે છે?' રાજાએ પૂછયું અને કદુ વિચારમાં પડયો.

મેનાને અપાએલા કોલમાં નંદા વિષેની માહિતીનો સમાવેશ થતો નહતો, કારણ કે નંદાને સાથે લઇ જવાનું પોતાને કહી મેના તેને શહેરમાં જ મૂકી ગઇ હતી.

'કેમ કંઇ બોલ્યો નહિ? નંદા કયાં છે?' મલ્હારરાવને બંકોડા ખાવા ધાતું હતું. તેનું વેર બને તેટલું વાળી લેવા તે તત્પર હતો.

'સાંભળવા પ્રમાણે તે કડીમાં છે.'

'સાંભળવા પ્રમાણે એટલે તને સાચી માહિતી નથી?'

'ના, મહારાજ!'

'બોલ ત્હેં શું સાંભળ્યું છે?'

'જીવરામ ટેલભટ્ટને ત્યાં નંદા છે.'

'કોણે કહ્યું?'

'ગણેશ ગોટલીએ.'

'એ કોણ છે?'

'મારો મિત્ર.'

'તારો મિત્ર જાણી શક્યો, તે મેના તને ન જણાવી શકી? અજબ જેવી વાત છે કે ચાવી સોંપતાં તે તને એટલું પણ કહેતી નથી ગઇ?' રાજાએ અચંબો દર્શાવતાં કહ્યું.

'મહારાજ! એના જેવી અજબ સ્ત્રી મેં બીજી જોઇ નથી.' રાજાના અચંબાએ કદુની દીનતામાં ધટાડો કર્યો.

'તું એને ક્યારથી ઓળખે?' રાજાએ પૂછ્યું.

'મહારાજ! હું તેના ગામનો છું. તેના ધણીને મેં મારે હાથે મારી નાખ્યો હતો એટલું અમારું બેનું ઓળખાણ છે.'

'છતાં તે તને ઘરની ચાવી આપી ગઇ?'

'મહારાજ! તેને મારા શબ્દો ઉપર વિશ્વાસ છે.'

'તેં કદિ વચનભંગ કર્યો નથી?'

'મહારાજ! વચનભંગ પછી આ માથું ધડ પર હોય ત્હોયે શું અને ન હોય ત્હોયે શું?'

'વચનભંગ થયા પછી તું ધડ પર માથું ઇચ્છે ખરો?'

'કદિ નહિ મહારાજ! જેનો ઉપયોગ નથી તેને રાખીને શું કરવાનું?'

'બીજો હરિશ્ચન્દ્ર!' મશ્કરીમાં ઉડાવતાં મલ્હારરાવ બોલ્યો. કદુ બે હાથ જોડી ઉભો જ રહ્યો.

'નંદા કોની દીકરી?'

'તે હું નથી જાણતો, પણ મેનાની તો નહિ જ.' કદુ સાચું બોલતો હતો.

'મેના તને શું કામ સોંપીને ગઇ છે?'

'મહારાજ! આપ તે ન પૂછો તો સારું.'

'કહેવામાં વાંધો છે?'

'જરાએ નહિ; પણ તે જાણ્યા પછી આપ હસી પડશો.'

'કેમ?'

'મને તેનું ઘર સાચવવાનું કહી ગઇ છે!'

'અરે! તેના ઘરમાં એટલી પુંજી ભરી છે?' આશ્ચર્ય પામતાં મલ્હારરાવ બોલ્યો.

'એ તો એ જાણે, મહારાજ!'

'મારે એ ઘર લૂંટાવવું પડશે.'

કદુ ન બોલ્યો.

'કેમ નથી બોલતો? તારું વચન શી રીતે પાળીશ?'

'મહારાજ! હું નથી માનતો કે, આપ રૈયતનું ઘર લૂંટાવો.'

'જોજે, સવારે જ મેનાનું ઘર લૂંટાશે.'

'તે પહેલાં મેનાનું જોખમ મારગે થયું હશે.' નક્કી બનતાં સામળે કહ્યું.

'કોણ માર્ગે કરશે? તું તો જેલમાં હોઇશ.' મલ્હારરાવે કહ્યું.

'જેલનું બંધન કદુને તેની ઇચ્છા વિરુદ્ધ બાંધી શકતું નથી.'

મલ્હારરાવે જોયું કે, મ્હોંએ ચઢાવ્યો કદુ જક્કી બનતો જતો હતો.

'તારા ઉપર સારા માણસોને ભૂંડા નામે બોલાવવાનો આરોપ છે, એટલા માટે તને પકડવામાં આવ્યો છે.'

કદુ થંભી ગયો. રાજાએ પાસું બદલ્યું હતું. તેને પકડવાનો ઉદ્દેશ હજુ તેની જાણમાં ન હતો.

'વાત સાચી છે!' મલ્હારરાવે પૂછ્યું.

'મહારાજ! મને ખબર નથી, છતાં એટલું તો હું જાણું છું કે, હજુ સુધી મારે આપ સિવાય બીજા કોઇ સારા માણસ સાથે વાત કરવાનો વખત આવ્યો નથી.'

મલ્હારરાવ હસી પડયો; કદુની સત્યોક્તિ ઉપર કે લાયકાત ઉપર તે તો એ જાણે. કદુ પણ રાજાના એ હાસ્ય સાથે ભળ્યો.

'બડ ભાગી !'

'માટે તો મહારાજ! આજ સુધી સ્વયંપાકી છું.'

'એ તો વધારે સુંદર.' મલ્હારરાવે હાસ્યને ફેલાવતાં કહ્યું. રાજાના એ ખુલ્લા હાસ્યને વખાણવું કે વખોડવું એ કુરૂપ કદુને ન સમજાયું.

'ગમે તેમ હોય કદુ! પણ તારા ઉપરનો આરોપ સાચો છે. તેં કોઈને કંઈ કહ્યું હતું ?'

કદુએ સારા માણસોનાં નામ મનમાં ગણી લીધાં. તેમાંના ઘણાને તો તેણે કેટલાયે દિવસોથી જોયા ન હતા અને બાકીના પૈકી કોઈની સામે ઉભા રહી તે કદિ કંઈ બોલ્યો નહતો. પછી એ આરોપ આરોપ્યો કોણે ?

'પરમ દિવસની રાત સાંભરે છે?' મલ્હારરાવે પૂછ્યું. શામળ કદુના છક્કા છૂટી ગયા. તેની નજર આગળ પેલો પ્રસંગ તરી આવ્યો.

'મહારાજ! માફ કરો. તેમાં આપ હતા?' કદુએ કરગરતાં કહ્યું.

'તું શું ધારે છે?'

'હું શું ધારું મહારાજ! મારે માથે આભ કેમ ફાટી નથી પડતું? આપને મેં ન ઓળખ્યા અને ન કહેવાતું કહી દીધું.'

'એ તો ઠીક, પણ નંદાની એટલી બધી ખ્યાતિ છે કે હરકોઈ તેની વાત સાંભળવા આવે?' રાજાએ જોયું કે કદુ નિર્દોષ હતો. અજાણ્યે થએલો દોષ ક્ષમ્ય ગણાવો જોઈએ, તેવું કદુએ કરેલા પશ્ચાત્તાપને અંતે તેને લાગી આવ્યું.

કદુએ પ્રશ્નનો જવાબ ન આપ્યો, એટલે રાજા વહેમાયો.

'કેટલા ગધેડા નંદા વિશેની વાત સાંભળવા આવ્યા હતા?'

'મહારાજ!' કદુની આંખમાં આંસુ હતાં.

'અલ્યા! રડે છે?'

કદુ ન બોલ્યો.

'જા, જા. હવે મોડું થયું. જેલના સળિયા તારી રાહ જોતા હશે. વળી સવાર પહેલાં વચન પાળવાની પણ ચિંતા હશે.' મેનાના મકાનને લુંટાવી દેવાની આગાહીની યાદ આપતાં રાજાએ કહ્યું.

કદુ ન ખસ્યો.

'સુમંત! આને એની જગાએ પહોંચાડી આવ.'

સુમંત આવ્યો અને રાજાને નમન કરી કદુને લઇ બહાર નીકળ્યો.

વિશાળ દિવાનખંડ છોડી બન્ને બહાર નીકળ્યા. એક નાનો ઓરડો વટાવી લાંબી વિશાળ ગેલેરીમાં બન્ને પ્રવેશ્યા. સુમંત જેલ તરફ જવા આગળ વધ્યો. ત્યાં શામળે તેને અટકાવી કહ્યું. 'એમ ક્યાં જાય છે?'

'કેમ?'

'મને ફરીથી જેલમાં નથી લઇ જવાનો.'

'ત્યારે ક્યાં જવાનું છે?'

'મેનાને ઘેર.'

સુમંત ઉભો રહ્યો. મહારાજનો હુકમ તે સમજ્યો ન હતો કે શું?

'શંકા હોય તો મહારાજને પૂછી આવ. હું અહીં ઉભો છું અથવા શું કહે તો તારી સાથે આવું.' કદુએ ઠંડે દિલે કહ્યું.

'શું કરવું?' બોલતો સુમંત વિચારમાં પડયો.

કદુને તેની જગાએ પહોંચાડી આવવાનો હુકમ હતો. એવો સાદો અને સરળ હુકમ પણ ન સમજનારને મહારાજ શું કહેશે? સુમંતે નિર્ણય કર્યો.

'ચાલ, ઉતરવા માંડ.' કહી દાદર ઉતરવાનો કદુને હુકમ કર્યો.

'હજુ ખાત્રી ન થતી હોય તો પૂછી આવ.' કદુએ વળી કહ્યું.

'ચાલે છે કે નહિ?' સુમંતે હાથ ઉપાડયો.

શામળ સડસડાટ દાદર ઉતરી પડયો અને સુમંતના ચોકી પહેરા નીચે મેનાના ઘર સુધી પહોંચી ગયો.

'જા હવે.' ઘર ઉઘાડતાં કદુ બોલ્યો.

એક પણ શબ્દ બોલ્યા વિના સુમંત પાછો વળી ગયો.

આખી રાતની ગડમથલને અંતે, મેનાના સામાનની સળીએ સળી પોતાના વફાદાર દારુડિયા મિત્રોના ઘર ભેગી કરવાના કામમાં કદુ સફળ બન્યો કે, તરત જ પૂર્વમાં ઉષા રેલાઇ.

---

## રૂપમતી કે શીલવતી!

શામળ કદ્દુની મુલાકાતમાંથી એક હકીકત મલ્હારરાવ માટે મહત્વની હતી. ભૂપતસિંહ તેને બનાવી ગયો હતો, તેનો બદલો નંદાને રંગમહેલમાં ઉપાડી લાવીને વાળવાનો તેણે નિર્ણય કર્યો, પણ નંદા કય હતી? જીવરામ ટેલભટ્ટને ત્યાં. જેણે જીવન ધરીને પાપ નહિ કર્યું હોય જેણે જીવન ધરીને અસત્ય નહિ ઉચ્ચાર્યું હોય, જેણે પોતાની પીડ સિવાય અન્ય કાર્યમાં માથું માર્યું નહિ હોય, તેવા નિરુપદ્રવી જીવ જીવતા જીવરામ ટેલભટ્ટને ત્યાં નંદા હતી. એ શુદ્ધ બ્રાહ્મણને ત્યાંથી નંદાને ઉઠાવાય? ઉઠાવી લાવ્યા અને બ્રાહ્મણ દુભાય ત્યારે? તો પછી દિલમ ડંખતું ભૂપતસિંહે કરેલું અપમાન શી રીતે વાળવું? મલ્હારરાવની આખીની રાત્રિ નિદ્રા વિનાની અને વિચારોથી ભરપૂર ગઈ, પણ કાં તારતમ્ય સવાર સુધી તેને હાથ આવ્યું નહિ.

દિવસ ઉગ્યો અને તે ઉઠયો. નિત્યકર્મથી પરવારી મહત્વનાં કાર્યમ પરોવાઈ જવાની તૈયારી કરવાના ઇરાદાથી તેણે કાર્યમાં ઝડપ આણી પણ તેનું મન કોઈ નિર્ણય ઉપર આવ્યું ન હતું.

તેણે સુમંતને યાદ કર્યો. વફાદાર નોકર હંમેશ માટે તેની તહે નાતમાં તૈયાર જ રહેતો. તે આવ્યો અને મલ્હારરાવે મેનાનું ઘર ખુલાવ નાખી લૂંટાવી દેવાનો તેને હુકમ આપ્યો.

'મહારાજ! ઘર ખુલ્લું જ હશે. શામળ કદ્દુ ત્યાં રહે છે.'

'શામળ તો એ રહ્યો જેલમાં.' મલ્હારરાવે કહ્યું.

'મહારાજ! આપે મને રાત્રે તેને ત્યાં મૂકી આવવા હુકમ કરેલે ને?' લાચાર મોઢે સુમંત બોલ્યો.

'શું કહે છે? મેં તને હુકમ કરેલો? અલ્યા! પીને આવ્યે છે કે શું?' મલ્હારરાવને હમણાં હમણાં ઉગ્ર બનતાં વાર ન લાગતી સુમંતનું મોઢું પડી ગયું.

'મેં તો તને કહ્યું હતું કે, તેની જગાએ પહોંચાડી આવ એટલે જેલમાં પહોંચાડી આવ. મેનાને ત્યાં નહિ.' મલ્હારરાવને પોતાના હુકમન સંદિગ્ધતાનું ભાન થયું ત્યારે તેણે સ્પષ્ટતા કરી.

'હશે, જે થયું તે ખરું, હવે એવી ભૂલ ફરી ન કરતો.' અને પોતે પણ ગાંઠ વાળી કે, એવા સંદિગ્ધ હુકમો કદિ નહિ આપવા.

'મહારાજ!' રાજાને ચારેકોર વિવશ નેત્રોથી જોતો જોઇ સુમંતે કહ્યું.

'કેમ સુમંત?'

'આજુબાજુમાં કોઇ નથી. જે હોય તે ફરમાવી દો.' અંતઃપુરની રાણી અને દાસીઓની કેટલાંક કામો વખતે રાજાને ધાસ્તી રહેતી હતી. તે સુમંત જાણતો હતો.

'સુમંત!'

'જી.'

'જીવરામ ટેલભટ્ટનું મકાન જોયું છે?'

'જીવરામ ટેલભટ્ટ?' નામ આજે જ સાંભળ્યું હોય તેમ સુમંત બોલ્યો.

'હા, જીવરામ ટેલભટ્ટ!' મલ્હારરાવે કહ્યું.

'હા, હા, જોયું છે.' કંઇક યાદ આવતાં સુમંત બોલ્યો.

'આજે રાતે તેના ઘરમાંથી નંદા...'વાક્ય પૂરું થાય તે પહેલાં સુમંત સમજી ગયો. તેણે માથું હલાવી સમજી ગયાનો ઇશારો કર્યો કે મલ્હારરાવે વાક્યને વચ્ચેથી અધૂરું મૂક્યું.

'બસ, શામળ કટ્ટુ ભલે તને છેતરી ગયો. આ કામ પાર પાડી આવે કે...'આગળની લાલચ સુમંત સાંભળવા તૈયાર ન હતો. તે તો ઝડપથી પોતાના સ્થાનકે પહોંચી ગયો.

દિવસભરનાં કામોમાં મલ્હારરાવને રસ રહ્યો નહતો. ક્યારે અંધકાર ઘેરાય અને ક્યારે ભૂપતસિંહનું વેર લેવાય, એ જ વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો. સાંજ પડી અને રાત્રિ આવી. સુમંતે સઘળી તૈયારી કરી રાખી છે કે નહિ તેની ખાત્રી રાજાએ તેને બોલાવીને કરી લીધી. આજે રંગમહેલ ખુલવાનો હતો. નંદા એ રંગમહેલની મહાદેવી બનવાની હતી, એ વિચારે મલ્હારરાવનો હર્ષ નિઃસીમ હતો.

પણ સુમંત કસોટી કાળમાંથી પસાર થતો હતો. જ્યાં સુધી તેણે જીવરામ ટેલભટ્ટને જોયા ન હતા ત્યાં સુધી તો એમ જ હતું કે, બ્રાહ્મ-

ઓના ઘરમાંથી બકરી કાઢવી અને છોકરી કાઢવી, એમાં મહેનત સરખી જ હોય, પણ જ્યારે જીવરામ ટેલભટ્ટનું ઘર જોવા તે બપોરે તેમને ત્યાં ગયો ત્યારે તેના દિલમાં જીવરામ ટેલભટ્ટ વિશે જે છાપ પડી તે એટલી બધી જીવંત હતી કે, તેનાથી ભૂલી શકાય તેમ નહતી. વૃદ્ધ તપસ્વી પિતામહરૂપે પોતાની પૌત્રીનાં જતન કરે તેટલા વાત્સલ્ય પ્રેમથી જીવ-રામ ટેલભટ્ટ નંદાને નિભાવતા હતા. નંદાની આસપાસ તેમનું વાત્સલ્ય વાડ બનીને પડયું હતું. એ વાડમાં સુમંતને એટલું દૈવત દેખાતું હતું કે, તેને ઉખેડવા જતાં કદાચ પોતાનું કુળ ઉખડી જાય. એક બાજુ રાજાનો હુકમ અને બીજી બાજુ વિષમ પરિસ્થિતિ. શું કરવું અને શું ન કરવું, એ સુમંતના ભેજા બહારની વાત થઇ પડી હતી. રાજાને ના કહી શકાય તેમ નહતું. અને નંદાને ઉઠાવવા જેટલી આત્મશક્તિ તેનામાં નહતી.

છેવટે તેણે ત્રીજો જ માર્ગ કાઢયો છતાં મનમાં ડર હતો કે, એ પાપ તો પોતાને જ લાગવાનું. તેણે બે માણસો એવા તૈયાર કર્યા કે જેઓ નંદાને ઉઠાવી રંગમહેલ સુધી પહોંચતી કરે. રાત્રિ જામી. ટેલભટ્ટ, તેમની સ્ત્રી અને બાળકો તેમની ઓરડીમાં નિદ્રાધીન થયાં ત્યારે ચાલાકીથી નંદાની ઓરડીનું બારણું વગર અવાજે ઉઘાડી ઉંઘતી નંદાને ઘેનની દવા સુંઘાડી પેલા ભાડૂતી માણસોએ ઉપાડી અને બહાર નીકળી બારણું જેમનું તેમ કરી દીધું.

નંદા રંગમહેલમાં પહોંચી ગયાના સમાચારે મલ્હારરાવને ખુશ કરી દીધો. ભૂપતસિંહ સાથેનું વેર અને પોતાની વાસના બન્ને એકથી જ સંતોષાશે, એ વિચારે તેનામાં વિશેષ ચેતન આવ્યું. તે રંગમહેલના મુખ્ય ઓરડામાં ગયો. જે પલંગ પર નંદાને સુવાડવામાં આવી હતી ત્યાં તે ગયો. સૂતેલીનો હાથ ઝાલી ધીમેથી વાસનાસહિત બોલ્યો. 'નંદા!' પણ નંદાના કાને એ શબ્દ સાંભળ્યો નહિ. રાજાએ તેને જરાક ઢંઢોળી પણ તે જાગી નહિ.

'તેને અહીં લાવવા માટે તેના ઉપર કંઇ પ્રયોગ તો નહિ થયો હોય!' એ શંકાથી રાજાએ તેની આંખોનાં પોપચાં ઉંચા કરી કીકીઓમાં

જોયું. કીકીઓમાં ઘેન દેખાતું હતું. તેવાં કામોમાં ચાલાક રાજાએ ઘેન ઉતારવાનો સફળ અખતરો કર્યો અને નંદા એકાએક જાગી પડી.

'કોણ?' જાગતાં જ પલંગ પરથી ભોંય પર કૂદી પડતાં તે બોલી.

'નંદા! એ તો હું મલ્હારરાવ.'

'મહારાજ! આપ?'

'હા, નંદા!'

'આપ મને અહીં લાવ્યા છો?' વિશાળ ઓરડા તરફ ચકળ વિકળ આંખો ફેરવતી નંદાએ પૂછ્યું.

'હા, તું અહીં શોભે તેમ છે, માટે.'

'આ શું છે?'

'મારો રંગમહેલ.'

'એમ? મેનાબા ઘણી વખત આપના રંગમહેલની વાતો કહેતાં તે આ રંગમહેલ?'

'હા તારી મેનાબા બિચારી આ રંગમહેલ જોવા ભાગ્યશાળી નથી થઈ.' મલ્હારરાવે નંદાનું અહોભાગ્ય દર્શાવતાં કહ્યું.

'કેમ નહિ? એ તો નજરે જોયા રંગમહેલની વાતો કરતાં હતાં.'

'અહીં રૂપરાણીઓ સિવાય બીજી કોઈ આવતી નથી.'

'આવતી નથી કે લાવતા નથી?' નંદા મૂળથી જ વાચાળ હતી.

'બન્ને સરખું છે.' કહી મલ્હારરાવ હસ્યો.

'નહિ મહારાજ! હું બાળક છું, પણ બાળક જેવી ભૂલ કરતી નથી. અહીંઆં રૂપરાણીઓ આવે છે કે તેમને લાવવામાં આવે છે?'

મલ્હારરાવ ગૂંચવાયો. નંદા શું પૂછતી હતી તે તેની સમજમાં હતું, પણ તેનો જવાબ શું દેવો તે તેને સૂઝતું ન હતું.

'આ રંગમહેલ આપે જ બંધાવ્યો?'

'હા, તારા જેવી રૂપસુંદરીઓ માટે.'

'મહારાજ! આપ મને એ માન આપી રૂપની મશ્કરી કરો છો. મારામાં એવું શું બળ્યું છે?'

નંદા મલ્હારરાવની ઇચ્છાને તો તે જાગી ત્યારથી પારખી ગઇ હતી. પણ શું કરે? લાચાર, વિવશ બની તાબે થાય તો અધઃપતનની ગર્તામાં ધકેલાઇ જાય અને સામે થાય તો એથીય ભૂંડા હાલે મોત પામે. વાતોમાં વખત વિતાવી ધીરજથી રસ્તો કાઢવાના આશાભર્યા ઇરાદાથી તે મલ્હારરાવને નહિ શુષ્ક અને છતાં શૃંગાર ભરપૂર નહિ એવી વાતો તરફ ખેંચી જતી હતી.

'નંદા! તું રૂપમતી છે. એ રૂપે તો ભૂપતસિંહ જેવા ભટકતા ભ્રમરને ત્હેં કેદ કર્યો. એ રૂપવડે ત્હેં કડીના રાજાને વિવશ બનાવ્યો.' રંગમાં આવતાં મલ્હારરાવ બોલ્યો.

'મહારાજ! એ બધી મારા રૂપની અતિશયોક્તિ છે. પુરુષો સ્ત્રીનાં વખાણ કરતાં થાકતા નથી.'

'હું તારા રૂપનો ભક્ત છું.' કહી પલંગ સામે જ અદબ વાળીને ઉભેલી નંદાના ખભા પર તેણે પોતાનો જમણો હાથ ટેકવ્યો. નંદા કંઇ ન બોલી. મલ્હારરાવ આશાવાન બન્યો.

'મહારાજ! આપની એ ભક્તિ ભવેભવની હજો.'

'ત્યારે શું આજ પૂરતી છે?'

'હું તો ઇચ્છું કે, મહારાજ મારા રૂપને અનેક ઘણું વધારી મૂકે, જેથી તેમની મારા રૂપ તરફની ભક્તિ ઘટે નહિ, પણ વધે.'

'રૂપ વધારનાર વસ્તુઓનો આપણે ત્યાં તોટો નથી.' મલ્હારરાવે વધારે લપટાતાં કહ્યું અને ખભા પરથી હાથ ઉપાડી નંદાની ગરદન ફરતો વીંટાળવાનો આછો પ્રયત્ન કરતાં તે લગભગ નંદાની બાજુમાં જ આવી ગયો. નંદાએ ભયસ્થાન નજીક આવતું જોયું, છતાં તે ન ડરી, ન ચમકી. તેણે બોલવું ચાલુ રાખ્યું.

'મહારાજ! એ નશ્વર વસ્તુઓ મારે ન ખપે. મારે એવું રૂપ જોઇએ કે જેને ડાઘ ન હોય, કલંક ન હોય.'

રાજા કંઇક સમજ્યો. નંદા શું માગતી હતી? નિષ્કલંક રૂપ.

'તો એમ કરીએ નંદા! આપણે લગ્ન કરી લઇએ."

'મહારાજ! મારા કાન પાપી છે. આપની અમૃત વાણીનો મને ભ્રષ્ટ ઉચ્ચાર સંભળાવે છે.' કહી તેણે કાન બંધ કર્યા.

'કેમ?'

'આપ જાણો છો કે મારાં લગ્ન થવાનાં છે.' નંદાએ કહ્યું.

'હા પણ હજુ થયાં તો નથીને?'

'થવાનાં છે એટલે થયાં જ માની લેવાનાં. દિલથી તો અમે પરણી ચૂક્યાં છીએ.'

'મારી નંદાને એ ઠાકરડાના ઘરમાં હું નહિ જવા દઉં.'

'આપની નંદાને આપ કદીમાં ઝાઝો વખત ન રાખી શકો. એ તો ઘોડા હયશાળામાં અને હાથી ગજશાળામાં જ શોભે.' નંદાએ રાજાની ભૂલ સુધારી.

'નંદા!'

'જી, મહારાજ!' નાટકી ભાવથી નંદા બોલી.

'તારે મારી બનીને રહેવાનું છે.'

'તે હું જાણું છું. હું તમારી જ છું.'

'પછી?'

'પછી એ જ કે દીકરી મોટી થતાં તેને સાસરે મોકલવી જોઈએ. પિતાની એ ફરજ છે.'

'તું મને શું ધારે છે?'

'મહારાજ–રાજા–પ્રજાના પિતા.'

'નટ્ટ!'

'મહારાજ! રાજકુળને વફાદાર રહેતાં હું જન્મથી શીખી છું અને જન્મથી માનતી આવી છું કે, રાજા તે પિતા છે. જ્યાં સુધી મારામાં એ વફાદારી રહેશે ત્યાં સુધી હું આપને મારા પિતા ગણીશ. હું એ વફાદારીથી ભ્રષ્ટ થાઉં ત્યારે પિતા પોતાના બાળકને ભ્રષ્ટ થએલું જોતાં જે શિક્ષા આપે તે શિક્ષા તમે મને આપી શકશો.'

'વફાદારી અને ભ્રષ્ટાચારની વાતો કરવા તને અહીં નથી બોલાવી.' આકળા થતાં મલ્હારરાવે કહ્યું.

'તે હું જાણું છું, માટે જ કહું છું. મને અહીં ન રાખતાં મને જવા દો.'

'ક્યાં જઈશ? અંકોડા?' તીખાશ વેરતાં મલ્હારરાવે કહ્યું.

'ના મહારાજ! ત્યાં મારું સ્થાન નથી.'

'કેમ?'

'ઠાકોર મને છોડીને ગયા છે.'

'શા માટે? હમણાં તો તું કહેતી હતી કે, લગ્ન થવાનાં છે.'

'મેં મારા રાજાથી બેવફા બનવાની તેમને ચોખ્ખી ના પાડી એટલે એ ચાલ્યા ગયા.'

'શી રીતે બેવફા?'

'રાજદ્રોહ કરીને.'

'પછી?'

'એ મને ત્યજીને ગયા. મારો આત્મા તેમને પૂજે છે. મારો દેહ તેમને માટે છે, પણ રાજદ્રોહી બની આત્મા અને દેહને હવે મારે અભડાવવા નથી.'

'એ શું?' મલ્હારરાવને આ છોકરીમાં કંઈક વિશેષતા લાગી.

'જ્યાં સુધી તમારી સાથેની તેમની તકરારોનો અંત ન આવે ત્યાં સુધી હું તેમને મળું નહિ.'

મલ્હારરાવને આ છોકરીમાં રસ જાગતો ગયો. રંગમહેલમાં રાજનીતિ પ્રવેશતી હતી.

'સાચે જ ત્હેં એમ સંભળાવી દીધું છે?'

'મહારાજ! મને જૂઠું બોલવાનો મોહ નથી.'

'તું ભૂપતસિંહને નથી ચાહતી?'

'ચાહું છું અને જીવતાં સુધી ચાહીશ. હવે તો મારું સ્થાન નથી અંકોડાના ઠાકોરના આવાસમાં કે નથી આપના રંગમહેલમાં.'

નંદાની વિચારસરણીને રાજા મળતો થયો. રંગમહેલમાં નંદા સાથે રંગરાગ ભોગવવાની ઇચ્છા આપ મેળે ઓછી થતી જતી હતી. તેમાં

મુખ્યત્વે નંદાએ ભૂપતસિંહને રાજદ્રોહના નામથી ત્યજી દીધો તે હકીકત તેને આકર્ષક લાગતી હતી.

'નંદા!'

'મહારાજ!'

'તારો ઉછેર નીચના ત્યાં હોવા છતાં તારા આદર્શ ઉંચા છે.'

'તે આપની કૃપાનું ફળ છે.'

'મારી કૃપા? મેં તો તને રૂપમતી ધારીને તારી સાથે રંગરાગ માણવાની ઇચ્છાથી તને બોલાવી હતી.'

'મહારાજ! આપને અનુભવ થયો હશે કે, રૂપમતી સ્ત્રીઓને અહીં પકડી લાવી જોર જુલમથી રંગરાગ માણવા કરતાં રૂપમતી સ્ત્રીઓ આપ મેળે ખેંચાઇ આવે તેમાં વધારે મજા હોય છે.'

'એ તે બને કદિ!'

'કેમ નહિ? આ રંગમહેલની ધર્મશાળા બનાવો મહારાજ! અને પછી જુઓ કે મારું કહેવું કેટલું સત્ય છે?'

રાજા વિચારમાં પડયો.

'પણ સાથે સાથે મહારાજ! આપે આપના રંગરાગ રાજરાણીઓ પુરતા જ મર્યાદિત કરવા પડશે. સ્રપની પૂજા થાય. તેને અભડાવનાર નરકાગારનો અધિકારી થાય છે.'

મલ્હારરાવે રંગમહેલમાં આવેલી રમણીઓ પૈકી આ એક જ રમણીને સ્વેચ્છાએ અણીશુદ્ધ જવા દીધી.

પરોઢિયે જીવરામ ટેલભટ્ટ જાગ્યા ત્યારે નંદા તેની ઓરડીમાં ઘસઘસાટ ઉંઘતી હતી.

---

# પ્રકરણ ૨૪ મું — નંદાની એક જ વાત

એક દિવસ સૂતેલું કડી જાગ્યું ત્યારે પવનવેગે શહેરમાં વાત ફેલાઇ ગઇ કે, રાણીજીએ કુંવરને જન્મ આપ્યો હતો. લોકોના હર્ષનો પાર ન હતો. કડીનાં બજાર તે દિવસે વહેલાં ઉઘડયાં અને વેપારીઓએ હર્ષથી ગાંડા બની ગોળધાણા વહેંચ્યા. એકાદ પહોર દિવસ ચઢયો અને એક ગાંધીની દુકાને જઇને રાણીજીની માનીતી દાસી મંગળા ઉભી રહી.

'કેમ, શું જોઇએ?' ગાંધીએ પૂછયું.

'સારામાં સારી સૂંઠ આપો. રાણીજીને સુવાવડમાં ખવડાવવાના કામે લેવાની છે.' મંગળાએ કહ્યું.

'સારી સૂંઠ આપું. પછી કાંઇ?' ગાંધીએ કહ્યું અને સૂંઠ તોળવા બેઠો.

'અરે! પણ સારી સૂંઠ જોઇએ.' મંગળાએ કહ્યું.

'અરે! બાઇ સારામાં સારી સૂંઠ આપું છું ને?'

'એ નહિ. સારી આપો.' મંગળાએ કહ્યું.

ગાંધીને રીશ ચઢી. કડી શહેરમાં પણ ન મળે તેવી સૂંઠ પોતે આપતો હતો અને દાસીને તેથી પણ સારી સૂંઠ જોઇતી હતી.

'અરે બાઇ! હું ભૂલ્યો. સારી સૂંઠ તે ભૂપતસિંહની મા ખાઇ ગઇ છે. એ સૂંઠ તો હવે તને કોઇ જગાએ નહિ મળે.' ગાંધીએ કહ્યું.

મંગળા સમજી ગઇ કે ગાંધીએ રાજાને મેણું માર્યું હતું. તે તો સીધી દોડી રાજગઢીના દિવાનખંડમાં. પુત્રજન્મના હર્ષોત્સવમાં રાજા ભાગ લઇ રહ્યો હતો. ત્યાં આવીને મંગળાએ સમાચાર સંભળાવ્યા. મલ્હારરાવનો ગુસ્સો ઉછળી આવ્યો.

'હનુમન્ત! એ ગાંધીની દુકાન ઉજ્જડ કરી દે.' રાજાએ હુકમો કર્યો.

'કયા ગાંધીની?' હનુમન્તે પૂછયું.

'આ મંગળા તે બતાવશે.' રાજાએ એટલો જ ઉત્તર આપ્યો.

અને બપોરે તો ગાંધીની દુકાન લૂંટાઇ ગઇ. નિરાશ વદને બજાર વચ્ચે ઉભેલો ગાંધી કંઇ કંઇ વિચારો કરી રહ્યો હતો.

સાંજ પડી. બજારો બંધ થવાની તૈયારી થઇ રહી હતી. ત્યાં દોડતે ઘોડે ભૂપતસિંહ બજારમાં આવ્યો. 'ક્યાં ગયો આ ગાંધી?' લુંટાએલી દુકાન સામે ઉભા રહી તેણે બાજુના વેપારીઓને પૂછ્યું.

'પેલો સામે ઉભો ઉભો આંસુ પાડે.' એક વેપારીએ કહ્યું.

ભૂપતસિંહ ઘોડેથી ઉતરી તેની પાસે ગયો. તેની પીઠ થાબડી શાબાશી આપતાં કહ્યું. 'એમ લુંટાવાથી રડે તે ગાંધી તમે નહિ.' અને કમરપટ્ટો છોડી રુપિયાની કોથળી કાઢી આગળ મૂકી પૂછ્યું. 'કેટલાનો માલ લૂંટાયો હશે?'

'પાંચસો રુપિયાનો.'

'આમાં આઠસો રુપિયા રોકડા છે.' કહી ભૂપતસિંહ ઘોડીએ ચઢ્યો. પવનવેગી ઘોડી વાત ઉડે તે પહેલાં તો બજાર છોડી ગઇ. 'એ જાય? એ ગયો!' કરતા વેપારીઓ આમતેમ ફાંફાં મારી દુકાનો બંધ કરવા લાગ્યા.

ભૂપતસિંહે ઘોડીને સાધી જીવરામ ટેલભટ્ટને ત્યાં લીધી. બારણામાં જ નંદા ઉભી હતી.

'આવો.' કહી તેણે સત્કાર કર્યો.

ભૂપતસિંહ ઘોડી પરથી ઉતરી ઘરમાં ગયો. એક સાદા પાથરેલા વસ્ત્રપર ટેલભટ્ટ બેઠાબેઠાં કંઇક વાંચતા હતા. ભટ્ટાણી અને બાળકો તે સાંભળતાં હતાં. ખૂણાપરના ચાડામાં તેલનો દીવો બળતો હતો. ભૂપતસિંહને ઘરમાં આવેલો જોઇ ટેલભટ્ટ એકાએક ઉભા થઇ બોલ્યા. 'આવો ઠાકોર!'

'હા, કેમ છો?'

'તમારે પ્રતાપે લહેર છે.' ટેલભટ્ટે કહ્યું.

'પ્રતાપ ભગવાનના, ભટ્ટજી! નંદાને અહીં ફાવે છે?'

'હા, હવે તો એને ગોઠી ગયું છે.' ભટ્ટાણી વચ્ચેથી બોલ્યાં.

ભૂપતસિંહે નંદા સામે જોયું. તેની આંખોમાં વિષાદ હતો. 'કોઇ ચિંતાનો કીડો તો તેના દિલમાં ઘર નહિ કરી ગયો હોય?' ભૂપતસિંહને શંકા થઇ.

'નંદા! મોઢું ઉતરેલું દેખાય છે.'

નંદાએ જવાબ ન આપ્યો. તેની આંખમાં પાણી ચળકતું હોય તેમ ભૂપતસિંહને લાગ્યું.

'નંદા રડે છે?' ફરીથી ભૂપતસિંહે પૂછ્યું અને ખરેખર નંદા ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

'નંદા! આ શું?' ભટ્ટજીએ લાચાર થતાં પૂછ્યું.

નંદા તો રડ્યા જ કરતી હતી. બધાં મૌન ધરી રહ્યાં હતાં.

'તમે ચાલ્યા ગયા, મેનાબા ચાલી ગઇ અને મને રડવું ન આવે!' થોડી વારે મૌનનો ભંગ કરતાં નંદા બોલી.

'પણ ભટ્ટજી તો છે ને?'

'એ બિચારા ભટ્ટજીકાકા! ઇશ્વરનું માણસ છે. તેટલો મને તેમનો આધાર છે.' કહી નંદાએ આંસુ લૂછ્યાં.

'ભગવાનને ભરોસે બેન! દુનિયા નભે છે. હું કે કોઇ શું કરનાર હતાં?' ભટ્ટજીએ ઇશ્વરનો આધાર દર્શાવતાં કહ્યું.

'સાચું છે ભટ્ટજીકાકા! એ નોંધારાનો આધાર જ આપણને દુખ-ણાંને તારે છે.' નંદા બોલી. ભૂપતસિંહ વહેમાયો. નંદા કંઇ કહેવા માગતી હતી. તે ઘરની બહાર નીકળ્યો. નંદા તેની પાછળ આવી.

'નંદા! શું છે? બોલ?' ધીમેથી ઠાકોરે પૂછ્યું.

'હું રંગમહેલની રમણી બની આવી.'

'મલ્હારરાવના રંગમહેલની?' ભૂપતસિંહનાં રુવાટાં ઉભાં થઇ ગયાં.

'હા, પણ બીજીઓની જેમ નહિ.'

'ત્યારે?'

'મલ્હારરાવને સમજાવી આવી. તેનો પાપ માર્ગ બંધ કરાવતી આવી.'

'બીજું કંઇ?' શંકાથી જોતાં ભૂપતસિંહ બોલ્યો.

'આ જન્મ તમારી છું અને રહીશ પ અ અ અ ણુ રાજદ્રોહ તો મારાથી નહિ જ થાય.'

'આજે સાથે આવીશ?' ભૂપતસિંહે પૂછ્યું.

'મેં કહ્યું ને?'

'ફરીથી રંગમહેલમાં જવું પડશે તો?'

'હું નથી માનતી કે, હવે રંગમહેલ રહે.'

'તું મલ્હારરાવને નથી ઓળખતી.'

'તેના હૃદયને ઓળખ્યું છે.'

'નંદા! જોજે હોં! અઘટિત કાર્ય થયાની વાત મારે કાને આવશે, તો હું ભૂપતસિંહ છું.' ભૂપતસિંહે દમ દેતાં કહ્યું.

'તો મને મારીને જ જાઓ અત્યારે.' નંદાએ માથું આગળ ધરતાં કહ્યું.

ભૂપતસિંહ ન બોલ્યો, પણ તેની આંખ અંધારામાં પણ ચળકતી હતી.

'રંગમહેલની મુલાકાતથી એ વાત ચોક્કસ થઇ છે.'

'કયી?'

રાજાજી તમને મારી આપશે, એ એક વાત અને રંગ મહેલનું આયુષ્ય પુરું થયું છે એ બીજી વાત.' નંદાએ કહ્યું.

'હું મારી માગું?' ભૂપતસિંહે તોરમાં પૂછ્યું.

'તમારી મરજીની વાત છે.' નિરાશ બનતી નંદાએ કહ્યું.

'કેમ ઢીલી બની ગઇ?'

'હું બીજું શું કરું? તમારા વિના હું ઢીલી નહીં તો તંગ બનું! અને જ્યાં સુધી તમે રાજાજી સાથે એક ન થાઓ ત્યાં સુધી મારા નસીબમાં એ સુખ લખાએલું પણ ક્યાં છે?' વધારે નરમ બનતાં નંદા બોલી.

'નંદા! તું મલ્હારરાવ સાથે મને એક કરવાની વાત કરે છે, પણ આજની જ વાત જાણે છે?'

'શું?'

'રાણીની દાસીએ એક ગાંધી પાસે રાણીજીને સુવાવડમાં ખાવા માટે સૂંઠ માગી. સારી સૂંઠ માગી. ત્રણ ચાર વખત 'સારી આપજો, સારી

આપજો,' કહ્યું. ગાંધી ચીડાયો. તેણે કહ્યું કે, 'સારી સુંઠ તો ભૂપતસિંહની મા ખાઇ ગઇ.' દાસીએ રાજાને વાત પહોંચાડી અને ગાંધીની દુકાન લૂંટાઇ ગઇ.'

નંદા ન બોલી.

'પછી કહેઃ હું મલ્હારરાવને નમવા જાઉં?' ઠાકોરે કહ્યું.

નિરાશ નંદા વધારે નિરાશ થઇ.

'માટે કહું છું; એ વફાદારીની વાતો છોડી દે અને જીંદગીનાં જે વરસ બાકી છે તેમાં મજા માણી લે.' કહી તેણે નંદાનો હાથ ખેંચ્યો. નંદા મક્કમ હતી.

'આજે નહિ, હજુ વાર છે. મારા રાજાને હું જેટલી વફાદાર છું, તેટલા વફાદાર રહેવાની તૈયારી હોય ત્યારે આવજો. આ નંદા તો તમારી જ છે.' કહી તે ઘરમાં જવા ચાલી.

ભૂપતસિંહ ઘોડી પર સ્વાર થવા આગળ વધ્યો. ત્યાં નંદાએ બારણામાં ઉભા રહી પૂછ્યું. 'મેનાબા ક્યાં છે?'

'મને ખબર નથી. કદાચ બાલિસણાના ગંધર્વવાસમાં હશે.'

'અને તમે હાલમાં ક્યાં છો?' નંદાએ ગદ્‌ગદ કંઠે પૂછ્યું.

'અત્યારે અહીં અને ઘડી પછી ધરતી પર.' પોતાના રહેઠાણની અચોક્કસતા વિશે ખબર આપતાં ભૂપતસિંહ બોલ્યો.

'મારું સુખ જોતા હો તો મારા બોલ વિચારજો.' આંખમાં બે આંસુ સાથે નંદાએ ઘોડેસ્વાર થઇને જતા ભૂપતસિંહને કહ્યું.



વડોદરાના ગાયકવાડ ગોવિંદરાવનું મૃત્યુ થયું. અને તેમની પછી ગાદીનો હક્કદાર તેમનો વારસ આનંદરાવ થયો.*

ગત મહારાજા ગોવિંદરાવને કાનોજી કરીને એક દાસીપુત્ર હતો. તેણે એક વખત તો મહારાજાની હયાતીમાં બંડ કરેલું, પણ તેને ગોવિંદરાવે સખ્ત હાથે દાબી દીધેલું. ગોવિંદરાવ જતાં આનંદરાવની નબળી વિચારશક્તિનો લાભ ઉઠાવી ફરીથી તેણે વડોદરાની સત્તાનાં સૂત્રો હાથ ધરવાનો પ્રયત્ન કર્યો. દૈવવશાત્ અને કેટલાએક પેચીલા કારભારીઓની અંતરંગ સહાયથી તે ફાવ્યો. આનંદરાવ કેદ થયો. તેનો જૂનો અને જાણીતો કારભારી રાવજી આપાજી પણ જેલના સળિયા પાછળ ગોઠવાઇ ગયો અને કાનોજીએ કાનોજીરાવ બની વડોદરાની રાજગાદીપર પગ ધર્યો. કેટલાએક શાણા કારભારીઓ અને વડોદરાની ગાદીને ધનની સહાયથી હંમેશને માટે પોતાની ઓશિંગણ રાખવા માગતા વડોદરાના કેટલાએક ધનપતિઓએ પ્રધાન રાવજી આપાજીને આપેલી ડહાપણ ભરેલી શીખામણ ન માનવાનો એ કરુણ અંજામ

---



હતો, એમ ઇતિહાસ કહે છે. જો તેમની દીર્ઘદૃષ્ટિ નજરમાં રાખી રાવજીએ આનંદરાવને દોર્યો હોત અને કાનોજી ઉપર શરુઆતથી જ કડકાઇ રાખવામાં આવી હોત, તો ગાદી છોડી જેલનાં દર્શન કરવા, એ ટૂંકી દૃષ્ટિના આનંદરાવનો અને ઉદારમતવાદી પ્રધાન રાવજીનો વારો ન આવ્યો હોત.

કડીના મલ્હારરાવને કાનોજીનું એ કાર્ય આંખમાં કણી ખૂંચે તેમ ખૂંચ્યું, પણ તેને પહોંચી વળે તેટલી તેની હામ ન હતી એટલે ફક્ત પોતાનો વિરોધ દાખવીને જ તે બેસી રહ્યો. પચાવી પાડેલી ગાદી પર બેઠેલો કાનોજી સઘળી બાજુએથી પોતાનું જ શ્રેય કરવાના ઉદ્યમમાં પડી ગયો. રાવજી અને આનંદરાવનો કાંટો કાયમનો જાય તેવા પ્રયત્નો કરવામાં તે રાતદિવસને ગણકારતો ન હતો. પોતાનો વિરોધ જાહેર કરી શાન્ત બેસી રહેલા કડીના મલ્હારરાવમાં કાનોજીને ભયાનકતા ભાસી. તેણે તેને સીધો કરવા અને તેના પર અખંડ ચોકી રાખવાના ઉદ્દેશથી એક અજબ માણસની શોધ આદરી અને વિના પ્રયત્ને તેની તે શોધ એકાએક સફળ થઇ. ભંકોડાનો ભૂપતસિંહ તેને મળી જવા તૈયાર હતો. દુશ્મનનો દુશ્મન તે અનાયાસે મિત્ર બને, એ ન્યાયે મલ્હારરાવનો શત્રુ ભૂપતસિંહ કાનોજીરાવને જઇને મળ્યો અને મલ્હારરાવને સતાવવાના દાવપેચ રમવાનું કાર્ય ગાયકવાડની રાજધાની વડોદરામાં શરુ થઇ ગયું.

કાનોજીએ ભૂપતસિંહને બોલાવ્યાના સમાચાર મલ્હારરાવે જાણ્યા ત્યારે તો તેને એમ જ લાગ્યું કે, બહારવટીઆની જેમ ફરતા ભૂપતસિંહને સીધો કરવા અથવા સમજાવવાના હેતુથી કાનોજીરાવે તેને બોલાવ્યો હશે, પણ જ્યારે તેણે સાંભળ્યું કે, ભૂપતસિંહને સૈન્ય અને ધનની મદદ આપી કાનોજીરાવ ગુજરાતના ઉત્તર ભાગમાં મોકલવાનો વિચાર કરી રહ્યો છે ત્યારે તેના દિલમાં ફાસ્કો પડ્યો. ભૂપતસિંહ તો શત્રુ બની ચૂકેલો જ હતો અને કાનોજીરાવનો ગાદીનો હક્ક તો પોતે જ વખોડી કાઢેલો. પછી એ બન્ને દુશ્મન મળી કડી કિજ્જડ કરવા ન આવે તો શું કરે?

કડીની મગદૂરથી મલ્હારરાવ જાણીતો હતો, અને વડોદરાની મગ-
ર તેનાથી અજાણ ન હતી. શું કરવું? એ એક જ પ્રશ્ન તેના દિલને
ધમલાવી દેવા પૂરતો હતો.

એવામાં સમાચાર આવ્યા કે, વડોદરા તાબાની સર્વ નાની મોટી રિયાસ-
તોને બોધપાઠ આપવાનો વિચાર કાનોજીરાવ ઘડી રહ્યો હતો. અને તે
અમલમાં મૂકાતાં પહેલો જ વારો કડીનો આવશે. કાનોજીના સલાહકારોનાં
નામ સાંભળી મલ્હારરાવ થંભી ગયો. એક પણ સલાહકાર એવો ન
હતો કે જે કડીનો પક્ષ કરે. વળી પોતાનો મહાન શત્રુ ભૂપતસિંહ
કાનોજીરાવનો જમણો હાથ થઇ પડયો હતો. મલ્હારરાવને પોતાની
જાગીરના પાયા હચમચતા લાગ્યા. તેનો ખાવા પીવામાંથી અને મોજ-
શોખમાંથી રસ ઉડી ગયો. રંગીલા સ્વભાવ પર કઠણાઇનાં પડ જામી
ગયાં. રાજવહીવટ સંભાળવામાં તે બેધ્યાન બનતો ગયો. તેને અત્યારે
રૈયતની નહિ પણ જાગીરની દરકાર કરવાની જરુર લાગી: 'શું કરું કે
કડી સલામત રહે? શું કરું કે હિંમત બહાદૂરનો ખિતાબ કાનોજીરાવ
છીનવી ન લે? શું કરું તો વડોદરાના મહાન સૈન્ય સામે કડી ઝઝુમી
શકે?' આ અને એવા જ પ્રશ્નો તેને રાતદિવસ જંપવા દેતા ન હતા.

કોઇ વાત લાવતું કે વિસનગરના કિલ્લા ઉપર કાનોજીની ચોટ છે.
કોઇ વાત લાવતું કે કાઠિયાવાડનાં નાનાં રાજ્યોને ચીમકી આપવા
કાનોજી સૈન્ય એકઠું કરે છે. કોઇ કહેતું: દરિયા પરની પોતાની સત્તા
આગળ વધારવાના હેતુથી કાનોજી કાઠિયાવાડનો કિનારો પોતાને હસ્તક
કરવા માગે છે. એ કારણે ભૂપતસિંહની સરદારી નીચે મહાન સૈન્ય
રવાંના થવાનું હતું. તે સૈન્ય આગળ વધતાં કડી ઉપર પોતાનો મુકામ
કરતું જશે, એવી બાતમી પણ બાતમી આપનાર આપી ચૂક્યો હતો.

કાનોજીરાવ અને ભૂપતસિંહ મિત્રો બન્યા છે, એ વાત જ્યારે
મલ્હારરાવે જાણી ત્યારે તો તેને ઘડીભર એમ જ થયું કે, હવે કડીને
બચાવવું એ મહાન શક્તિશાળી પરમેશ્વરની કૃપા હોય તો જ બને.

આમ હજુ તો વાતોના તડાકા આવતા સંભળાતા હતા ત્યાં મલ્હારરાવ તો એમ જ માની બેઠો હતો કે, કડીની સલામતી ભયમાં હતી.

તેણે અનેક માર્ગો શોધી જોયા; પણ કોઈની કારમત કામ લાગે તેમ નહતી, એમ તેને ખાત્રી થઈ.

ઠાકરડા, કોળી લોકોની સૈન્યમાં ભરતી કરવાનો તેણે હનુમન્તને હુકમ આપી દીધો અને કડી શહેરની સુરક્ષા ખાતર શસ્ત્રસજ્જ સેનાની, કિલ્લાના બુરજે બુરજે ચોકી મૂકાવી દીધી, પણ એ બહારના દેખાવોના અંતર્ભાગમાં તો મલ્હારરાવ જાણતો હતો કે, નિરાશા જ ભરી હતી. મન મનાવવાના પ્રયત્નો કરવા પાછળ પણ મલ્હારરાવની ઓછી શક્તિ ખરચાતી નહતી.

---

## પ્રકરણ ૨૬ મું — મેનાના માર્ગમાં

**મેનાએ** રાજીખુશીથી કડી છોડયું ન હતું. તેની અનેક આશાઓ હજુ કડીમાં અણપૂરી રહી હતી. તેની અનેક સ્મૃતિઓ કડીના એ ઘરમાં જીવતી જાગતી સૂતેલી હતી. તે બધાંને છોડી ગણ્યાગાંઠયા કલાકમાં કડી છોડતાં મેનાને શું દુઃખ થયું હશે? પણ તેણે એક ડહાપણ વાપર્યું હતું. સ્મૃતિઓ સચવાઈ રહે તે માટે તેને તેનું મકાન સાચવવાની જરુર હતી. શામળ કડુ જેવો ટકીલો માણસ એ જવાબદારી લઈ બેઠો હતો. તેની અણપૂરેલી આશાઓ પૂરાવાની ઘડી આવતાં, એ જ મકાન તેને આશરો આપશે, એમ તે માનતી હતી, પણ ભૂપતસિંહ જતાં જતાં આડો ફાટયો હતો. જે કારણે મેનાએ નંદાને સાથે ન લીધી, તે તો અફળ જ રહ્યું હતું. ભૂપતસિંહે મેનાને સાથે લેવાની–સાથે રાખવાની ચોખ્ખી ના સંભળાવી હતી. પોતાની રમતમાં નિષ્ફળ ગએલી મેનાને નંદાનું હિત હૈયે લાગ્યું. ઘડીભર તેને થયું કે, 'એના કરતાં તો નંદાને સાથે લીધી હોત તો તેને લીધે ઠાકોર સાથે રહી શકાત, પણ તે

બીચારીને ખબર ન હતી કે, નંદાએ તો તે રાતે જ ભૂપતસિંહ આગળ રાજદ્રોહ કરવો ન ત્યજે, ત્યાં સુધી દૂર રહેવાની સ્પષ્ટતા કરી દીધી હતી.

પછી તો જીવરામ ટેલભટ્ટ જેવા પવિત્ર માણસના ઘરનો નંદાને આશરો હતો. મેનાને બીજી ચિંતા તો હતી નહિ. પેટ તો જ્યાં જાય ત્યાં પોષાય તેમ હતું, પણ સુખદુઃખની વાતો સાંભળનાર-સંભળાવનારનો સાથ હોય તો બે ઘડી આરામ રહે. એ વિચારે તેણે બચપણની સહિયરનો સાથ શોધ્યો. રખડતી-આથડતી તે કેટલે દહાડે બાલિસણા પહોંચી, તેની નોંધ તો તેની પાસે ન હતી, પણ એક આથમતી સંધ્યાને વખતે તેણે બાલિસણાનો ગાંધર્વવાસ જોયો. ઘર નાનાં પણ સુવ્યવસ્થિત અને સપ્રમાણ હતાં. આંગણાંની સફાઇ મોહક અને નમુનેદાર હતી. ચારે બાજુનાં એક સરખાં દેખાતાં આંગણાંમાંથી કયા આંગણામાં છનિયારની મરિયમ રહેતી હશે તે તેને કયાંથી સમજાય? મરિયમ તેની ઉગતા યુવા કાળના વખતની સખી હતી. મેના તેનો આશરો શોધતી જતી હતી.

'મરિયમ બાઇ કયાં રહે છે?' એક બાઇને આંગણામાં ઉભેલી જોઇ મેનાએ પૂછ્યું.

'કઇ મરિમય? અહીં તો તે બાઇને શોધવા જતાં દસબાર મરિયમ નીકળી આવે.'

'છનિયારવાળાં મરિયમ બાઇ.'

'એ તો જુઓ, સામે જે ઓસરી દેખાય છે તેની બાજુમાં, લીલા રંગથી રંગેલી થાંભલીઓવાળી ઓસરી આગળ જઇ પૂછો.'

મેના આગળ વધી. બાઇએ બતાવેલી નિશાની મુજબ તેણે મરિયમનું મકાન શોધી કાઢ્યું.

'મરિયમબાઇ છે કે?' ઓસરીમાં ઉભાં રહી તેણે બૂમ મારી.

'કોણુ એ?' કહેતી એક આધેડ દેખાતી બાઇ બહાર આવી. આથમતી સંધ્યાના વિલાતા તેજને હથેલીમાં સમાવા પ્રયત્ન કરતી હોય તેમ આંખો પર હથેલીની છાજલી બનાવી તેણે મેના તરફ જોયું.

મેનાને તે આધેડ બાઇમાં મરિયમની મુખરેખાનો પરિચય થયો. 'આ મરિયમ ?' તેનાથી મનને પૂછાઇ ગયું.

'કોણ બાઇ?' મેનાને ન ઓળખતાં મરિયમે પૂછ્યું.

'મરિયમ! હું મેના છું.'

'મેના ?'

'હા,' મેનાએ કહ્યું, પણ હજુ મરિયમને ઓળખાણ પડતી ન હતી.

'હું છનિયાર...' મેના બોલવા જતી હતી, ત્યાં તો તેને રોકી.

'તું મેના? છનિયારવાળી મેના ?' બોલી હર્ષથી દોડવાનો પ્રયત્ન કરતી મરિયમ ઝડપથી ચાલતી આવી મેનાને ભેટી પડી.

'ક્યાંથી આવી ?'

'કડીથી.'

'આવ. આવ, ઘણે વરસે દેખાઇ.' કહી મરિયમ તેને પોતાના ઘરમાં લઇ ગઇ.

ઘર સાદુ પણ સુઘડ હતું. ઘરની ગોઠવણ ઉપરથી મેના કળી ગઇ કે મરિયમ સિવાય ઘરમાં બીજું કોઇ રહેતું નહીં હોય.

'મરિયમ, શરીર કેમ લેવાઇ ગયું છે?' મેનાએ પૂછ્યું.

'શરીર? મેના! તું હજુ જુવાન દેખાય છે એટલે મને કહેતી હશે.' મેનાના શરીર તરફ તિરસ્કારથી જોતાં મરિયમ બોલી. મેના કંઇ ન બોલી.

'આ શરીરનો શું ઉપયોગ ?'

'કેમ શું ઉપયોગ ?'

'મેના! વરસો જુની વાતો સાંભરે છે?' નિરાંતે વાત કરવાન વિચારથી મરિયમ બોલી, પણ મેનાના પેટમાં ભૂખ હતી.

'મારે તો ખાવું છે, જુની વાતો પછી.' તેણે કહ્યું.

"હા, હા, એ તો ભૂલી જ ગઇ. જો સામેની ઓરડીમાં બધું સીધું ચોખ્ખા હાથે ભરેલું છે, મારા પુરતું હું પંદર વીસ દિવસે નાહીને ચોખ્ખા હાથે કાઢી લઉં છું. વાપરવા માટે માટીનાં નવાં વાસણો તે જ ઓરડીમાં બાજુમાં પડયાં હશે અને મસાલા તો દરરોજના તાજા જ વાટીને ઉપયોગમાં

લઉં છું એટલે તે વાપરવામાં તને વાંધો નહિ આવે.' કહી મરિયમે તેને બધી વ્યવસ્થા બતાવી અને સમજાવી.

મેનાએ રાંધી પેટને પોષણ આપ્યું ત્યારે રાત જામી ગઇ હતી. પાડોશી બાઇઓ એક પછી એક આવી મેનાને જોઇ ગઇ. મરિયમે તે દરેક આગળ મેનાને પોતાની નાનપણની સહિયર તરીકે ઓળખાણ આપી. અલગ અલગ પથારીમાં સૂતેલી, ઘણા દિવસે મળેલી બહેનપણીઓ વાતડાહી બની રાત્રિ વિતાવી રહી હતી.

'જુવાનીનું તો પૂછીશ નહિ, બેન ! જેણે તેને મુઠીમાં બાંધી રાખવાની આશા રાખી હોય છે તેમને જ હાથે તે વેડફાઇ જાય છે. તું જાણે છે કે મને જુવાની શું એ ભાન ન હતું. પછી તેનો તોર તો હોય શાનો ? જુવાનીને પુરી ઓળખી નહી ત્યાં નિકાહ પઢી લીધા, માથે છત્ર નંખાઇ ગયું. અહીં આવી ઘરના ઘસડબોરામાં જુવાની કયાં ગઇ તે મેં જાણ્યું નથી. એક પછી એક પાંચ બાળકોની માતા બની. એ પાંચે બાળકોનો ઉછેર કરતાં મારાં તો જીવનનાં હીર અને નીર ચુસાઇ ગયાં. ખાવિંદ રોગમાં દુનિયા છોડી ચાલી ગયા, મારા ઉપર એ પાંચે બાળકોનો બોજો મૂકીને. અલ્લાહ કોઇને દુઃખ દે છે પણ ભૂખ નથી દેતો. મારા પર દુઃખ આવ્યું, પણ મેં નીતિ ન છોડી-ઇમાન ન છોડયું, તો ભૂખનું મોઢું મારે જોવું નથી પડયું અને ખુદાતાલાની મહેરથી એ પાંચે છોકરીઓ સારા ઘરોમાં ગઇ. છોકરો ખુદાએ આપ્યો નથી મને તેનો અસંતોષ નથી.' પોતાના જીવનની સ્પષ્ટ રેખા દોરતાં મરિયમ બોલી.

'તારે મરિયમ ઘણાં બાળકો એટલે તેને માટે લાલસા મરી ગઇ હોય, પણ હું તો હજુ એકે બાળકની માતા બની નથી. મને જુવાની શી રીતે છોડી જાય ?'

'બાળકની માતા બનવું એ જ મહાન કાર્ય નથી, તેનો ઉછેર એ મહાન કાર્ય છે. તારું જીવન તેં મને કહ્યું, તે ઉપર વિચાર કરતાં મને લાગે છે કે ખુદાએ તને બાળક નથી આપ્યું, એ જ સારું કર્યું છે. તું બાળકને ઉછેરી શકત નહિ, તેને સંસ્કારી બનાવી શકત નહિ.' મરિયમ-એક મુસલમાન

બાઇ મેનાને શિખામણ આપી રહી હતી. મેના એ શિખામણ નીચે મોઢે સાંભળી રહી હતી.

મરિયમે ચાલુ રાખ્યું: 'ખોટું નહિ લાગે એમ માનીને કહું છું કે, તારી ઉમ્મર થઇ-તારી ઉમ્મરની કેટલીક સ્ત્રીઓ તો સંસારથી કંટાળી કંટાળી ત્રાસી જાય છે, છતાં તારો યુવાનીનો તરવરાટ કાયમ છે. તે નથી નષ્ટ થયો કે નથી પુરેપુરો દબાયો. જન્મથી તને મળેલા સંસ્કાર એ તરવરાટને વધારે ઉગ્ર બનાવે છે, યૌવનસુલભ સુખ ભોગવવાની લાલસા પેદા કરે છે, તને લલચાવે છે અને અશુધ્ધ માર્ગે દોરી જાય છે.'

'મરિયમ! મારા ભોગ વિલાસ અધૂરા છે, મને મન માન્યો પતિ મળ્યો નહિ માટે.' મેનાએ પોતાનો બચાવ કરતાં કહ્યું.

'ના, એ તારી ભૂલ છે. તારા પતિને ત્હેં અણુગમતો ગણ્યો માટે તે અણુગમતો બન્યો. તું એનામાં તારા કૃષ્ણને જોવાનો પ્રયત્ન કરતી હોત તો કૃષ્ણ તને ત્યાં જ મળત. તું એનામાં તારો રામ જોવાનો પ્રયત્ન કરતી હોત તો રામ તને ત્યાં જ મળત.'

'પણ તેણે મને કોઇ દિવસ સુખ આપવાની ઇચ્છાએ કરી ન હતી. હું શી રીતે માની લઉં કે, મારો રામ કે મારો કૃષ્ણ મને તેના-માંથી મળશે?'

'એટલી તારી ધીરજ નહિ. એ વિચારવાનો પણ તને અધિકાર ન હતો. એ અધિકાર વિનાની વાત તેં હાથમાં લેવા પ્રયત્ન આદર્યો ત્યારે જ ખુદાએ તારાપરથી પોતાના હાથ ઉપાડી લીધા. ખુદા સર્વનું સારું કરે છે એટલું જાણ્યા છતાં જે ખુદામાં વિશ્વાસ નથી કરતું તેના સામે ખુદા નથી જોતો. તેણે તને તારે તુંબડે તરવા મૂકી દીધી. અને તું એક સ્ત્રીની જાત, કેટલું તરે? શી રીતે તરે? હામ તો જોઇએ? સાધન તો જોઇએ? ક્યા સંસ્કારબળને આધારે તું તારું જીવન નાવ એકલે હાથે હંકારી શકે? સંસ્કારીઓને પણ ખુદાની દુવાઇ જેવો પવન પોતાના વહાણના સઢમાં પૂરવાની જરુર હોય છે ત્યાં તું તે કોણ માત્ર?'

મેના જાણે મરિયમનો ઠપકો સાંભળવા જ બાલિસણા સુધી ચાલીને આવી હતી. તેનાથી કંઈ બોલી શકાતું ન હતું. હૃદય દબાયેલું હતું. અનેક તરફની નિરાશાઓથી ઘેરાએલ મનને બળવો ઉઠાવવાનું પણ સૂઝતું ન હતું. બીજી વાત એ પણ હતી કે, આશ્રય વિનાનીને માંડ આશ્રય મળ્યો હતો, તે પણ બંડ ઉઠાવતાં હાથમાંથી જાય તો? અંદરથી છૂપું છૂપું પણ દિલ બોલી રહયું હતું. 'ઉપદેશ આપનાર કોઈ ન મળ્યું તે આ મરિયમનો ઉપદેશ સાંભળવો પડે છે.' વાત ખરી હતી. મેનાને હજુ જુવાની હતી. એ જુવાનીનો મોહ છોડવાનો ઉપદેશ આપે તેવું તેની ઓળખાણવાળું કોઈ હતું ખરું? થાકી પાકી મેના ક્યારે ઉંઘી ગઈ તેની મરિયમને ખબર ન હતી. તેણે તો પોતાનો વાણીપ્રવાહ વગર અટકાવ્યે ચાલુ જ રાખ્યો. સામેથી મેનાના હુંકાર સાંભળવાની પણ તેણે પરવાહ રાખી ન હતી.

છેવટે નિદ્રાની સવારી આવી અને મરિયમની આંખ મળી ગઈ. આધેડ ઉમરનાંની નિદ્રા ઓછી થતી જાય છે, એ કુદરતી કાનુન મરિયમને છોડે તેમ ન હતો. મેના તો પોતાને હજુ જુવાન ગણાવતી હતી, એટલે એ કાનુને મેના સુધી પહોંચવાની હિંમત કરી નહિ. પરિણામે મેનાની એક ઉંઘ પૂરી થઈ ત્યારે મરિયમની ઉંઘ શરુ થઈ.

---

## પ્રકરણ ૨૭ મું — નંદાનું મહત્વ વધે છે

એક દિવસ ઓચિંતું નંદાને મલ્હારરાવનું તેડું આવ્યું. જીવરામ ટેલભટ્ટ ભોજન કરી રહ્યા હતા. ભટ્ટાણી ભોજન પીરસતાં હતાં. નંદા પોતાના કાર્યથી પરવારી પોતાની ઓરડીના બારણામાં બેસી રસોડામાં એઠેલાં ભટ્ટાણી સાથે વાતો કરી રહી હતી. ભટ્ટજી જમતી વખતે મૌન પાળતા એટલે વાતચીત રસિક હોવા છતાં તેઓ ભાગ લેતા ન હતા. એટલામાં રાજસેવકે આવી નંદાનું નામ પોકાર્યું.

'કેમ?' નંદાએ પૂછ્યું.

'મહારાજ તમને બોલાવે છે?' સેવકે કહ્યું.

નંદાના દિલમાં ફાળ પડી. થોડા દિવસ પહેલાં જ ભેદી રીતે રાજાના અનુચરો તેને ઉઠાવી ગએલા અને માંડમાંડ રાજાના પંજામાંથી છટકીને પોતે પાછી આવી હતી. ટેલભટ્ટ અને ભટ્ટાણી તો એ વાત જાણતાં પણ ન હતાં. 'વળી આ નવું તૂત ક્યાંથી આવ્યું?'

નંદાએ ભોજન કરતા ટેલભટ્ટ તરફ જોયું. ટેલભટ્ટે કલ્પેલાં ભય આજ આકાર લેતાં હોય તેમ તેમને લાગ્યું. તેમણે હાથથી જ રાજસેવકને થોભી જવાનું નંદાને સમજાવ્યું.

'આવો છો?' જવાબ ન મળતાં રાજસેવકે પૂછ્યું.

'ઉભો રહે. ભટ્ટજીને જમી લેવા દે.' રાજસેવક બાજુના એક ઓટલા ઉપર ભટ્ટજી જમી રહે તેની રાહ જોતો બેઠો.

વિચારોમાં કંઈક ઉધામા કરતા ટેલભટ્ટ જલ્દી જલ્દી ભોજનથી પરવાર્યા. વસ્ત્રો સજી તૈયાર થયા અને બહાર આવી રાજસેવક સામે જોઈ બોલ્યા. 'ચાલ.'

'મને તો નંદાને લઈ આવવાનું ફરમાન છે.' સેવકે સ્પષ્ટતા કરી.

'નંદા નહિ આવે,' નક્કર જવાબ દેતાં ભટ્ટજીનો અવાજ જરાક ધ્રૂજ્યો.

'તો હું જાઉં છું.' સેવક જવાને ઉઠ્યો.

'પણ હું સાથે આવું છું.'

'આપને બોલાવ્યા નથી.' સેવક છતાં પણ ભટ્ટજી તરફ તે સભ્ય હતો.

'મારે મહારાજનું કામ છે.' કહી ભટ્ટજી આગળ વધ્યા.

'તો ચાલો.' કહી રાજસેવક આગળ થયો.

નંદા અને ભટ્ટાણી એ બે જનારા પાછળ જોઈ રહ્યાં.

ભટ્ટાણીની આંખમાં નંદા પ્રત્યે રોષ હતો. નંદાની આંખમાં નિરાધારતા હતી. રાજાનું તેડું ભલભલાંનાં દિલ ડોલવી દેવાની તાકાત ધરાવતું હોય છે.

નંદાની રાહ જોતા મલ્હારરાવે જાણ્યું કે, નંદાને બદલે જીવરામ ટેલભટ્ટ આવ્યા હતા ત્યારે તેના દિલમાં થોડીક નિરાશા ઉભરાઇ આવી, પણ પછી તેને ખાત્રી થઇ કે, ભટ્ટજી સાથેની આ પળની મુલાકાત દુઃખદ નહિ પણ સુખદ હશે, ત્યારે તેણે ભટ્ટજીને આવવાની રજા આપી.

ભટ્ટજી આવ્યા, સાદા અને સરળ ભાવ ધરાવતા. આવીને નમન કર્યું, બાજુ પર ઊભા રહ્યા.

'પધારો ભટ્ટજી !' મલ્હારરાવે તેમને આદરથી બોલાવ્યા.

'કલ્યાણ હો, મહારાજ.' કહી ભટ્ટરાજે આશીર્વાદ દીધા.

'કડીના લોકોને જગાડવાનું કામ તો હમણાં બરાબર ચાલતું હશે.'

'મહારાજની કૃપાથી કામ બરાબર ચાલે છે.'

'બોલો, મારે લાયક કંઇ કામકાજ ?' રાજાએ વાત પર આવતાં પૂછ્યું.

'કામકાજ તો મહારાજ ! અમારે આપને કહેવાનું હોય ખરું ? આપે વ્યવસ્થા ક્યાં ઓછી રાખી છે કે, આપ સુધી લાંબા થવાની જરુર પડે ?' વ્યવસ્થિત રાજ્યનાં વખાણ કરતાં ભટ્ટજી બોલ્યા. રાજા એ વખાણ પી ગયો. તેણે જવાબ ન દીધો.

'આપે નંદાને માટે તેડું મોકલ્યું ત્યારે મને થયું કે, એ બિચારી અબરુ બાળા રાજદરબારનું નામ સાંભળી ગભરાઇ ગઇ છે, માટે લાવ, હું જઇ આવું. રાજદરબાર તેણે ક્યારે જોયેલા ?' ભટ્ટજી બોલ્યા.

મલ્હારરાવને વાતના પાટા પર લાવવાના વિચારથી ભટ્ટજી બોલ્યા.

'હા ભટ્ટજી ! નંદાનું કામ છે.' મલ્હારરાવે કહ્યું અને ટેલભટ્ટ થંભી ગયા. રાજાની વાણી નમ્ર હતી છતાં ભટ્ટજીને તેમાં રુવાબ દેખાયો.

'નંદા વિના મારું કામ અટકી પડયું છે.' ભટ્ટજી ન બોલ્યા એટલે મલ્હારરાવે કહ્યું.

'મહારાજ ! એ માબાપ વિનાની કન્યા દરબારમાં આવતાં ધ્રૂજી જશે. આપને તેનું જે કામ હોય તે મને કહો તો ?'

'ભટ્ટજી !' મલ્હારરાવ હસી પડયો.

૧૦

તે સમજી ગયો હતો કે, શા કારણે ભટ્ટજી નંદાને મોકલવા માગતા ન હતા. રાજાને પોતાની આબરુ–પ્રતિષ્ઠાનું મૂલ્ય એક બ્રાહ્મણ જે રીતે તે કરતા હતા તેથી તેને પોતાને બહુ જ શરમ આવી, કારણ કે તે પ્રતિષ્ઠા તેણે પોતે પ્રાપ્ત કરેલી હતી.

'ભટ્ટજી ! આપના તો પગ ધોઇને પીવાથી પાપ જાય તેમ છે, એટલે એ વાત આપને કહેવામાં વાંધો નથી, પણ આપ નંદાને અહીં મોકલો તો શું વાંધો છે ?'

'મહારાજ ! નંદા અહીં નહિ આવી શકે.' ટેલભટ્ટે સ્પષ્ટ કહ્યું.

મલ્હારરાવ આ બ્રાહ્મણ આગળ શરમિંદો બની ગયો.

'ભટ્ટજી ! મારો આપને વિશ્વાસ નથી ?' તેણે વિશેષ નમ્ર બનતાં કહ્યું.

'મહારાજ ! વિશ્વાસનો સવાલ નથી. રાજદ્વારે કોઇ સ્ત્રીને બોલાવ્યા પહેલાં રાજાએ અનેક વિચારો કરી લેવાના હોય છે.'

'કયા કયા ?'

'એક તો પોતાના કુળનો, પોતાના ચારિત્ર્યનો અને પોતાના ધર્મનો.'

'મેં એ બધો વિચાર કરીને જ નંદાને બોલાવી છે.' મલ્હારરાવે હસતાં હસતાં કહ્યું.

'તે બધો વિચાર કર્યો હોત મહારાજ ! તો આપ નંદાને દરબારમાં ન બોલાવત.' ટેલભટ્ટે કહ્યું.

'ત્યારે ?'

'નંદાને ત્યાં આપ ગયા હોત.'

'હું ?'

'હા, આપ. સચ્ચચરિત્ર રાજાઓ જરુર પ્રસંગે પર સ્ત્રીઓને મળવાને તેમને ત્યાં જાય છે. તે સ્ત્રી રજા આપે તો પટાંતરે રહી જે વાતચીત કરવાની હોય તે કરીને ચાલ્યા જાય છે અને જો તે સ્ત્રી ના પાડે તો તેના ઉંબરે ઉભા પણ નથી રહેતા અને પાછા વળી જાય છે'. વાત કરવામાં ટેલભટ્ટ સ્પષ્ટ રહેતા.

રાજા વિચારમાં પડયો. ટેલભટ્ટનું કહેવું વાજબી હતું, પણ નંદાને મળવા મલ્હારરાવ નંદાને ત્યાં જાય એ કેટલું બેહુદું ગણાય ? પ્રજા તેને ચાવી ન ખાય ?

'ભટ્ટજી ! એમ કરો તો ?'

'શું ?' હાથ જોડતાં ટેલભટ્ટ બોલ્યા.

'આપ નંદાની સાથે અહીં આવો.'

'ન બને મહારાજ ! મારું માનો તો આપ મારી સાથે મારે ત્યાં ચાલો. નંદા આપને મળશે.'

મલ્હારરાવ ન બોલ્યો. કોઇની છોકરીની જવાબદારી કોઇ વહોરીને ફરતું હતું અને છતાં તે જવાબદારી વહોરનારને જાણ ન હતી કે, રાજાએ રાતોરાત એ જ છોકરીને ઉપડાવીને રંગમહેલમાં આણી હતી. અને એ તો રાજાનો અને તેનો ધર્મ સચવાયો. નહિ તો ? ટેલભટ્ટ ત્યારે ક્યાં ચોકી કરવા આવ્યા હતા ? પણ આ બધી વાતો કરવાને રાજાનું મોઢું ટેલભટ્ટ સામે ઉઘડે તેમ ન હતું. જન્મ ધરી જેણે પાપ કર્યું ન હતું, તેની સાથે દિલમાં પાપ રાખનારો સીધી વાત કરવાની શક્તિ પણ ગુમાવી બેઠો હતો.

'મહારાજ ! જાઉં ત્યારે ?' ભટ્ટજી જવા તૈયાર થયા.

'અરે, ભટ્ટજી ! જરાક થોભી જાઓ. મારે તમારું પણ કામ છે.' કહી રાજા ઊઠયો.

'જી.' કહી ભટ્ટજીએ એક આસન પર નિરાંતે જમાવ્યું. વાત કહેવી કે, ન કહેવી ના વિચારોમાં મલ્હારરાવ ઝુલતો હતો. થોડી વારે તે બોલ્યો.

'જુઓ ભટ્ટજી ! વડોદરાના કાનોજીરાવના ભયમાંથી કડીને મુક્ત કરવાને માટે નંદાનો મારે ઉપયોગ કરવો છે.' મલ્હારરાવે કહ્યું.

કડી ઉપર વડોદરાના ગાયકવાડનો ભય આવવાનો હતો એટલું તો કડી જાણતું હતું એટલે જીવરામ ટેલભટ્ટ તે ન જાણતા હોય તે ન જ બને.

ટેલભટ્ટને શંકા થઇ કે, કાનોજીરાવને ભેટ તરીકે નંદાને મોકલવાનો તો રાજાએ વિચાર કર્યો નહિ હોય ? તે ન બોલ્યા.

'કાનોજીરાવ સાથે ભૂપતસિંહ ભળેલો છે.'

'ભંકોડાનો ઠાકોર ?' ભટ્ટજી એકાએક વચ્ચે બોલ્યા.

મલ્હારરાવ કંઇક આશાવાન બનતો ગયો.

'હા, તે જ, એટલા માટે નંદાનું કામ છે.' તેણે કહ્યું.

'નંદા શું કરશે ?'

'નંદા સાથે ભૂપતસિંહને સ્નેહ છે. નંદા તેને સમજાવશે.' મલ્હારરાવે કહ્યું.

નંદાને બોલાવવા પાછળનું રહસ્ય તો મલ્હારરાવે ખુલ્લું કર્યું હતું પણ ભટ્ટજીને લાગતું ન હતું કે નંદા એ કાર્યમાં રાજાને મદદ કરે, કારણ કે નંદાના વિચારો તે પૂરેપુરા જાણતા ન હતા.

'મહારાજ ! આપના પ્રયાસો નિષ્ફળ જશે.' ટેલભટ્ટે કહ્યું.

'કેમ ?' મલ્હારરાવને એટલું પૂછતાં આંખે અંધારાં આવ્યાં.

'નંદા જુદી માટીમાંથી ઘડાએલી છે,' ટેલભટ્ટે કહ્યું. રાજા ન બોલ્યો.

ટેલભટ્ટનું એ કથન સાચું પડે તો રાજા માટે ઉપર આભ અને નીચે ધરતી સિવાય બીજો કોઇ આધાર ન હતો.

'છતાં તેનામાં રાષ્ટ્રપ્રેમ છે.' મલ્હારરાવે આશાથી કહ્યું.

'એ કામમાં તો મહારાજ ! હું પણ નંદાને સમજાવવા પ્રયત્ન કરીશ. આપ ક્યારે આવશો ?' ટેલભટ્ટે સીધી વાત મૂકી. રાજા મુંઝાયો, પણ નંદાને મળ્યા સિવાય છુટકો ન હતો. આજે રાતે આવીશ. આપ પણ તેને થોડાક સંસ્કાર નાખજો.' રાજાએ ભટ્ટજીની સહાય માગતાં કહ્યું.

'ભલે, મહારાજ ! હવે હું જઇશ.' નમસ્કાર કરીને ભટ્ટજી બહાર નીકળ્યા. મલ્હારરાવ આશા અને નિરાશાનાં બે પડ વચ્ચે પીસાતો વિચારોને આધીન થયો.

સાંજ પડી અને મલ્હારરાવ જીવરામ ટેલભટ્ટને ત્યાં ગયો. રાજાનો સત્કાર કરવાની તૈયારી એ ગરીબ બ્રાહ્મણે પોતાના ગરીબ ઘરમાં પોતાની ગરીબીના પ્રમાણમાં કરી રાખી હતી. રાજાને એ સત્કાર તરફ નહિ પણ નંદાના શબ્દો તરફ ધ્યાન આપવાનું હતું. ટેલભટ્ટના નાખેલા સંસ્કારે નંદાના સંસ્કારો વધુ ઉજ્જવળ બન્યા હતા. તેણે મલ્હારરાવને ધીરજ આપી વિદાય દીધી અને પોતાને વડોદરા પહોંચાડવા યોગ્ય બંદોબસ્ત કરવાની રાજા પાસે માગણી કરી.

## પ્રકરણ ૨૮ મું

## કોણ જીત્યું ?

કનોજીરાવ સાથે મહત્વની વાટાઘાટ કરી રાજમહેલની બહાર નીકળેલા ભૂપતસિંહને ખબર મળી કે, તેના મુકામે કોઇ બાઈ અને તેના બે સાથીદારો તેની રાહ જોઇ બેઠાં હતાં. સાથે કોઇ ભૂદેવ હતા.

બીજે ક્યાંઇ ન જતાં ભૂપતસિંહ સીધો મુકામે પહોંચ્યો. માણસો તો ન ઓળખાયા, પણ માણસો જેને લાવ્યા હતા તે નંદાને તો તેણે ઓળખી જ.

'નંદા ? અહીંઆ ?' તેણે એકાએક પ્રવેશ કરતાં નંદાને ઓળખીને પૂછ્યું.

નંદા ઊભી થઇ. ભૂપતસિંહ આવી ગાદી ઉપર બેઠો. નંદાને લાવનારા માણસો સાધારણ સૈનિક જેવા લાગતા હતા તેવા લોકોનો સાથ કરી નંદા કેમ આવી હશે, તેનો વિચાર ભૂપતસિંહ કરી રહ્યો.

'નંદા ! આમ એકાએક વડોદરામાં ક્યાંથી ?'

'આપને મળવા.'

'મને !'

'હા તમને.'

'તારા રાજા વિરુધ્ધ કાવત્રાં કરનારને તું મળવા આવી છે !' આશ્ચર્ય વ્યક્ત કરવાનો ડોળ કરતો ભૂપતસિંહ બોલ્યો.

'હા, એ કાવત્રાં કરનારને મળવા આવી છું.'

'સાથે કોણ છે ?'

'આ બે સૈનિકો અને જીવરામ ટેલભટ્ટ.'

'ટેલભટ્ટ આવ્યા છે ?' હર્ષ વ્યક્ત કરતાં ભૂપતસિંહ બોલ્યો.

'હા, આવ્યા છે. સ્નાન સંધ્યાથી પરવારવા તળાવે ગયા છે.'

'એમ ! ત્યારે તો સારું થયું. હું પણ તમારી રસોઇ માટે વ્યવસ્થા કરાવી લઉં.'

'ટેલભટ્ટ કોઇના હાથનું નહિ જમે.'

'કેમ?'

'મુસાફરીમાં તેઓ જાતે જ રાંધીને જમવાનું પસંદ કરેછે.'

'હવે મુસાફરી ગઇ, આ તો ઘર છે.'

'છતાં નહિ જમે.'

'ભલે, જેવી તેમની ઇચ્છા.' કહી ભૂપતસિંહ ઉઠયો અને આવેલા માટે રસોઇપાણીની વ્યવસ્થા કરવામાં રોકાયો.

પેલા બે સૈનિકો ઉઠી બહાર નીકળી વડોદરાની શોભા જોવા સારુ ચાલી નીકળ્યા. નંદા એકલી પડી. થોડીવારે ભૂપતસિંહ સર્વ વ્યવસ્થા કરીને આવ્યો અને નિરાંતે બેઠો.

'નંદા! હવે તારી વાત નિરાંતે સંભળાવ.'

'મારી વાત બહુ જ ટુંકી છે.' નંદાએ જવાબ આપતાં કહ્યું.

'ટુંકી હશે તો જલદી પૂરી થશે.' ઘણા દિવસે એકાંતમાં મળ્યાનો લ્હાવો લેતા ભૂપતસિંહે કહ્યું.

'હું તમને વિનવવા આવી છું.'

'મારી નંદા કોઇને વિનવે નહિ. હુકમ કરે.'

'એમ માનો તો એમ.'

'હા, તું શું હુકમ કરે છે?'

'મલ્હારરાવ સાથેનું વેર છોડી દો.' નંદા બોલી.

'તું એ કહેવા અહીં આવી છે?'

'હા.' દૃઢ સ્વરે નંદા બોલી.

નંદાની એ દૃઢતા ભૂપતસિંહના દિલ સોંસરવી ઉતરી ગઇ.

'તારે મારું નાક કપાવવું છે?'

'તમારું નાક કપાતું હોય તો મારી આ વિનવણી હું પાછી ખેંચી લઉં છું. મારી એક બીજી વિનંતિ સાંભળી લો.'

'એ શું છે?'

'મારા જીવતાં મારા રાજાનો નાશ મારો પતિ કરે એ મને પસંદ નથી. અને મારીને જ કડી તરફ આગળ વધજો.' નંદા બોલી.

ભૂપતસિંહ વિચારી રહ્યો. 'આ છોકરી શું બોલતી હતી ?'

'નંદા ! તું મને બાળક સમજે છે ?'

'બાળક પાસે મહત્વના કાર્યની આશા ન રખાય.' નંદાએ કહ્યું.

ભૂપતસિંહ ચૂપ થયો. થોડા વિચાર પછી તે વળી બોલ્યો. 'તને મલ્હારરાવે મોકલી છે !'

'હું શા માટે જુઠું બોલું ? મને મલ્હારરાવે તમારા કાર્યની ભયંકરતા સમજાવી છે. મારું દિલ કહે છે કે, તમે કડીને પાયમાલ કરવા આગળ ન વધો.'

'મેં તો કડીને ઉચ્છેદવાના સોગંદ લીધા છે.'

'અને તે મારા જીવતાં ?'

'ત્યારે તારા મરણ પછી તો કડીને મારે શું કરવું છે ?'

'મને જીવતી રાખવી હોય તો કડી ઉચ્છેદવાના વિચાર છોડો. હું તમને પગે પડું.'

'નંદા ! એ નીચ મલ્હારરાવની મોકલી તું અહીં આવી મારી પાસે ભીખ માગે છે ? ખબર છે, મલ્હારરાવે તને રંગમહેલમાં રાખી હતી ?'

'એ રંગમહેલ હવે નથી રહ્યો. રાજાની આંખો ખુલી ગઇ છે.'

'મને મારા માર્ગે જતો અટકાવી તું શું લાભ મેળવીશ

'કડીમાં શાન્તિ અને રાજાનું સુખ.'

'તેમાં તને શું ?'

'મને ? મને મારો નાથ મળશે.'

'નંદા ! તારી એ હઠ છોડી દે. રાજદ્રોહી પતિને ન સ્વીકારવાનું તારું પણ તું ત્યજી દે અને કડી છોડી તું વડોદરા આવ.'

'નાથ ! હું કડી છોડીશ ત્યારે કડીનું મંગળ કરીને છોડીશ. સળગતી ચિતા વચ્ચે કડીને સળગતું રાખી હું તેને નહિ છોડી જઇ શકું.'

'મારા દિલની ઉમેદો પૂરી થવાની પળે તું એકાએક આવીને મને હેરાન કરે છે.'

'તમે હેરાન થાઓ એ હું પણ નથી ઇચ્છતી. લાવો પેલી તરવાર અને મારો શિરચ્છેદ કરી પછી કડીને છુંદી નાખો. જાઓ, હું વચ્ચે નહિ આવું.'

'એટલી ઉતાવળી ન થા નંદા! મોત આવશે ત્યારે તને નહિ છોડે. એમ મરવાની ઉતાવળે મોત ન આવે.'

'નાથ! તમારા શબ્દો મને નથી સમજાતા. તમે કડીને લુંટશો કે બચાવશો તે સ્પષ્ટ નથી કહેતા.'

'દીવા જેટલું સ્પષ્ટ છે કે, કડીને ઉચ્છેદવાના હું સોગંદ લઇ બેઠો છું. નંદા! હવે હું બીજું શું કરી શકું?'

નંદા નિરાશ થઇ. પતિને લીધેલા પણથી પાછો વાળવો તે અત્યાગ્રહ કહેવાય. તેવા અત્યાગ્રહથી જીવન જોડવાં તેમાં તેને સાર ન લાગ્યો. હવે તો તેને માટે એક જ માર્ગ હતો. કાં માતા ધરતી મારગ આપે ને કાં તો દાંતે જીભ લઇ સ્વધામ જવું. જીવવાની આશા તો છોડવી જ રહી. તે ઉભી થઇ અને દેહ ઢાળીને બેઠેલા ભૂપતસિંહના પગને હાથ અડકાડી નમન કરતી બોલી. 'નાથ! ક્ષમા કરશો. આ ભવે તો હવે મળવું દોહ્યલું છે. આવતે ભવે હું આપની રાહ જોઇશ.' એટલું બોલી તે ઊભી થઇ અને બારણા તરફ ચાલી.

'ક્યાં જાય છે?' જતી નંદાને બોલાવીને રોકવાનો પ્રયાસ કરતાં ભૂપતસિંહ બોલ્યો.

'હવે હું જઇશ, મારી ફરજ મને બોલાવે છે ત્યાં. બોલ્યું ચાલ્યું માફ કરજો.' કહી તે બારણા બહાર નીકળી.

એકલી નંદા ક્યાં જશે? એ ખ્યાલે ભૂપતસિંહને ઘડીભર વિવશ બનાવ્યો, પણ અબળા એકલી ક્યાં જવાની? હમણાં તેના સાથીદારો આવે ત્યાંસુધી રાહ જોતી બહાર ઊભી રહેશે. એમ ધારી ભૂપતસિંહ નિરાંતે ગાદી પર આડો થયો.

પાંચેક ક્ષણ ગઇ હશે ત્યાં તો મહાપ્રયાસે નંદાને ખેંચતા જીવરામ ટેલભટ્ટ બારણામાં પ્રવેશ્યા. નંદાના જમણા હાથમાં નાની કટાર હતી. તેની છાતી પરનું વસ્ત્ર ચીરાએલું દેખાતું હતું.

'શું છે? કહેતો ભૂપતસિંહ સફાળો ઊભો થઇ ગયો.

'આ નંદા આપઘાત કરતી હતી, ઠાકોર!' ટેલભટે કહ્યું.

નંદા ગાંડા જેવી બની ગઇ હતી. ભૂપતસિંહને જોતાં જ તે બેહોશ બનીને ઓરડા વચ્ચે પછડાઇ પડી. તેને પડતી બચાવવાના બંનેના પ્રયત્નો નિષ્ફળ ગયા. તેનો શ્વાસ જોસથી ચાલતો હતો, નાક ફાટફાટ થતું હતું, છાતીના ઉછાળા અણધાર્યા વધી ગયા હતા. મોંઢામાંથી ફીણ આવતું હોય તેવું જણાતું હતું અને આંખો ફાટી જતી હોય તેમ લાગતું હતું.

'આ અણધારી પીડા ક્યાંથી થઇ આવી?' ટેલભટ્ટે ભૂપતસિંહને પૂછ્યું.

ભૂપતસિંહ શું જવાબ દે?

'તમે તેને કંઇ કહ્યું હતું?'

'મેં તેને કહ્યું કે, મારા ધ્યેયને હું છોડીશ નહિ.'

'તે શા માટે આવી છે તે તેણે તમને કહ્યું?'

'હા.'

'તમે શું કહ્યું?'

'મ્હેં ના પાડી.?'

'ત્યારે તો તેનું દર્દ એ હશે.'

'શી રીતે?'

'ઘણી સ્ત્રીઓ પૂરી મુંઝાય એટલે બેભાન બની જાય છે. આ તો આપઘાત કરવામાં નિષ્ફળ ગઇ એટલે બેભાન બની ગઇ લાગે છે.'

તે બેભાન નંદાને જોઇ ભૂપતસિંહને નંદાનું હેત યાદ આવ્યું. તેની સાથે ગુજારેલા કલાકોના કલાકો યાદ આવ્યા. તેને અપાએલાં વચનો યાદ આવ્યાં. તેની પાસેથી લીધેલાં વચનો યાદ આવ્યાં. ભોળી કન્યકાએ જીવન સર્વસ્વનું સમર્પણ કરતાં એક જ આદર્શ નજર સમીપે રાખેલો તે યાદ આવ્યું. આ બધી એકસામટી યાદથી ભૂપતસિંહનું હૃદય કંપ્યું.

મલ્હારરાવે એક ભંકોડા ભાંગ્યું તો એવાં ચાર ગામ વસાવવાની તાકાત પોતાનામાં ન હતી? આ તો પ્રિયતમાના જીવન મરણનો સવાલ હતો. રાજખટપટ સામે એને શા માટે ઘટાવી દેવી? એનું મહત્વ નિરાળું હોવું જોઇએ અને એ મહત્વ જાળવવા જતાં કદાચ ફના થઇ

જવા વખત આવે તો પણ શું ? રાજા રામચંદ્ર કનક મૃગની મોહજાળ જાણતા હતા છતાં સીતાની એક હઠ ખાતર તેમણે મહાન વિગ્રહ વહોરી લીધો ન હતો ! આ તો વિગ્રહનું શમન છે. એક કાંકરે બે પંખી મરે છે. પ્રિયતમા જીવતી રહી સાથે રહે છે અને મલ્હારરાવ ઉપર ઉપકાર ચઢે છે. અપકાર ઉપર ઉપકાર કરનાર આ દુનિયામાં કેટલા ? મહાન પુરુષો જ એ કરી શકે. તો શા માટે આવેલી પળ જવા દેવી ?

તેણે ઘણો વિચાર કર્યો, પણ વિચારમાળાએ જ પરિવર્તન લીધું હતું. નંદાના જીવનના જ વિચારો તેને આવ્યા કર્યા. છેવટે તેણે નંદાને ખુશ કરવાનો જ નિર્ણય કર્યો.

'નંદા ! તારી વાત કબૂલ છે.' ઘણા કાળથી બેભાન નંદામાં ચેતન જાગ્યું. તેણે ધીમે ધીમે આંખો ઉઘાડી. ભૂપતસિંહ ફરીથી બોલ્યો. 'તારી વાત કબૂલ છે.'

'જીવતા રહો, નાથ !' કહેતી નંદા ઊભી થઇ ગઇ અને ટેલભટ્ટ તરફ જોઇ ધીમેથી બોલી. 'ચાલો આપણે હવે કડી તરફ જઇએ.'

'કેમ અહીં નથી રહેવું ?' ભૂપતસિંહે પૂછયું.

'તમે ત્યાં આવો. મલ્હારરાવ સાથે ગળ્યાં પાણી કરો. પછી આપણે સાથે જ છીએ ને ?' નંદાએ ભટ્ટજીની શરમ ત્યજી તેમની રુબરુમાં જ ભૂપતસિંહને વાયદો દીધો.

બપોર પછી કડીથી આવેલાં સર્વે કડી તરફ જવા ઉપડી ગયાં.

---

## પ્રકરણ ૨૯ મું — પરિવર્તન

ભૂપતસિંહે નંદાને કડી ઉપર ન ચઢી આવવાની ખાત્રી તો આપી પણ હજુ કાનોજીરાવને મનાવવાનું મહાન કાર્ય તેને માથે હતું. ઘડી પહેલાં કડી પર ચઢાઇ કરવાની યોજના નક્કી કરીને કાનોજીરાવથી છૂટો પડેલો ભૂપતસિંહ કાનોજીરાવ પાસે ફરીથી કયા બહાને કડી પર ન ચઢવાની દરખાસ્ત લઇને જાય ? ભૂપતસિંહના મનની સ્થિતિ ડામાડોળ બની. એક બાજુ દુશ્મન રાજી થતો હતો, બીજી બાજુ મિત્ર નાખુશ

થતો હતો. અને એ બન્નેના પરિણામે પ્રિયતમાને સુખ થતું હતું. દુશ્મન સજ્જ થાય તેનો વાંધો નહતો કારણ કે એમ થતાં પ્રિયતમા રાજી રહેતી હતી-પોતાની થતી હતી. પણ મિત્ર નાખુશ થાય તે તેને વસમું લાગતું હતું. કાનોજીરાવની નાખુશી કદાચ રાજદ્વારી ક્ષેત્રમાંથી ભૂપતસિંહની હસ્તી મીટાવી દેવાને સમર્થ બને તેમ હતી તેનો ભૂપતસિંહને ખેદ હતો. કયા રસ્તે જવાથી સરળતા સાથે સફળતા મળે તે શોધવામાં ભૂપતસિંહનું દિલ લાગી ગયું હતું. પણ કોઇ માર્ગ એવો નહતો કે તેનું ધાર્યું તે કરી શકે. ઇશ્વરી મદદ સિવાય તેનો માર્ગ કોઇથી ચોખ્ખો થાય તેમ નહતો.

સવારે તો કંઠી તરફ પ્રયાણ કરવાની તૈયારીઓ કરવાની હતી. કાનોજીરાવને તે પહેલાં પોતાની નારાજી વ્યક્ત કરવામાં ન આવે તો તેઃ ધાર્યા કરતાં પણ મોટો અનર્થ ઊભો થાય એમ ભૂપતસિંહનું માનવું હતું. પોતે ઠાકોર હતો એટલે રાજાઓની માનસિક વલણનો તે અનુભવી હતો. તેમાં વળી કાનોજીરાવ તો વહેમનું ઝાડ હતો. તેને જરાક કુંડું પડયું કે બસ. કોઇ ઉપાય તેને વારવામાં સહાયક ન બનતો.

સાંજ પડ્યા પહેલાં ભૂપતસિંહે કાનોજીના મહેલમાં પ્રવેશ કર્યો. કોઇ સૈનિક કે દ્વારપાળ દરવાજા પર નહતો. દરરોજ હથિયારબંધ દ્વારપાળની સલામી ઝીલીને દ્વારમાં દાખલ થવા ટેવાએલા ભૂપતસિંહને મહેલની વ્યવસ્થામાં અન્તયખી ભરેલી ખામી લાગી. તે આગળ વધ્યો. રાજમહેલ તદ્દન શાન્ત હતો. સૂમસામ લાગતા મહેલમાં ભૂપતસિંહ સાવધાનીથી આગળ વધ્યો. કાનોજીરાવની બેઠકનો ઓરડો આવ્યો અને તે અટકયો. તેણે ધીમેથી બારણું ઠોકયું. બારણું અંદરથી બંધ હતું. થોડીકવાર રાહ જોઇ પણ બારણું ન ઉઘડયું. ફરીથી ઠોકયું પણ ન ઉઘડયું. બારણા સાથે તેણે કાન માંડ્યા તો અંદર ઘણા માણસોની ઝઘડાના રૂપમાં વાતચીત ચાલતી હોય તેમ લાગ્યું. તેણે બારણું વધારે જોરથી ઠોકયું ત્યારે અંદરથી તો તે ઉઘડયું નહિ પણ બાજુનું બંધ બારણું ખુલ્લું થયું અને હથિયારબંધ પાંચેક માણસોએ આવી તેને કબજામાં લઇ લીધો. એ જ પળે કાનોજીરાવની બેઠકના ઓરડાનું બારણું ખુલ્લું થયું. ભૂપતસિંહે તે ઓરડામાંથી બાંધેલા કાનોજીરાવને સાથે લઇ દશેક માણસો

બહાર નીકળતા જોયા. ભૂપતસિંહ હેબતાઇ ગયો. તણે સ્પષ્ટ જોયું કે કાનોજીરાવના દિવસો ભરાઇ ચૂક્યા હતા. બીજાનો હક્ક છીનવી લેનાર છેવટે કેદી બની ગયો હતો. તેનું શું થશે તે વિચારવાનો હવે ભૂપતસિંહને વખત નહતો. પોતાનું શું થશે એ પ્રશ્ન તેને વિહ્વળ બનાવી મૂકતો હતો. ઘડી પહેલાં પોતે જે કામે સંકોચભર્યા દિલે આવ્યો હતો તે તો હવે આપમેળે બની ગયું હતું. ભૂપતસિંહને એટલા પુરતી તો નિરાંત હતી પણ બિન હક્કદાર રાજા બની બેઠેલો તેનો જમણો હાથ બની પોતે વડોદરામાં મહાલ્યો તેનો દંડ હવે શું દેવો પડશે એ વિચારભારમાંથી તે હમણાં મુક્ત થાય તેમ નહતો. સૈનિકો તેને સીધો જેલમાં લઇ ગયા.

આનંદરાવના કિસ્મતે જોર કર્યું અને કાનોજીરાવ રાજમહેલના ઓરડામાંથી જ વગર મહેનતે પકડાઇ ગયો. કેદી થએલા કાનોજીરાવને મહારાજા આનંદરાવ સમક્ષ હાજર કરવામાં આવ્યો.

કાનોજીરાવના જુલમે કારભારીઓની આંખ ઉઘાડી નાખી હતી. તેને રાજગાદી હાથ કરવામાં મદદ કરનારા કારભારીઓ પણ તેના જુલમના ભોગ થઇ પડ્યા. રાજવીપદથી ભ્રષ્ટ કરવામાં આવેલા આનંદરાવ પરના જુલમોએ પણ માઝા મૂકી ત્યારે કુદરતથી એ સહન ન થયું. એક ટોળી ઊભી થઇ અને આનંદરાવને મુક્ત કર્યો. કાનોજીરાવના આવાસ પર છાપો મારી તેને તેના ઓરડામાંથી જ પકડી લીધો. જુલમગારને રાજા આનંદરાવ સમક્ષ હાજર કરવામાં આવ્યો ત્યારે તેની હીનતાનો પાર ન હતો.

રામપુર રોટિયાના કિલ્લામાં જીવતાં સુધી કેદમાં રહેવાની કાનોજીરાવને શિક્ષા ફરમાવવામાં આવી.

તેના બીજા સાથીઓને પણ પકડી લેવામાં આવ્યા. તેમાંથી કેટલાકને નિર્દોષ ગણી છોડી દીધા અને કેટલાકને કેદખાનાના સળીયા પાછળ ધકેલી દેવામાં આવ્યા.

ભૂપતસિંહ કેદી બન્યો અને આનંદરાવનો કારભાર વિના વિઘ્ને શરુ થઇ ગયો. પ્રધાન રાવજી આપાજીની સત્તા રાજ્યના ખૂણેખૂણે સ્થપાઇ ગઇ. આનંદરાવ રાજા ગણાતો એટલું જ.

જેલમાં સડતો ભૂપતસિંહ મુંઝાતો હતો. તેનાં બાળકો અને ઠકરાળાં વઢવાણમાં હતાં અને પ્રિયતમા નંદા કડીમાં હતી. પ્રિયતમાને મેળવવા ખાતર તો તેણે પોતાનું પણ જતું કરવા તૈયારી બતાવી હતી. છતાં નસીબ બે ડગલાં આગળ હતું. મલ્હારરાવ આપમેળે બચી ગયો હતો અને પોતે જેલમાં સડતો હતો.

નંદા તેને વારંવાર યાદ આવ્યા કરતી હતી. નવરાશનો પાર નહતો અને નંદાના સંસ્મરણોનો પણ પાર નહતો. જેલજીવન દરમ્યાન નંદા તેની આરાધ્ય દેવી બની ગઇ હતી. વઢવાણમાં આશરો લઇ પડેલું પોતાનું કુટુંબ તેને કોઇક વખત જ યાદ આવતું પણ નંદાએ તો જાદુ કર્યો હતો. ઘડીએ ઘડીએ નંદાની સ્મૃતિ તેના દિલનાં દ્વાર ખખડાવી જતી. જાણે હસતી નંદા તેને કહેતી હતી. “મારા છો અને મારા રહેશો, આ ભવે અને આવતા ભવે.” જેલજીવનના આકરા દિવસો નંદાની મધુર સ્મૃતિમાં સરળ બની જતા હતા.

હમેશના એક જ રટણથી નંદા માટે તેની આસક્તિ વધતી ગઇ. એ આસક્તિએ ભૂપતસિંહની માનસિક વલણ બદલવાનો પ્રયત્ન શરુ કર્યો.

નંદાને સાચવનાર જીવરામ ટેલભટ્ટ માટે ભૂપતસિંહની માનવૃત્તિ ધીમે ધીમે વધતી ગઇ. નંદા જે ગામમાં વસતી હતી તે ગામ તરફ તેની મમતા વધતી ગઇ. નંદા જે ઘરમાં રહેતી હતી તે ઘર તેને પોતાનું લાગતું ગયું અને પછી તો નંદા ઉપરના પ્રેમાળ ભાવથી જોતા મલ્હારરાવ તરફ પણ તેનું માન વધતું ગયું. ગમે તેવો તો પણ નંદાને તો પુત્રી તરીકે જ રાખે છે. તેના કહેવાથી રંગમહેલ બંધ કર્યો. તેના કહેવાથી પ્રજા તરફથી ઉઠતી બૂમો બંધ થઇ ગઇ. નંદાનો મલ્હારરાવ ઉપર પ્રભાવ હતો. નંદા પોતાની હતી તો પછી મલ્હારરાવને પોતાના માટે કંઇક તો લાગણી હશે જ. વળી જ્યારે નંદા મારફત તેણે જાણ્યું હશે કે કડી ઉપરની ચઢાઇ બંધ રાખવામાં આવી છે ત્યારે તે કેટલો ખુશ થયો હશે! આખરે તો મલ્હારરાવમાં પણ માણસાઇ તો હતી જ ને!

આવા આવા વિચારોએ ભૂપતસિંહના દિલમાં કડી અને તેના રાજા વિશે મમત્વ જગાડયું. નંદા તેમાં કારણરૂપ હતી.

છૂટકારાની આશા સેવતો ભૂપતસિંહ પ્રિયતમાની યાદમાં જેલજીવન વિતાવતો હતો.

---

## પ્રકરણ ૩૦ મું

## કામણગારો કદ્દુ

**મેનાના** ઘરની ઘરવખરી રાતોરાત ફેરવી નાખી. કદ્દુએ સવારથી રાજાના માણસો આવવાની રાહ જોવા માંડી. બપોર સુધી કોઈ ન આવ્યું એટલે તેને થયું કે એ તો ફક્ત રાજાની ધમકી હશે. એમ રૈયતનાં ખોરડાં રાજા કદિ ન લુટાવે. છતાં સાંજ સુધી તો ઘરમાં જ રહેવાનો નિર્ણય કરી તે જામ્યો, પણ કોઈ ચકલુંયે ફરક્યું નહિ. સાંજ પડી અને એક પછી એક તેના દારૂડિયા મિત્રો, સાંજ પડે પંખી માળામાં આવે તેમ પોતાના ઘરમાં ઘૂસી ગયા. દરેકને મોઢે પ્રથમ પ્રશ્ન એક જ આવતો. "પછી શું થયું?" તે દરેકને જવાબ આપતાં કદ્દુ આખરે એક જ વાક્ય ઉચ્ચારતો. 'કદ્દુને પહોંચનારો હજુ હવે જન્મશે.'

રાજાને એક વખત બનાવી ગયા પછી કદ્દુ વધારે પડતો આત્મવિશ્વાસ ધરાવતો થઈ ગયો હતો. તેના ફળરૂપ તેની ધૂપાઈને બેસી રહેલી વૃત્તિઓ એક પછી એક સ્મશાનમાં રાત્રે ભૂતાવળ જાગે તેમ જાગી પડી. પ્રથમ વૃત્તિ જાગી મેનાને પોતાનું પાણી બતાવવાની. તેણે મેનાને કડીમાં પાછી લાવવાના સેવેલા કોડ પૂરા કરવાની હામ ભીડવા માંડી. રાજાએ હદપાર કરેલીને રાજાની મંજુરી સિવાય ફરીથી લાવી શકાય નહિ, એટલું તો કદ્દુ જાણતો હતો પણ તેનું આત્મનિર્ભર દિલ મલ્હારરાવનો હિસાબ કોડી કરતાં વધારે ગણતું ન હતું. રાજાને મનાવવો–ફોસલાવવો–બનાવવો તેને મન સહજ કાર્ય હતું.

પ્રસંગ શોધી તે એક દિવસ જીવરામ ટેલ ભટ્ટને ત્યાં ગયો. ટેલભટ્ટ ઘેર હતા. નંદા ઘેર હતી. બંને વડોદરાની મુસાફરીના થાકથી કંટાળેલાં હતાં. કદ્દુને જોઈ ટેલભટ્ટનું મોઢું ઉદાસ બન્યું. નંદાના આવ્યા પછી ઘણાએ લોફર ગણાતા લોકો એક અથવા બીજે બહાને ટેલભટ્ટને આંગણે આવી જતાં. ટેલભટ્ટને એ ન ગમતું, પણ તેમની સત્તા ત્યાં પહોંચે તેટલી ન હતી. રાજા સાથે ઝગડો કરવો સહેલ હતો પણ હાસતાં

ચાલવાં ઝગડી પડે એવી આબરુના લોકો સાથે તે વાત શું કરવી? આ તેમનો સિદ્ધાન્ત હતો. પણ કદ્દુ તો કામે આવ્યો હતો. તેણે તો આવતાંની સાથે જ પૂછ્યું.

"કેમ ભટ્ટજી! મજામાં ને?"

'હા કેમ પધારવું થયું?' મુસાફરીથી કંટાળેલા ભટ્ટજીએ વ્યંગમાં જ પૂછ્યું.

"હું જરાક કામે આવ્યો છું."

'મારૂં કામ છે?' ટેલભટ્ટે પૂછ્યું.

'તમારું જ ગણોને?' મારે નંદા સાથે થોડીક વાત કરવી છે."

"તે ભાઇ જે પૂછવું હોય તે પૂછી લોને. નંદા તમારી સામે જ બેઠી છે. કેમ કંઇ સામાન ખૂટયો છે?" ભટ્ટજી જાણતા હતા કે મેના કદ્દુને પોતાના ઘરનું રખવાળું સોંપીને ગઇ હતી.

'ના, ના, હું તો પૂછવા આવ્યો હતો કે મેના ક્યાં ગઇ છે?' નંદા તરફ જોઇ કદ્દુએ કહ્યું.

'તમને નથી કહ્યું?'

'મને શું કહે? મારી પાસે આવી ત્યારે તો તને સાથે લઇને જવાની વાત કરતી હતી. પણ છેલ્લી ઘડીએ તને ય મૂકી ગઇ તે મને શું કહી જવાની હતી?'

નંદા વિચારમાં પડી. 'મેનાજાનું ઠેકાણું કદ્દુને આપવાથી કાંઇ નુકશાન તો નહિ થાય?' પણ વળી વિચાર આવ્યો કે મેનાજા સાથે તેને હવે ઝાઝી નિસ્બત પણ શું હતી? કદ્દુને ઘર ભળાવીને ગઇ છે એટલે તેના ઉપર વિશ્વાસ હશે ત્યારે ને?

'બાલીસણાના ગાંધર્વ વાસમાં જવાની વાત કરતી હતી.'

'બાલીસણાનો ગાંધર્વ વાસ?'

'હા. જરુર હોય તો ત્યાં તપાસ કરજો એટલે કદાચ મળી આવશે.'

'બસ, એટલું જ. ભટ્ટજી! હવે હું રજા લઇશ.' કહેતો કદ્દુ જવાને વળ્યો.

'અરે શામળભાઈ! કંઈક યાદ આવતાં નંદા બોલી.

'કેમ?' કદુએ પાછા વળતાં પૂછ્યું.

'ઘરમાં બધું છે તો બરાબર ને?'

'મેના મૂકીને ગઈ છે તે બધું બરાબર છે.'

'મારે થોડાંએક કપડાં જોઈએ છે.' નંદાએ કહ્યું.

'એ નહિ મળે.'

'કેમ?'

'તારા ઘરમાં તો એક પાઈનીએ વસ્તુ રાખી નથી. બધી આડી અવળી કરી વગે કરી દીધી છે.'

'કેમ?'

'લૂંટાવાની બીકે.'

'કોણ લૂટવાનું હતું અહીં?'

'રાજાજી.'

'ખોટી વાત.'

'તારા સમ નંદા! રાજાજીએ મને મોઢેમોઢ કહેલું.'

નંદા વિચારમાં પડી કદુ કેટલું સાચું બોલતો હશે!

'શામળ કદિ જૂઠું બોલે નહિ.' જીવરામ ટેલભટ્ટે સાક્ષી આપી.

'તો પછી મારે કપડાં માટે શું કરવું?

'તારે જોઈતાં કપડાં હું કરાવી આપીશ નંદા!' ઉમળકો આવતાં કદુ બોલ્યો.

ના, ના, મારે ત્યાં રહે અને તમારાં કપડાં પહેરે એ મને શોભે ખરું? શામળ! નંદાને હું કપડાં લાવી આપીશ.'

'અને હું આપીશ તો ક્યાં મારે ખોટ આવવાની હતી?' કહી કદુ ચાલતો થયો.

'એ જાઉં છું ભટ્ટજી!'

'હા ભાઈ આવજે.' કદુની ઉદારતા ઉપર ભટ્ટજી અને નંદા વિચારતાં બેસી રહ્યાં.

હજુ કદુને ઘણું કામ હતું. મેનાનું રહેઠાણ જાણ્યા પછી મલ્હાર-રાવને રીઝવવાનું મહાન કાર્ય બાકી હતું. તેણે ઘણી યુક્તિઓ લડાવી જોઇ પણ રાજાને સમજાવવાનું કાર્ય કઠિન લાગ્યું. સાંજ સુધીના તેના યત્નો નિષ્ફળ ગયા. અંતે થાકીને ઘેર આવી તે પથારીમાં પડયો.

હમેશની રીત મુજબ તેના મિત્રોની પધરામણી થવા માંડી. સૂતાં સૂતાં વિચાર કરતાં કદુએ પોતાના કાર્યમાં મિત્રોનો ઉપયોગ કરવાનો વિચાર કર્યો. પણ એ બીજાના દોર્યા દોરાતા મિત્રો એનું આ અઘરું કાર્ય શી રીતે કરી આપે? પણ બુદ્ધિનો ઇજારો રાખવાનો ઘમંડ રાખતા કદુને યુક્તિઓ શોધતાં વાર થાય ખરી? એક યુક્તિ જડી અને તે ખડખડ હસી પડયો.

'અલ્યા સ્વપ્નમાં હસ્યો કે?' રમતારામે પૂછ્યું. કદુ વધારે જોરથી હસ્યો.

'ગાંડો થયો લાગે છે.' ગણેશ ગોટલી બોલ્યો.

'ગાંડો બને તારો બાપ. ગોટલી! આ કદુ તમને બધાને ગાંડા બનાવે તેવો છે.' કહી કદુ પથારીમાંથી ઊભો થયો.

'સાલા! મેના જેવી મટકી હાથથી ગઇ છતાં બેસી રહ્યો તે ગાંડો નહિ તો બીજું શું હોય?' ગોટલીએ પોતાના વિધાનનું સમર્થન કરતાં કહ્યું.

'ખેટમજી પાસે પાઇ હોય તો મેના સાઇ રહે ને?' રમતારામ બોલ્યા.

હવે કદુનો પાસો ફેંકવાનો વખત આવી પહોંચ્યો હતો.

'સાલાઓ! પૈસા પૈસા શું કરો છો? પૈસા એ તો પગની ધૂળ છે. બહાર જઇએ અને પૈસા લઇ આવીએ.' કદુ બોલ્યો.

'ન જોયો હોય મોટો નવાબજાદો!' ગોટલી બોલ્યો.

'જોવું છે? એક રાતમાં તમારાં ઘર ભરાવી આપું.' ઝનૂનમાં આવતાં કદુ બોલ્યો.

'હા, હા, જોવું છે.' બધા સાથે બોલી ઊઠયા.

'તો થાઓ તૈયાર. સવારમાં જ તમને લખપતિની દુનિયા દેખાડી દઉં.'

બધા ખુશ થયા. ધન કોને ન ગમે !

બધાઓએ મળી કદુની આગેવાની નીચે મલ્હારરાવની તીજોરી લૂંટવાનો નિર્ણય કર્યો. ચોરી થાય તે દરમ્યાન કદુએ રાજમહેલમાં મલ્હારરાવ પાસે રહેવું એવું ઠરાવવામાં આવ્યું. બાકીનાઓએ કદુના ગયા પછી રાજમહેલમાં એક પછી એક છૂપે રસ્તે ઘુસી જવું. છૂપો રસ્તો કદુએ તૈયાર કરવાનો હતો અને તે અંગેની બધી માહિતી તેણે પોતાની ટોળીને આપી દીધી હતી.

ચોરી કરતાં કદાચ પકડાઈ જવાય તો સવાર સુધી દરેક પકડાનારાએ મૌન પાળવાનું–જરા પણ વિગત રાજસેવકો કે રાજાને સવાર સુધી આપવી નહિ. દરમ્યાન કદુ તેમને છોડવાની તજવીજ કરે, પણ જો ફાવી જાય તો ધનના ઢગલા ઘરભેગા કરી દેવા.

કદુની અજબ શક્તિ ઉપર વિશ્વાસ ધરાવતા સઘળા મિત્રોએ એ યોજના સ્વીકારી લીધી. અને ચોરીના કામમાં પાવરધા બનેલા ચારે મિત્રો રાજમહેલમાં ખાતર પાડવા તૈયાર થઈ ગયા.

કદુ મલ્હારરાવને મળવા રાજમહેલ તરફ રવાના થઈ ગયો. દરવાન મારફત મળવાની રજા મંગાવી તે રાજમહેલમાં આગળ વધ્યો. જતાં જતાં મિત્રો માટે છૂપો માર્ગ–રાજમહેલની એક નિર્જન બાગ તરફની બારી અંદરથી પોલી ખોલી નાખી અંદર ઉતરવાની સુગમતા–કરી તે મલ્હારરાવ પાસે પહોંચી ગયો.

'અન્નદાતા !' કદુ વધારે નમ્ર બની ગયો હતો.

વડોદરાથી આવી નંદાએ આપેલા સુખ સમાચારથી મલ્હારરાવ ઉલ્લાસમાં હતો.

'અરે, કદુ ! આવ, આવ.'

'અન્નદાતા ! એક જરુરી કામે આવ્યો છું.'

'કહી દે. એમાં આટલો ઢીલો કેમ થાય છે ?'

'મહારાજ ! ઇનામની આશાએ આવ્યો છું.'

'શું છે ?'

'એક છૂપી બાતમી લાવ્યો છું.' બે હાથ જોડી કદુ બોલ્યો.

'બાતમી હશે તેના પ્રમાણમાં ઇનામ મળશે.' મલ્હારરાવે કહ્યું.

'મહારાજ ઇનામ તો હું નક્કી કરીને આવ્યો છું.'

'શું ?'

'મેનાને કડીમાં પાછી આવવાની પરવાનગી આપો, તે.' રાજા ખડખડ હસી પડયો. આ કદરૂપો માણસ મેના પાછળ લટ્ટુ બન્યો હતો. ભૂપતસિંહ સાથેનો સંબંધ સુધરતો જતો હતો. નંદા કાબૂમાં હતી. પછી મેના માટે રાજાનો ખાસ વિરોધ હતો પણ નહિ. તેની હદપારીની શિક્ષાનો અમલ આપ મેળે પૂરો જ થઇ જતો હતો.

'પણ તારી બાતમી તો આપ.'

'મહારાજ! પણ મને પરવાનગી મળવી જોઇએ.'

'એ તો તારી જેવી ખબર. હદપાર કરેલી બાઇને ગામમાં લાવવાની પરવાનગી આપ્યા પહેલાં મારે તારી બાતમીની કિંમત આંકવી જોઇએ ને !' રંગમાં આવતાં રાજાએ કહ્યું.

'મહારાજ !'

'બોલ, બોલ.'

'આજે રાત્રે આપનાં ભંડાર ચોરાઇ જશે.' રાજા ચમક્યો. બાતમી ખરેખર મહત્વની હતી.

'શું કહે છે ?'

'ખરું કહું છું. ચોરી કરનારા સીધા ભંડાર ઉપર જ આવશે.'

'ક્યારે ?'

'પરોઢિયા પહેલાં ચાલ્યા જાય તેવી રીતે.' રાજા વિચારમાં પડયો.

'ક્યાંથી આવશે ?'

'એટલું જાણ્યા પછી મને પરવાનગી આપશો ?'

'મને વિશ્વાસ પડશે તો આપીશ.' મલ્હારરાવે કહ્યું.

'મહેલના આથમણા ભાગના ડાબા હાથ તરફની બીજી બારી ખુલ્લી રાખવામાં આવેલી છે તે બારી વાટે તેઓ પ્રવેશ કરશે.'

મલ્હારરાવ ઊઠયો.

'ચાલ કદુ! આપણે જોઇ લઇએ, એ બારી:' તેણે કહ્યું.

કદ્દુ ઊઠયો અને રાજાની સાથે ગયો.

બારી ખુલ્લી જોઇ રાજાને ખાત્રી થઇ પણ તે એમ સહેજ માને તેવો ન હતો.

'ચોરોને જોયા વિના તારા કથનની ખાત્રી ન થાય.' તેણે કદુને કહ્યું.

'મહારાજ! કદાચ ચોર લોકોએ મહેલમાં પ્રવેશ કર્યો પણ હોય. તપાસ કરાવી જુઓ.' કદુને ખાત્રી હતી કે તેના મિત્રો તેની પાછળ તરત જ ઘૂસવાના હતા.

મલ્હારરાવે તે બારી બંધ કરી અને રાજભંડાર તરફ કદુને લઇ ચાલ્યો.

'મહારાજ! મને ડર લાગે છે. કોઇ સૈનિકને સાથે લઇ જાઓ.' કદુએ આગળ વધવાની ના પાડી.

'ભલે,' કહી રાજા કદુનો હાથ પકડી તેને પાછો પોતાના દિવાનખંડમાં લાવ્યો. 'અહીં બેસ.' કહી તેને ત્યાં બેસાડયો. અને સુમંતને ભલામણ કરી 'આ કદુ ફરીથી હાથથી ન જાય તે સંભાળજે.'

સુમંત સચેત બની કદુનો ચોકીદાર બની ગયો.

મલ્હારરાવ આગળ ચાલ્યો.

'પણ મહારાજ! મને પરવાનગી મળવી જોઇએ.'

'હું હમણાં જ આવું છું.' કહી મલ્હારરાવ ચાલી નીકળ્યો. ચારેક સૈનિકોને સાથે લઇ જઇ મલ્હારરાવે રાજભંડારની આસપાસના ઓરડા તપાસ્યા. એક ઓરડામાંથી કદુના ચારે દારુડિયા મિત્રો પકડાઇ ગયા. પણ બધા મૂંગા હતા. કોઇ કંઇ બોલતા ન હતા. મૂંગા ચોરોને બોલતા કરવાની કળા જેમના હાથમાં હતી તેવા માણસોને તે ચારે જણાઓની સોંપણી કરી મલ્હારરાવ કદુ પાસે આવ્યો.

'કદુ! તું સાચો નીકળ્યો. સાળા ચારે જણ મૂંગા છે તેનું શું?'

'એ તો બોલશે મહારાજ! પણ હવે મને રજા આપો.'

'તને રજા છે. જા. મેનાને કડીમાં લાવી ફરીથી વસાવ.' કદુ ખુશ થતો ઊઠયો.

'મહારાજ! હું આવું તે પહેલાં પેલા લોકોને છોડશો નહિ અને કાંઇ તપાસ પણ કરશો નહિ.' જતાં જતાં તે બોલ્યો.

'કેમ?'

'તે બધું હું આવીને મહારાજને જણાવીશ.' કહી કામણગારો કદુ રવાના થયો.

---

**કેડીથી** રાતોરાત બાલિસણા જવા નીકળેલો શામળ કદ્દુ દિવસ ચઢીને સરખો થયો ત્યારે બાલિસણાને પાદરે પહોંચ્યો. ગાંધર્વવાસમાં જઇ મેના રહેતી હતી તે મકાન શોધતાં તેને જરાક મુસીબત નડી પણ તેવી મુસીબતોને ગણકારે તેવો કદ્દુ ન હતો. જ્યારે મરિયમબાઇના આંગણાની પરસાળમાં એક સ્વચ્છ સાદડી બિછાવી નાહી ધોઇ માળા ફેરવતી મેનાને તેણે જોઇ ત્યારે તેની દૃષ્ટિએ ન જોવાનું જોયું. ક્યાં રંગબીની રસિક મેના અને ક્યાં શ્વેતવસ્ત્રધારિણી, અર્ધમીંચ્યાં નેત્રોવાળી કંકણ વિનાની, માળાધારિણી મેના. તેને વિશેષ અજાયબી તો એ થઇ કે મુસલમાનોના લત્તા વચ્ચે બેસીને મેના માળા જપી રહી હતી. ઘડીભર તો તેને થયું કે કદાચ ભૂપતસિંહના અચોક્કસ ભાવિ વિશેની વાતોએ તેને વૈરાગ્ય આવ્યો હશે. પણ તે માનવું અસંભવિત હતું એમ તેને મેનાની શાન્ત અને નિશ્ચલ મુખમુદ્રા જોતાં થયું. મેનાના મુખનો રૂપ સુંદર ચળકાટ ભક્તિભાવના ધરાવતી મેનાનો શુદ્ધ શણગાર બની ગયો હતો.

પોતાના ઉપર આવતો પ્રકાશ અવરોધ પામ્યો કે તરત મેનાએ આંખ ઉઘાડી આંગણામાં જોયું. કદ્દુને જોઇ પહેલાં તો તેના મુખપર જરાક વિહ્વળતા છવાઇ પણ તે તરત જ ચાલી ગઇ અને તેની જગાએ મધુર મિષ્ટ સ્મિત આવી પથરાઇ ગયું.

'આવો શામળભાઇ!' તેણે કહ્યું.

'હા, મેના! જરાક થયું કે લાવ મળી આવું એટલે આવ્યો.' કદ્દુએ સહજ આવવું થયું હોય તેમ કહ્યું.

'ભલે આવ્યા. હું પણ એ જ વિચારતી હતી કે તમે એકાદ વખત આવી જાઓ તો સારું.' કહેતી મેનાએ માળાનો મેર આંખે અડકાડી માળા પૂરી કરી. સ્વસ્થ ચિત્તે સર્વ ચીજો ઠેકાણે કરીને તે ઊઠી અને આસન ઉપાડી તેની જગાએ મૂકી દીધું.

અંદરથી એક ચટાઇ લાવી તેણે પાથરી અને કદ્દુને તે પર બેસવા આગ્રહ કર્યો.

પોતાના સ્વતંત્ર રસોડામાં રસોઇ કરતી મરિયમ પણ તે વખતે બહાર આવી અને 'આવો' કહી શામળનું સ્વાગત કર્યું.

મરિયમની સાદાઇ અને સુશીલતાએ કદુ ઉપર સારો પ્રભાવ પાડયો. મેનાએ મરિયમના રંગે રંગાઇને સાધ્વી ન બને એમાં જ કદુની નવાઇ હોય એમ તેને લાગી આવ્યું.

સ્વચ્છ પરસાળમાં વાતો કરતાં મેના અને કદુને મૂકીને મરિયમ પોતાનું અધૂરું કામ પૂરું કરવા ગઇ. ત્યારે કદુએ પીવાને પાણી માગ્યું. ચટ્ટાઇ પાથરી તે વખતે જ પાણીનો લોટો અને પ્યાલો બાજુમાં મૂકેલાં તે તરફ મેનાએ તેનું લક્ષ દોર્યું. સંયમશીલ મહેમાનગીરીથી કદુના દિલને સંકોચ થતો હતો કારણ કે એવા કોઇ ઘેર મહેમાન બનીને જવાનું આ જ પૂર્વે તેના ભાગ્યમાં હતું નહિ.

'બીજા શું ખબર છે શામળભાઇ?' સ્ફટિકશા સ્વચ્છ સ્નેહથી નીતરતી આંખો શામળ સામે રાખી મેના બોલી.

'બીજું તો શું? નંદા મઝામાં છે.'

'એ તો હોય જ. જીવરામ ટેલભટ્ટ જેવો માણસ આશરે આવેલાને દુઃખ દે એ આ લોકમાં તો ન બને.' ટેલભટ્ટ તરફની અચળ શ્રદ્ધા દાખવતી મેના બોલી.

'બીજું એક મેં મારું વચન આજ સુધી પાળ્યું છે.'

'એટલે?'

'તમારું ઘર સાચવ્યું છે.' મહાન કાર્ય કર્યાની રજુઆત કરતો હોય તેમ કદુ બોલ્યો.

'ઉપકાર.' મેનાએ કહ્યું.

વાતાવરણ જોતાં એથી વધારે શબ્દોની આશા કદુએ રાખી પણ નહતી. મેનાનો ભક્તિભાવ જોઇ કદુ કોણ જાણે કેમ પણ નિરાશ બનતો જતો હતો.

'ભંકોડાના ઠાકોર અને મલ્હારરાવને તો હવે જામી પડી છે.' વાતમાં મેનાને રસ લેતી કરવાના ઉદ્દેશથી કદુ બોલ્યો.

'એમ ?'

'હા. ભૂપતસિંહ બડોદરાના કાનોજીરાવનો બોલાવ્યો વડોદરા જઇ બેઠો છે અને મલ્હારરાવને ઉંફાવવાની તરકીબો રચવા માંડયો છે. આજ કાલમાં કદાચ ફડી લેવા આવે પણ ખરો;

'કોણ ?' વાતમાં મહાપ્રયાસે રસ રાખતાં મેના બોલી.

'બીજું તો કોણ ? ભૂપતસિંહ.'

'ભૂપતસિંહ ફડી પર આવશે ?' અજાયબી દર્શાવતાં મેના બોલી.

'હા, વડોદરાની સેના લઇને.' કદ્દુએ કહ્યું ત્યારે મેનાને યાદ આવ્યું કે કદ્દુએ કાનોજીરાવ અને ભૂપતસિંહ મળી ગયાની વાત પહેલાં કહી હતી. આજે તેની વૃત્તિઓને ભૂપતસિંહ અને મલ્હારરાવ સરખા જ હતા. મલ્હારરાવ તરફ ક્રોધ ન હતો. ભૂપતસિંહ તરફ પહેલાંના જેવો અણુ-છાજતો પ્રેમ નહતો. વાતમાં તેને રસ નહતો.

'રસોઇ માટેની તૈયારી કરું.' કહી મેના ઊઠી. થોડાક જ મહિના-ઓમાં મેનાના ચિત્તવ્યાપારના એકાએક પરિવર્તને કદ્દુને ખરેખર જ અજાયબ બનાવી દીધો હતો.

ઓસરીમાં મેનાએ રસોઇ બનાવી ત્યાં સુધી કદ્દુ તો મેનાના માનસપરિવર્તન ઉપર વિચાર કરવામાં જ રહ્યો.

જમ્યા પછી વળી મરિયમ, મેના અને કદ્દુ વાતોએ ચઢયાં.

મરિયમનો પ્રવાહ સાધારણ રીતે જ બોધ દેવા તરફ હતો. મેનાનો પ્રવાહ સાહજિક રીતે અનાસક્તિ વ્યક્ત કરવા તરફ હતો. કદ્દુની સઘળી વાતોમાંથી એક વાત ઉપર ન તો મરિયમે મહત્વ આપ્યું કે ન મેનાએ. કદ્દુને પોતાનો ફેરો અફળ જતો લાગ્યો.

'તમારી હદપારીની શિક્ષા મેં રદ કરાવી છે.' કદ્દુએ છેવટનું પણ અમત્યનું તીર ભાથામાંથી છોડયું. તેણે આશા રાખી હતી કે મેના તે હકીકત જાણી ખુશ થશે, પણ તેને નિરાશા જ મળી.

'મહારાજનો ઉપકાર.' શાન્ત મુદ્રા રાખતાં મેના બોલી.

'તમારું ઘર એક વખત લુંટવાની રાજાએ તૈયારી કરી હતી પણ મેં તમારો સામાન મારા મિત્રોને ત્યાં મૂકી દઇ બચાવી લીધો છે. પછી તો ઘર લૂંટાયું નહિ.'

'લૂંટાયું હોત તો પણ શું લૂંટી જાત? બે વાસણ, બે કપડાં, બીજું શું?' મેનાએ નિઃસ્પૃહતા દાખવી.

કદુને મેનાની નિઃસીમ નિઃસ્પૃહતા સ્પર્શ કરી ગઈ. "આ દુનિયામાં ભલાઈ ને બુરાઈ સિવાય શું સાથે રાખવા જેવું છે?' મરિયમે કહ્યું.

'એમ નહિ બહેન! પણ હવે તો કડી આવતાં તેમને કોઈ રોકે તેમ નથી. પછી પોતાનું જે હોય તે લઈ જાય તો હુંએ છૂટું અને બીજે કામધંધે લાગી જાઉં.' કદુએ મરિયમની મદદ માગતાં કહ્યું.

'શામળભાઈ! મારી ઘરવખરી નંદાને સોંપી દેજો. મારું ઘર પણ તેને સોંપી દેજો. તેને કહેજો કે ભૂપતસિંહ સાથે લગ્નથી જોડાય એટલે ખબર આપજે. હું તો મારે અહીં રામનામની માળા જપતી બેસી રહીશ. મારે કડી આવવું નથી. મારે બીજે ક્યાંય જવું નથી.' મેના બોલી, અને એ બધા વિચારો ખંખેરી નાખતી હોય તેમ તેણે આળસ મરડી.

'તમારે માટે તો કેટલી મહેનતે તમારો હદપારીનો હુકમ રદ કરાવ્યો અને તમે કડી નહિ આવો?' કરગરતાં કદુ બોલ્યો.

'આવીને શું કરું? એ ઘરનાં સ્મરણો મને શું શું વાતો કહી જાય તે ખબર છે? એ કડીની શેરીએ શેરી મને શું કહી બોલાવે તે ખબર છે? હું કયા મોઢે કડીમાં આવું? અહીંની શાન્તિ મને સુખ દે છે. ત્યાંની અશાન્તિ મને પીસી નાખે.'

'ત્યારે વિચાર માંડી જ વાળ્યો છે?' આખરની વાત પૂછતો હોય તેમ કદુ બોલ્યો.

'હા, એ તો એમ જ છે. પણ શામળભાઈ! તમે મારે માટે ઘણું વેઠ્યું છે, મારા શબ્દે શબ્દે તમે ચાલ્યા છો. મારું વચન કદિ તમે ઉથાપ્યું નથી. મારું કામ કરતાં કદિ સુખદુઃખ ટાઢ તડકો રાત દિવસ જોયાં નથી. છતાં તમને મેં કંઈ બદલો આપ્યો નથી. તમારો ઉપકાર હું નહીં ભૂલું. શામળભાઈ!' શામળે સેવેલાં સ્વપ્નોની કલ્પનાને સિદ્ધ થતાં તે નહિ જુએ ત્યારે તેના દિલને શું થશે એ વિચાર આવતાં મેનાએ તેનો ઉપકાર માન્યો.

'મારું તો ઠીક જાણે. કામ કર્યા વિના માણસને કંઇ જંપ વળે છે ખરો? પણ બિચારી નંદા તમને યાદ કરતી નહિ હોય?'

'નંદાનું નસીબ નંદા પાસે. ભૂપતસિંહ સાથે તે જોડાઇ જશે. પછી મને નહિ સંભારે.' મેના બોલી તો ખરી પણ બીજી જ પળે તેને વ્યવહારુ ખ્યાલ આવ્યો કે મલ્હારરાવ સામે ભૂપતસિંહ રણે ચડે અને નંદા તેને પરણે એ નંદાના સ્વભાવ પ્રમાણે અસંભવિત હતું. તેના કપાળપર એક આછી કરચલી આવીને ચાલી ગઇ. કદુએ તેમાં ભૂપતસિંહ તરફનો પ્રેમ જોયો. મરિયમે જાણ્યું કે હજુ મેના સંસારથી છૂટી ન હતી.

'અને જુઓ, શામળભાઇ! કદાચ ભૂપતસિંહ અને નંદાનાં લગ્ન ન થાય તો નંદા જેની સાથે પરણે તેને મારું ઘર સોંપી દેજો.'

'ભલે.' કહી વધારે વાત કરવાની ધીરજ ન હોવાથી શામળ ઊઠયો. તેનું દિલ પોકાર કરી કરીને કહેતું હતું કે 'મેના બદલાઇ ગઇ છે. મેના બદલાઇ ગઇ છે.'

મેના અને મરિયમની વિદાય લઇ કદુ નીકળ્યો ત્યારે મેનાના દિલમાં એક વાત ઊંડે ઊંડે ખટકતી હતી પણ તે કોઇને કહેવાય તેમ ન હતી. ખુદ મેના જ હવે તો એવી વાતને ધિક્કારી કાઢતી હતી. ફડી છોડયું ત્યારે તેના દિલમાં આશા હતી કે તે એક દિવસ ફડી પાછી આવશે. ભૂપતસિંહ તેનો થશે અને તે અને ભૂપતસિંહ એ મકાનમાં રંગરાગ માણશે. એ આશાએ જ કદુ જેવા માણસને ઘરની ચોકી સોંપી તે ચાલી નીકળી હતી. પણ વિધિની વિચિત્રતાને કોણ પહોંચ્યું છે! મેના સાધ્વી વેશે એ વાત હવે વિચારી પણ શી રીતે શકે?

## રાવજીનું પ્રધાનવટું

આનંદરાવ ગાદી ઉપર આવવાથી રાવજી પ્રધાનની આણ ફરીથી એક વખત વડોદરા રાજ્ય પર ફરતી થઇ ગઇ. ગોવિંદરાવના વખતનો એ જૂનો પ્રધાન ઘણાની નજરે જમાનાનો ખાધેલ દેખાતો ત્યારે ઘણાક તેને સત્તાના અતિરેકથી ફૂલાતો ફરતો જોતા હતા. ખરી રીતે રાવજી કેવો હતો તે વાત તો એક રાવજી જ જાણતો હતો. તેને ખરેખરા રૂપમાં ઓળખનાર હજુ સુધી એકે નીકળ્યો ન હતો. અંગ્રેજી સત્તાનાં અવતરણ વડોદરા રાજ્ય ઉપર થયાં ત્યારે વડોદરાના પહેલા રેસીડેન્ટ કર્નલ વોકરે તેને ખરા રૂપે પારખ્યો હતો. કર્નલ વોકરના અભિપ્રાય મુજબ રાવજીમાં અભિપ્રાયનું મોકળાપણું હતું અને હરપળે તે વહેમથી ઘેરાઇ જતો. પોતાના કાર્ય તરફ પણ તે વહેમથી જોયા કરતો. કર્નલ વોકરના કહેવા મુજબ વડોદરાનો વડો પ્રધાન રાવજી આવો હતો.

તેણે કદિ સ્વતંત્ર અભિપ્રાય દર્શાવ્યો નહતો. તેણે કદિ સ્વતંત્ર રહીને કોઇ કાર્ય કર્યું ન હતું. દરેક કાર્યની પાછળ કોઇની દોરવણી, કોઇનો દોરી સંચાર, કોઇનો અંગુલિનિર્દેશ કે કોઇનો અભિપ્રાય તેને જરુરી લાગતાં તે વિના તે કંઇ ન કરતો—ન કરી શકતો.

બાહોશ ગોવિંદરાવનું પ્રધાનવટું નભાવ્યા પછી આનંદરાવનો આંટીઘુંટીવાળો રાજ્ય કાળ આવ્યો. રાવજી મુંઝાયો પણ પોતાની અશક્તિ બતાવી છૂટા થઇ, વર્સો જૂનું પ્રધાનવટું લજવવા જેવી ફજેતી તેને કરવી ન હતી. તે પ્રધાન પદે ચાલુ રહ્યો અને વડોદરાના ઇતિહાસમાં કદિ નહિ બનેલા તેવા અને તેટલા બનાવોની પરંપરા શરુ થઇ ગઇ.

ચાર દિવસની ચાંદની જેટલો સમય વડોદરાનું રાજ્ય ભોગવી કાનોજીરાવ રામપુર રોટિયાના કિલ્લામાં કેદી બનીને રહ્યો. તે વાતને પૂરા ત્રણ મહિના તો નહિ થયા હોય ત્યાં તો ફતેહસિંહ ગાયકવાડની પુત્રી ગજરાબાઇ રાવજી પ્રધાન સાથે ઝઘડો કરી બેઠી. આ કારણે તે

તો રાવજી અને ગજરાબાઈ જાણે પણ ઝગડાએ એવું રૂપ લીધું કે ગજરાબાઈ વડોદરા છોડી ગઈ અને સુરતમાં જઈને રહી.

થોડીક મુદત ગઈ અને મુકુંદરાવ નામે ગોવિંદરાવનો એક દાસીપુત્ર યાત્રાને બહાને વડોદરા છોડી ગયો. સાથે પુષ્કળ ધન અને પુષ્કળ ઝવેરાત લઈ ગયો. જતાં તો તેણે જાહેર કરેલું કે પોતે ડાકોરના શ્રી રણછોડજીની યાત્રાએ જતો હતો; પણ તેની યાત્રા એટલો લાંબો વખત ચાલી કે વડોદરાના સત્તાવાળાઓને તેને પાછો આવવા કહેણ મોકલવાની જરુર પડી. પણ એ સ્વતંત્ર મિજાજના મુકુંદરાવને રાવજીનું પ્રધાનવટું ખૂંચતું હતું. તેણે વડોદરા પાછા જવાની ના પાડી. રાવજીએ તેના સામે સૈન્ય મોકલ્યું. ચાલાક મુકુન્દરાવ ડાકોરનું યાત્રા ધામ ત્યજી મલ્હારરાવના કડી પરગણામાં ચાલ્યો ગયો.

શિવરામ નામનો એક માણસ જૂના વખતથી ગાયકવાડના લશ્કરમાં નોકરી કરતો હતો. તેની પણ દાઢ સળકી. રાવજી પ્રધાનની ઉદારમતવાદી રાજનીતિનો લાભ લઈ તે પણ નોકરી છોડીને છટક્યો. ગાયકવાડના લશ્કરમાં તેની ગણત્રી સારામાં હતી. પણ દિલ રૂઠયું ત્યાં કોણ રોકે? શિવરામ કડીના મલ્હારરાવને જઈને મળ્યો અને તેને સમજાવ્યો કે રાવજીની હકુમતથી અસંતુષ્ટ થએલા કેટલાએ સૈનિકો વડોદરાની ચાકરી છોડી કડી આવવા તૈયાર હતા.

રાવજીના પ્રધાન પદ દરમ્યાન આ બધા બનાવો ઉપરાંત એક અતિ મહત્વનો અને રાવજી પ્રધાનનાં જ કર્તુત્વ સાથે સંબંધ ધરાવનાર એક મહાન બનાવ બન્યો. મલ્હારરાવ, વડોદરાની સત્તાને ફગાવી દઈ ખંડણી ન ભરવા, સૈનિકોની સેવા ન આપવા કટિબદ્ધ થયો. કારણમાં તેણે જણાવ્યું કે કાનોજી જેવા રાજપુરુષની અને તેના કુટુંબની ભૂંડી દશા કરવા માટે રાવજી પ્રધાન જવાબદાર હતો. એ પ્રધાનના પ્રધાનવટાએ વડોદરાનું રાજતંત્ર શિથિલ બનાવી દીધું હતું. ગજરાબાઈ ગઈ, મુકુન્દરાવ ગયો, અરે શિવરામ જેવો બાહોશ સેનાની ગયો. એ બધાં રાવજીના વહીવટનાં પરિણામો હતાં એવું ખુલ્લી રીતે તેણે જાહેર

કરવા માંડયું. તેણે મુકુંદરાવને કડીમાં આશરો આપ્યો અને વિજાપુર તથા વિસનગરના કિલ્લાઓ કબજે કરી લીધા. રાવજીની તે કિલ્લાઓ સોંપી દેવાની માગણીને તેણે નકારી કાઢી અને સામેથી કહેવડાવી દીધું કે કાનોજીરાવ માટે એ કિલ્લાઓ લઇને રાખી મૂકયા હતા.

વડોદરાનો સેનાપતિ બાળાજી આપાજી કડીના મલ્હારરાવની સાન ઠેકાણે લાવવા અમદાવાદ આગળ શાહીબાગમાં છાવણી નાખીને પડયો હતો. મમતે ચઢેલો મલ્હારરાવ તેનાથી ડરે તેવો નહતો. તેણે હનુમન્તરાવને લશ્કરનો એક ભાગ લઈ કલોલ આગળ રોકયો હતો અને બીજો ભાગ કડીમાં રાખી પોતે કડી સાચવતો બેઠો હતો. શાહીબાગથી નીકળતા બાળાજીના સૈન્યને હનુમન્તના સૈન્ય સાથે ભેટયા સિવાય આગળ જવા બીજો એકે માર્ગ નહતો. બાળાજીએ પોતાના સૈન્યની એક ટૂકડી કાલીકોટ આગળ મોકલી હતી. ત્રણેક નાની નાની ઝપાઝપીમાં મલ્હારરાવના સૈન્યનો વિજય વરતાઇ આવ્યો હતો એટલે મલ્હારરાવના પગ જોરમાં હતા. આમ રાવજી પ્રધાન વગર ઇચ્છાએ પણ યુદ્ધ તરફ ઘસડાઇ જતો હતો.

મલ્હારરાવ પોતા માટે નહિ પણ કાનોજીરાવ માટે લડવાની તૈયારી કરતો હતો એમ સઘળાં માનતાં હતાં. સુરત તરફ ચાલી ગએલી ગજરાબાઇએ પણ કાનોજીરાવના નામે લડનાર મલ્હારરાવનો પક્ષ લીધો. આમ વડોદરાના વહીવટથી અસંતુષ્ટ થઇ ચાલી નીકળેલાં બધાં મલ્હારરાવની બાજુએ જઇ ઊભાં, ત્યારે રાવજીને પોતાની એકલતા સાલવા માંડી. તેણે ચારે ગમ નજર દોડાવી પણ કયાંય પહોંચી નહિ. છેવટે પરદેશી સત્તાના પ્રતિનિધિ–અંગ્રેજ ગવર્નરની સહાય લેવાનો તેણે નિર્ધાર કર્યો પણ તે પહેલાં તો ગજરાબાઇએ અંગ્રેજ ગવર્નર સાથે મદદ માટે વાટાઘાટ શરૂ કરી દીધી હતી. આમ બંને પક્ષો એક જ માણસ પાસે સહાય લેવા દોડી જતા હતા.

ગજરાબાઇ તરફથી કાનોજીરાવને ફરી ગાદીએ સ્થાપવામાં મદદ કરવાના બદલામાં ચોરાશી પરગણું અને સુરત ચોથ આપવાની તૈયારી

બતાવવામાં આવી એટલે અંગ્રેજ ગવર્નરે એ પ્રશ્ન હાથમાં લીધો. ઉપરાંત ચીખલી પરગણું સોંપવાની વધારાની લાલચ પણ આગળ ધરવામાં આવી હતી.

આનંદરાવ તરફથી રાવજીએ ત્રણ વકીલો અંગ્રેજ ગવર્નર મી૰ ડંકનને મળવા માટે રવાના કર્યા. તે ત્રણ વકીલોના પ્રતિનિધિમંડળના પ્રમુખ મીર કમાલ ઉદ્દીનખાન હતા. તે પ્રતિનિધિમંડળે પણ ચોરાશી પરગણું અને સુરતની ચોથ આપવાનો નિર્ણય જાહેર કર્યો. અંગ્રેજ સત્તા એમ એકાએક કોઈનો પક્ષ સ્વીકારવા તૈયાર નહતી. પોતાનો લાભ અને સામાવાળાઓનો હક્ક વિચારી જોતાં ઘણા દિવસે મી૰ ડંકનને લાગ્યું કે ખરો હક્કદાર આનંદરાવ હતો. વળી રાજસત્તા આનંદરાવના હાથમાં હતી. મલ્હારરાવ તો વિસનગર અને વિજાપુરના કિલ્લાઓ પચાવી પડયો હતો. ગજરાબાઈ તરફથી રજુ થએલ કાનોજીનો કેસ તેને લૂલો લાગ્યો. તેણે આનંદરાવને મદદ આપવાનો નિર્ણય કર્યો. વળી તેને કાને ઉડતી વાત આવી હતી કે મલ્હારરાવ સિંધથી ફોજ લાવીને અંગ્રેજી સત્તાને નિર્મૂળ કરવાના પ્રયાસો કરી રહ્યો હતો. તેને તો ઉગતો જ ડામવાની જરુર હતી એટલે મી૰ ડંકને મેજર વોકરને ચારસો યુરોપીઅન સિપાઇઓની લશ્કરી ટુકડી સાથે વડોદરાની કુમકે મોકલ્યો. મોકલતાં પહેલાં મેજર વોકરના દિલમાં મી૰ ડંકને એક મહત્વની આશાનો અંકુર મુકયો હતો. તે એ હતો કે લશ્કરી દેખાવ ધીમે ધીમે છોડીને મેજર વોકરે વડોદરાના રેસિડેન્ટનું પદ ધારણ કરી લેવાનું હતું.

મેજર વોકર પોતાની યુરોપીઅન ટુકડી સાથે આનંદરાવ મહારાજાને તેમના પિતાનો સ્વર્ગવાસ થયાના કારણે અંગ્રેજ ગવર્નર તરફથી આશ્વાસનનો સંદેશો લઈને મળવા આવ્યો. સાથે સાથે ગોવિંદરાવ સાથે થએલી વાટાઘાટોના પરિણામરૂપ પોતાનો ચીખલી પરગણા પરનો સ્વતંત્ર હક્ક અને સુરતનો ચોથનો હક્ક પ્રાપ્ત કરવા અંગેની વાટાઘાટો ચલાવવાનો પોતાનો ઇરાદો હતો એમ આગળથી જાહેર કરવામાં આવ્યું.

અંગ્રેજોની વડોદરા આવવાનાં કારણો દર્શાવતી એ શાણી નીતિ રાવજીને ગમી. પણ મલ્હારરાવ અને ગજરાબાઈ એટલાં ભોળાં નહતાં કે મેજર વોકરનું વડોદરા આવવાનું સાચું કારણ કળી ન શકે. તેમણે માની લીધું કે અંગ્રેજોની મદદની આશા હવે વ્યર્થ હતી.

દરમ્યાન રાવજીએ ઘણી દિશાઓમાં નજર દોડાવેલી. મલ્હારરાવને હંફાવવાના–થકવવાના અનેક ઉપાયો તેણે વિચારી જોયા હતા. તેના પરિણામ રૂપ મલ્હારરાવના જૂના શત્રુ ભૂપતસિંહને વડોદરાની જેલમાંથી મુક્ત કરી દેવાનો તેણે નિર્ણય કર્યો. એ નિર્ણયની જાણ આનંદરાવને કરી તેણે ભૂપતસિંહને છૂટો કર્યો.

જેલમાં વિતાવેલા વખત દરમ્યાન ભૂપતસિંહ કોઇ જુદા જ વિચારોથી પોષાયો હતો. પળે પળે નંદાની અવગણના કરવા બદલ તેને ક્ષોભ–સંકોચ થતો હતો. નંદાની પહેલી જ દરખાસ્ત તેણે વધાવી કેમ ન લીધી તે બદલ તેના દિલને શોક થતો હતો. નંદાનો વિયોગ પોતાને કારણે જ, પોતાની અવળી મતિને કારણે જ હતો એમ તેને હવે લાગવા માંડયું હતું. જે વેર લેવામાં પોતે પોતાનું શ્રેય માનતો હતો તે છોડી દેવામાં જ હવે તેને પોતાનું અને પોતાની પ્રિયતમા નંદાનું શ્રેય સમાએલું લાગતું હતું. વિચારોની ઉપરોક્ત નિશ્ચિત ભૂમિકાએ પહોંચેલા ભૂપતસિંહને આનંદરાવે મુક્ત કર્યો અને ખાનગીમાં તેને કહેવામાં આવ્યું કે તેના મનની મુરાદ બર લાવવાની સઘળી પ્રવૃત્તિઓને રાજ્ય તરફથી પોષણ મળશે માટે તેણે કોઇથી પણ દબાયા વિના વિનાસંકોચે પોતાની અસલ પ્રવૃત્તિઓ ચાલુ રાખવી. શું કરવું અને શું ન કરવું એ તો ભૂપતસિંહે જેલનિવાસ દરમ્યાન નક્કી કરી રાખ્યું હતું. રાવજીની શીખામણ તેને લાગે તેમ નહતી. આનંદરાવની સત્તા તેના દિલ સુધી પહોંચે તેમ નહતી.

કોઇ પણ જાતનો નિર્ણય જાહેર કર્યા સિવાય ભૂપતસિંહે વડોદરા છોડયું. રાવજી અને આનંદરાવ હરખાયા. વડોદરા સામે હામ ભીડવા ઊભા થએલા મલ્હારરાવને હંફાવવા માટે તેમણે જેલરૂપી પાંજરામાંથી ભૂપતસિંહરૂપી સિંહ છૂટો મૂક્યો હતો. પણ રાવજી ભૂલ્યો હતો એ વાતની તો તેને બહુ જ મોડી ખબર પડી.:

આમ વડોદરા છોડનાર વડોદરાના દુશ્મન બની ગયા તેમાં રાવજીની નીતિનો પ્રતાપ વિશેષ ભાગ ભજવતો હતો.

## ગણેશ ગોટલીનો સંસાર

**રાતભરની** તવાઈને અંતે પણ કદુના મિત્રોએ મગનું નામ ન પાડ્યું તે ન જ પાડ્યું. કોઈ ન બોલ્યું કે ન કોઈએ ગુન્હો કબુલ કર્યો. દરેકની પીઠ પાછળ કોરડાના આકાર પડ્યા હતા અને દરેક આકાર સૂઝી આવીને લાલ લાલ ચામડી દેખાડી દેતો હતો. પણ મલ્હારરાવના સેવકોને કદુના વફાદાર મિત્રોએ મચક ન આપી તે ન જ આપી. સવારે મલ્હારરાવે રાજસેવકો પાસે ચોરોનો અહેવાલ માગ્યો. નિરાશ વદને રાજસેવકોને સ્વીકાર કરવો પડ્યો કે ન બોલવાના નિર્ણય ઉપર ચારે ચોર મક્કમ હતા. મલ્હારરાવે તેમને પોતાની પાસે લાવી હાજર કરવાનો હુકમ કર્યો.

રાજસેવકોના દોરાયા ચારે ચોર મલ્હારરાવ પાસે ખડા થયા. ચારે જણાઓએ રાજાને જોઈ નમન કર્યું. કદુ છોડાવવા આવશે એ આશામાં ને આશામાં સૂર્યોદય થઈ ગયો પણ ન દેખાયો કદુ કે ન આવ્યો કોઈ છોડાવનાર. ગભરાએલા ચારે મિત્રો રાજા આગળ દિઙ્મૂઢ બનીને ઊભા હતા.

'તારું નામ શું છે?' મલ્હારરાવે પ્રથમ ઊભેલાને પ્રશ્ન કર્યો.

'મારું નામ ગણેશ નામદાર!' ગણેશ ગોટલીએ રાતે પકડાયા પછી પહેલો જ શબ્દોચ્ચાર કર્યો.

'તારા બાપનું નામ?' રાજાએ તપાસ માંડી.

'મને ખબર નથી નામદાર!' ગણેશે સત્ય વસ્તુ કહી.

'ત્યારે તારું આખું નામ શું?'

'ગણેશ ગોટલી નામદાર!' મલ્હારરાવ ખડખડાટ હસી પડ્યો. તેને પ્રથમ ચોરના નામમાં રસ પડ્યો હતો.

'ગણેશ ગોટલી?' રાજાએ ગુન્હેગારના નામનો સાશ્ચર્ય ઉચ્ચાર કર્યો. તેણે નામ કોઈ વાર સાંભળ્યું હતું.

'હા, નામદાર!' રાજા ફરીથી હસી પડ્યો.

'અને આ તારા સાથીદારોનાં નામ શું છે?'

'આનું નામ રમતારામ.' બીજા ગુન્હેગાર તરફ નજર કરતાં ગોટલી બોલ્યો.

'અને પેલો?'

'તેનું નામ ગરીબરામ, મહારાજ!'

'અને છેલ્લાનું નામ?' રમુજી નામ સાંભળવાની રમુજમાં લીન બનતો મલ્હારરાવ બોલ્યો.

'તેનું નામ ગોકળ પીકુ, નામદાર!'

'ચારેનો ધંધો?'

'શાહુકારીનો.' રમતારામે જવાબ આપ્યો.

'શાહુકારી એ તે ધંધો છે?' રાજાએ ગમ્મતમાં જ પૂછ્યું. આજે આ ગમતભરેલા ગુન્હેગારો જોઈ તેનું હસતું ખરેખર ખીલી નીકળ્યું હતું. તેની હાસ્યવૃત્તિએ ગુન્હેગારોનાં દિલ પણ હળવાં બનાવી દીધાં હતાં.

'નામદાર! ચોરીને ધંધો ગણાવી શકાય તો શાહુકારીને કેમ નહિ?' ગોટલી રમતારામની મદદે આવ્યો.

'એ ધંધામાં તમે શું કરો છો?' શાહુકારીને ધંધા તરીકે સ્વીકારી લેતાં રાજાએ રમતારામને પૂછ્યું.

'એ વાત મને પૂછો નામદાર!' ગોટલીએ કહ્યું.

'તું કહે, પણ પેલા બે કેમ બોલતા નથી?'

'એમને તો કદુ ના પાડીને ગયો છે.' રમતારામે હાંડલી ફેરવતાં કહ્યું.

'કદુ?' રાજાએ આશ્ચર્યથી પૂછ્યું.

'હા નામદાર!'

'એ પણ તમારા શાહુકારીના ધંધામાં સામેલ છે?' રાજાએ બીજા વિચારો પડતા મૂકી વહી જતી હાસ્યની પળોને પકડવાનો પ્રયત્ન કરતાં કહ્યું,

'મહારાજ! એ અમારો શાહુકાર છે.' ગોટલી બોલ્યો.

'અને તમે?' રાજાએ રમુજમાં પૂછ્યું.

'તે શાહુકારનો શીખવ્યો ધંધો અમે શીખ્યા એટલે અમારા ધંધાને અમે શાહુકારીનો ધંધો કહીએ છીએ.' રાજા ખડખડાટ હસી પડ્યો.

સાથે સાથે રમતારામ અને બીજા બે પણ હસી ગયા. ન હસ્યો એક ગણેશ ગોટલી. બાજુમાં ઊભેલો ચોકીદાર રાજા આગળ હસવાથી વિવેકનો ભંગ થાય એમ માની મુખ આડું કરી હસતો હતો.

'કદુ શાહુકાર છે?' રાજાએ પૂછ્યું.

'એના જેવો બીજો શાહુકાર અમે જોયો નથી નામદાર!' ગણેશ ગોટલી બોલ્યો.

'શાહુકારની નિશાની શું?' રાજાએ મૂછમાં હસતાં પૂછ્યું.

'પારકી પીડાને પોતાની કરી સુખે રોટલો ન ખાય તે શાહુકાર, નામદાર!' શાહુકારની વ્યાખ્યા સાંભળી રાજાના હાસ્યે માઝા મૂકી. તેની આંખમાં હાસ્યના અતિરેકથી આંસુ દેખાયાં.

'કદુ પારકી પીડા વહોરે છે?'

'હા, નામદાર! મારો જ દાખલો આપું. ઘરબાર ને બૈરી વગરનો હું રખડતો હતો. કદુએ મને બૈરી લાવી આપી ઘર બંધાવી આપ્યું.'

'અને છતાં કદુને બૈરી નથી?' રાજાની હાસ્યવૃત્તિ વળી સળકી.

'એ જ કહું છું ને નામદાર! કે પારકી પીડાને પોતાની કરે. તેને બૈરી નથી એ તો એ જાણે છે છતાં પોતાનું બાજુએ રાખી મને બૈરી અપાવી નામદાર!'

'ત્યારે તો એ ખરો શાહુકાર.' રાજાએ કદુની ગેરહાજરીમાં તેનાં વખાણ કરતાં કહ્યું.

'અને પછી તો નામદાર! મેં સાત બૈરાં કર્યાં.' ગોટલીએ વાત લંબાવતાં કહ્યું.

'ગજબ કર્યો ગોટલી! સાત બૈરી?'

'હા, નામદાર!'

'તો એક બિચારા કદુને આપવી હતી ને?'

'એ તો શાહુકાર રહ્યો નામદાર! અમારું આપ્યું એને ન ખપે.' ગોટલીએ કહ્યું.

'અલ્યા ગોટલી! સાત બૈરી સાથે રહેતાં કદિ લડતી નથી?'

'મારે સાત ઘર છે નામદાર!'

'છતાં ચોરી કરવા આવ્યો?'

'એ પ્રતાપ ફકુના છે, નામદાર!'

'એટલે!' રાજાએ પૂછ્યું. ગોટલી સિવાયના ગુન્હેગારો તો જાણે ન્યાય કચેરીમાં ચાલતો કોઇ કેસ સાંભળવા આવ્યા હોય તેમ રસથી બધી વાતચીત સાંભળી રહ્યા હતા. રાજા અને ગોટલીનો વાર્તાલાપ રસપૂર્ણ થતો જતો હતો.

'તેણે મને સાત બૈરી અને સાત ઘર અપાવ્યાં. છતાં તેને નથી એકે બૈરી કે નથી રહેવા એકે ઘર. તેણે અમને ચોરી કરવા મોકલ્યા છતાં પોતે તો ન્યારો ને ન્યારો જ રહ્યો.'

'ફકુએ તમને ચોરી કરવા મોકલ્યા?'

'હા નામદાર!' ગણેશ ગોટલી બોલ્યો.

'પણ એ તો મને કહેવા આવ્યો હતો કે રાજભંડારમાં ચોરી થવાની છે.' રાજાએ કોઇ હાસ્યનો વિશેષ પ્રસંગ નીકળી પડવાની આશાએ કહ્યું.

'એટલી તેની વિશેષતા નામદાર! બાકી મારા સાતે ઘરમાં ફકુને જતાં આવતાં કોઇ ન રોકે. ઘરના માણસ જેવો.'

'એમ કેમ?'

'મારી બધી ઘરવાળીઓ તેને ઓળખે. તેની ઓળખાણ પહેલી અને પછી મારી.'

'વાહરે સાત ઘર ચલાવતા ગોટલી!' હસતાં મલ્હારરાવે કહ્યું.

'નામદાર! એ ચિંતા પણ મારે નથી. પોષણની સર્વ જવાબદારી ફકુની છે, આપણે તો ઘરના ધણી કહેવાઇએ એટલું જ.' ગોટલીએ વળી કહ્યું.

'તને કદિ ઇર્ષ્યા નથી આવતી?'

'ઇર્ષ્યા શા માટે આવે? નામદાર! જેણે આપ્યું તે ભોગવે તેમાં ઇર્ષ્યા હોય ખરી?' ગોટલીનો આ સિદ્ધાન્ત રાજાને વિચારવા યોગ્ય લાગ્યો.

'જરાએ નહિ.' વાતને ટેકો આપતાં મલ્હારરાવ બોલ્યો.

'અને છતાં ફકુ ઘરબારી નથી નામદાર!'

'એ તો તું આગળથી બોલી ગયો છે.' રાજાએ તેની ભૂલ સુધારતાં કહ્યું.

'એમ નહિ, તે સંસાર ઇચ્છે છે છતાં માંડતો નથી. તેનું ધ્યાન જેની પાછળ છે તે તેને મળતું નથી.' મહત્વની વાત ગોટલીએ રજુ કરી.

'એ શું વળી ?'

'આ ફદુએ મને આપી એ તો બધી એની પાછળ ફરનારી હતી. પણ ફદુ જેની પાછળ ફરે છે એ તો હજુ તેને મળી જ નથી નામદાર !'

'કોણ ?'

'મેના.' ગોટલીએ ખુલાસો કર્યો.

'અરે ત્તારી ! આ તો પેલા ભર્તૃહરિના શ્લોક જેવું થયું.' રાજાએ પોતાનું સાહિત્ય વિષયક જ્ઞાન દર્શાવતાં કહ્યું.

'એ તો ગમે તેમ ગણો નામદાર ! પણ ફદુની દુનિયા ન્યારી છે.'

'જેવો તારો સંસાર ન્યારો છે તેવી જ ફદુની દુનિયા ન્યારી હશે.' મલ્હારરાવે કહ્યું.

'એવા સંસારથી શું ગેરલાભ નામદાર ? નથી કદિ કોઈ બૈરીએ કોઈ ચીજ મંગાવી કે નથી કોઈ બૈરીએ કદિ મોડા વહેલા જવા બદલ ઠપકો આપ્યો. આપણે આપણા તાનમાં મસ્તાન, જ્યાં ફરવું હોય ત્યાં ફરીએ, જે કરવું હોય તે કરીએ, પછી એવા સંસારથી શું ગેરલાભ ?' ગોટલીએ પોતાના સંસારની સુગમતા વ્યક્ત કરતાં કહ્યું.

'સઘળા સંસારીઓ તારા જેવા હોય તો દુનિયા પરથી જંજાળનું નામનિશાન ઘસાઈ જાય.' મલ્હારરાવે ગોટલીના સંસારની કદર કરતાં હસીને કહ્યું.

'નામદાર ! મારું ચાલે તો દુનિયાને એ જ માર્ગે લઈ જાઉં.'

'હજુ તારું ચાલવાની વાર છે ત્યાં સુધી દુનિયાને તેને માર્ગે ચાલવા દે. અત્યારે તો તું આ પહેરેગીરના બતાવ્યા માર્ગે ચાલી જેલના સળિયા પાછળ જા.' રાજાએ વિનોદ વૃત્તિપર કાબુ મેળવતાં હુકમ કર્યો.

'નામદાર ! અત્યારે તો તમે અમને જેલમાં મોકલો છો, પણ ફદુ આવશે ત્યારે જરુર છોડી દેવા પડશે.' ફદુ પર વિશ્વાસ ધરાવતા ગોટલીએ કહ્યું.

'તમારો એ શાહુકાર મારી પાસે આવશે એટલે જરુર તમારાં દર્શને મોકલીશ. એ વાતનો ખટકો રાખશો નહિ.' મલ્હારરાવે કહ્યું અને તે જતા ગોટલીના સંસાર ઉપર વિચાર કરતો વિચારલીન બની ગયો.

## પ્રકરણ ૩૪ મું — જેમાં કદ્દુ બદલાઈ ગયો લાગે છે

**બા**લિસણાના ગાંધર્વવાસમાંથી કડી આવવા નીકળેલા શામળ કદ્દુના દિલમાં વિચારમંથન ચાલી રહ્યું હતું. સીંગની સળેલી મેનામાં વૈરાગ્યે પ્રવેશ કર્યો હતો. જન્મ ધરી જેણે પરપુરુષ સિવાય વાત કરી નથી, પાપ સિવાય કોઈ કાર્ય કર્યું નથી, એવી સ્ત્રીના દિલમાં રામ વસ્યા અને પોતે હજી તેનો તે પગ ઘસડતો વાસના ભૂખ્યો, આમતેમ ભટકતા કુતરાની જેમ જીંદગીનાં વરસો વિતાવતો હતો. મરિયમ જેવી પવિત્ર બાઈના સાંનિધ્યમાં રહી મેના વૈરાગ્ય પામી અને પોતે હજુ ગણેશ ગોટલી, રમતારામ, ગરીબરામ અને ગોકળ પીંકુની મૈત્રીમાં મજા માનતો હતો. રાજાને છેતરવામાં, જુવાન સ્ત્રીઓને પટાવવામાં અને ધનવાનોનાં ધન લુટવામાં દિવસો પસાર કરતો હતો. દારૂને પરમ મિત્ર ગણતો હતો.

તેણે નાનપણથી અત્યાર સુધીનું જીવન મેનાના જીવન સાથે સરખાવી જોયું. બાલિસણા આવ્યા પહેલાંની મેના અને તે વખતના કદ્દુમાં તેને કોઈ જાતનો સારા નરસાનો ભેદ ન લાગ્યો. અને છેલ્લા ગણ્યા ગાંઠ્યા માસના બાલિસણાના વાસ દરમ્યાન મેના સમૂળગી બદલાઈ ગઈ હતી. કદ્દુને અત્યારની મેના અને પોતાનામાં આસમાન જમીનનો ફેર લાગ્યો. જીંદગીનું મૂલ્ય શું? સાચું જીવન કયું? એવા પ્રશ્નોનો આજ સુધી તેને બિલકુલ ખ્યાલ પણ નહતો. તે આજે તેની સામે આવીને આપમેળે ખડા થતા હતા. મેના જીવન જીવતી હતી અને પોતે? મેનાએ જીંદગીનું મૂલ્ય આંક્યું હતું. ત્યારે પોતે શું કર્યું? તેને અફસોસ એટલો થવા માંડયો કે રસ્તામાં એકાદ બે વખત તેનાથી વિષાદમાં ને વિષાદમાં ડૂસકાં લેવાઈ ગયાં. માર્ગ ખાધેલા હતા છતાં ભૂલી જવાનો દરપળે સંભવ હતો કારણ કે તેનું દિલ અત્યારે ઊંડું ઉતરતું જતું હતું. કદ્દુ આત્મનિમજ્જન કરી રહ્યો હતો. તેણે દિલને ઢંઢોળ્યું, જગાડ્યું અને મેનાનો માર્ગ ગ્રહણ કરવા પ્રેર્યું. સુતેલું, વાસનાભૂખ્યું, અસંસ્કારી

મલિન મન તેની એ પ્રેરણા ઝીલવા જાણે હજુ તૈયાર નહતું. કદ્દુને લાગ્યું કે તેને લાગેલો વૈરાગ્ય ઘડી બે ઘડી માટે તો ન હતો? જે વાતને સ્વીકારવા મન તૈયાર નહતું તે આચરણમાં શી રીતે મૂકી શકાય? કદ્દુએ મનને મેણાં મારવા માંડયાં. ભટકતા દિલને ગાળો દેવા માંડયો. તેને જ વશ રહીને પોતે જીવનમાં પામરતા સ્વીકારવી પડી હતી તેનો તેણે જાતે સ્વીકાર કરી લીધો પણ મન તે સ્વીકારવા તૈયાર નહતું. તે તો કહેતું હતું કે 'મારે લીધે તું છપ્પન જાતના ભોગ ભોગવી શક્યો છે. મારે લીધે તું તારું ધાર્યું કરી શક્યો છે. મારી પ્રેરણા ન હોત તો તું ઘેર ઘેર ભટકતો, રખડતો ભિખારી બની કમોત મુઓ હોત.' કદ્દુ આજે મનની એ વાત સ્વીકારવા તૈયાર ન હતો. મન કદ્દુની વાત સ્વીકારવા તૈયાર નહતું. જબ્બર ગજગ્રાહની આશંકા ઊભી થઈ હતી. કોણ જીતશે? કોણ હારશે?

મેનાનો વૈરાગ્ય જોઈ કદ્દુમાં ઉત્પન્ન થએલી પ્રબળ વૈરાગ્યવૃત્તિએ માનસિક વલણ ઉપર વેર લેવાનો નિર્ણય કર્યો. મનના અવાજને દાબી દેવાના નિર્ણય ઉપર આવેલા કદ્દુએ ઉપવાસ આદરવાનો નિર્ણય કર્યો. મોટા અને મહાન વૈરાગીઓ ઇન્દ્રિયનિગ્રહ માટે ઉપવાસને જરુરી સાધન માને છે. એ વાત તો કદ્દુ જાણતો નહતો પણ તેવા લોકો ઘણી વખત લાંબા ઉપવાસ ખેંચી કાઢે છે અને તેથી તેમના મનની શાન્તિમાં વધારો થાય છે એવું તો તેણે ઘણુંએ સાંભળેલું. માનસિક શાન્તિ પ્રાપ્ત કરી વૈરાગ્ય પંથે જવાના નિર્ધારને અમલમાં લાવવા કદ્દુએ પ્રથમ પગલું ભરવાનો નિર્ણય કર્યો તે પગલું તે ઉપવાસ.

મોડી રાતે તે કંડી પહોંચ્યો. દરવાજા બંધ થવાની તૈયારી હતી. તે કોઈ જગાએ ન જતાં સીધો મેનાને ત્યાં જઈ આરામ લેવાના હેતુથી સૂઈ ગયો. દૈહિક આરામ ભોગવતા કદ્દુના મન અને વૃત્તિઓ વચ્ચેનો આંતરિક વિગ્રહ શમ્યો નહતો. મોડી રાતે તેને ઊંઘ આવી ત્યારે ત્રીજો પહોર પૂરો થવાનાં ચોઘડિયાં વાગતાં હતાં.

સવારે તે મોડો ઊઠયો. થાક અને અનિદ્રાને કારણે તેનું શરીર અસ્વસ્થ લાગતું હતું છતાં તે ઊઠયો. નિત્યકર્મથી પરવારી રાજગઢીમાં

જવાની તેણે તૈયારી કરી. રસોઇ કરવાની તો આફત ગઇ હતી. ઉપવાસથી દેહશુદ્ધિ અને માનસશુદ્ધિ કરવાની તેણે નેમ રાખી હતી.

કદુ આવ્યાના ખબર મળ્યા એટલે રાજકીય વાતાવરણમાં ઝબકોળાઇ ગએલા મલ્હારરાવે નિરાંતનો શ્વાસ લીધો. રાજ્યની ચિંતાઓથી અકળાએલું તેનું દિલ થોડોએક આરામ માગતું હતું. ત્યાં કદુ આવ્યાના સમાચાર મળતાં તે ઊઠયો.

દિવાનખંડના મુખ્ય બારણા આગળ જ તેણે કદુને નતમસ્તકે ઊભેલો જોયો.

'કેમ કદુ! મેના આવી ગઇ?' કદુને જોતાં જ મલ્હારરાવે પૂછ્યું.

'ના મહારાજ! મેના કડીમાં આવવાની ના પાડે છે.' કદુએ કહ્યું.

મલ્હારરાવને કદુનો અવાજ બદલાઇ ગયેલો લાગ્યો.

'કેમ?'

'તેણે જીવનનો માર્ગ બદલ્યો છે.' કદુએ ઉદાસ ચહેરે કહ્યું.

'એટલે?'

'મેના સાધ્વી બની ગઇ છે મહારાજ!'

'પણ મેના સાધ્વી બનતાં તું કેમ આમ ઢીલો બની જાય છે?' કદુને રંગપર લાવવાના ઉદ્દેશથી મલ્હારરાવે કહ્યું.

'મહારાજ! મેના જેવીને વૈરાગ્ય આવ્યો અને હું...'

'કેમ કાંઇ દારુ પીને આવ્યો છે કે શું?'

'મહારાજ! ભાનમાં છું.'

'મેના પાછળ તારે બાવા બનવું છે?'

'મહારાજ! એટલી મનની પવિત્રતા આવે તો બીજું શું જોઇએ?'

'કડીમાં ઘણાં મંદિર છે. એક મંદિરમાં બેસાડી દઉં.'

'ના મહારાજ! મંદિરમાં બેસવાથી વૈરાગ્ય ન આવે.'

'ત્યારે?'

'મન લાવે તો વૈરાગ્ય આવે.' કદુ બોલ્યો.

'તને વૈરાગ્ય લાગ્યો?'

'મહારાજ! શા માટે મને બનાવો છો? હું ગરીબ છું, પાપી છું અને અધમ છું.'

'તો અહીં કેમ આવ્યો?'

'મહારાજને મળી ખુલાસો કરવા.'

'શાનો ખુલાસો?'

'મ્હેં પાપ કર્યું છે—આપની સાથે પાપ રમ્યો છું.'

'કયું પાપ?'

'મેનાને કર્ડીમાં લાવવાના લોભ ખાતર મ્હેં પ્રપંચ રચ્યો હતો.'

'હું તે જાણું છું.' રાજાએ કહ્યું.

'મહારાજ! આપની ક્ષમા માગવા આવ્યો છું અને તેની શિક્ષા માગવા આવ્યો છું.'

'શિક્ષા?'

'હા મહારાજ! કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત ન થાય ત્યાં સુધી માનવીને તેનું પાપ છોડતું નથી.'

'ત્હેં કેટલાં પાપ કર્યાં છે તે તું જાણે છે?'

'અણુગણ્યુ પાપનો અધિકારી હું છું મહારાજ! નાખી નજર નથી પહોંચતી એટલા પાપના અંબાર સામે પડ્યા છે. તેટલાં પાપની ગણત્રી શી રીતે થઈ શકે?'

'તેટલાં પાપનું પ્રાયશ્ચિત્ત ક્યારે કરીશ?'

'મહારાજ! દિલમાં એક જ આશ્વાસન છે કે મેના જેવીને દિલની શાન્તિ પ્રાપ્ત થઈ તો મને નહિ થાય?'

'મેનાએ તેનાં બધાં પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યું?'

'મહારાજ! એટલી બધી લાંબી વાત તો હું ન જાણું પણ તેનું મન નિર્મળ શાન્તિ અનુભવતું મને લાગ્યું.'

'એમ તો ઘણાંનાં મન દેખાય.'

'મહારાજ! એ તો પરખાઈ આવે. મારું મન એટલી શાન્તિ મેળવે પછી મારે બીજી કોઈ અપેક્ષા નથી.' નમ્ર અવાજે શામળ કંઈ બોલ્યો.

'તારા બધા મિત્રો જેલમાં સડે છે તેમને છોડાવવા નથી?'

'મહારાજ! મારો ગુન્હો અને સજા તેઓ ભોગવે એવો ઘાટ થયો છે.'

'તારો પેલો ગણેશ ગોટલી તો કહેતો હતો કે તેને સાત સાત વૈરી અને સાત સાત ઘર તેં અપાવ્યાં છે. વાત ખરી?'

'મહારાજ! મારે માથે જેટલું પાપ નહિ તેટલું ઓછું.'

'અને છતાં મનની નિરાંત જોઇએ છે?'

'ઇશ્વરેચ્છા મહારાજ!' કહી જાણે રાજા સાથે જીભાજોડી કરવા માગતો ન હોય તેમ કદુ શાન્ત રહ્યો.

રાજાને કદુ બદલાઇ ગએલો લાગ્યો.

સુમંત સાથે કદુને તેના મિત્રોને મળવા મોકલી નિરાશ મલ્હારરાવ રાજ્યતંત્રના ગુંચવણભર્યા પ્રશ્નો ઉકેલવાની ગડમથલમાં ઉતરી પડયો.

શામળના મિત્રોએ શામળની બદલાએલી વૃત્તિઓ પર શાપ વરસાવ્યા. તેમાં મુખ્યત્વે ગણેશ ગોટલી હતો. ગોટલીને હવે જ સમજ પડવા માંડી હતી કે સાત સાત વૈરીઓનું પોષણ કરવું એ તેની પોતાની શક્તિ બહારની વાત લોકોના જાણવામાં આવ્યા વિના નહિ રહે.

કદુ ઘર તરફ વળ્યો અને તેના સાથીઓ ફરીથી જેલના સળિયા પાછળ સંતાઇ ગયા.

બપોરે રાજાએ ઉદાર થઇ કદુની મનોવેદના લક્ષમાં લઇ તેના ચારે મિત્રોને ધમકી આપી છોડી દીધા.

ચારે મિત્રો દારુની આશાએ તો નહિ પણ કદુને મળવાની આશાએ મેનાને ઘેર ગયા ત્યારે લીંપેલી ભોંયપર આસન બિછાવી પદ્માસન લગાવી હાથમાં માળા અને ભાલમાં તિલક ધારતો શામળ કદુ મુખે રામ નામનું સ્મરણ કરતો અર્ધ મીંચ્યાં નેત્રે મનોનિગ્રહ કરવાની ચેષ્ટા કરી રહ્યો હતો. પાસે એક ભૂખી બિલાડી બાજુના દરમાં સંતાઇ ગએલા ઉંદરની તાકમાં ધ્યાનસ્થ બનીને બેઠેલી હતી. ચૂપચાપ ચારે મિત્રો મેનાનું ઘર ત્યજી ગયા.

---

# પ્રકરણ ૩૫ મું — મલ્હારરાવની મુંઝવણ

વડોદરા સામેની લડવાડ રીતસર જાહેર થઇ ચૂકી હતી. એક બાજુથી વડોદરા અને બીજી બાજુથી કડી પોતપોતાની તૈયારીઓ કરવામાં અને નાની મોટી લડાઇઓ લડી લેવાની વેતરણમાં પડી ગયાં હતાં. એક વખત વડોદરાના નામથી ડરતો મલ્હારરાવ વડોદરા સામે વિગ્રહ જાહેર કરી બેઠો હતો. તે અંગે તેની ખાનગી વલણ તો ગમે તે હોય પણ જાહેર રીતે તો તે જણાવી ચૂક્યો હતો કે કાનોજીરાવના બલા ખાતર, તેના કુટુંબ પ્રત્યે ચલાવેલા નિર્દય વર્તનનો બદલો લેવા ખાતર અને બીજા ઘણાઓના ડૂબાવેલા હક્કો તાજા કરવા ખાતર તેણે વડોદરા સામે મોરચા માંડ્યા હતા.

રાવજીના કહેવા મુજબ ચડેલી ખંડણીની મલ્હારરાવ પાસે માગણી કરવામાં આવી ત્યારે તે માગણી તેને અકારી લાગી. એ ડંખ હૃદયમાં રાખી કાનોજીના બહાના પાછળ તેણે વડોદરા સામે મોરચો માંડ્યો હતો. બન્ને પક્ષના બચાવોનો વિચાર કરતાં અંગ્રેજ સરકારને વળી ત્રીજું જ લાગ્યું કે કોઇ પણ હિસાબે એ ઝઘડો વધવો ન જોઇએ. કારણ ગમે તે હોય તેનાં પરિણામ સારાં જ આવવાં જોઇએ. એ નીતિ સ્વીકારી મેજર વોકરની સરદારી નીચેની ફોજ વડોદરા આવી. ગોવિંદરાવના મરણ બદલ આશ્વાસનનો સંદેશો ગવર્નર મી૦ ડંકને મોકલાવેલો તે તેણે આનંદરાવને કહ્યો. વડોદરાની પ્રજા સુખી અને સંતોષી હતી કે કેમ, કોઇ તરફથી કનડગતિ થતી હતી કે કેમ, એ બધા પ્રશ્નોના જવાબમાં આનંદરાવે સ્વયં જાહેર કર્યું કે મલ્હારરાવની બીક તેને દબાવી રહી હતી. ઉપરાંત વડોદરામાં એક એવી સત્તા હતી કે તે આનંદરાવને સ્વતંત્ર રીતે રહેવા પણ દેતી નહતી. તે સત્તા હતી આરબોની. આનંદરાવ લગભગ તેમનો ગુલામ બની ગયો હતો. વડોદરા રાજ્ય દેવાદાર અને કાર્યહીણું બની ગયું હતું. રાજ્યની ખખળી ઊભેલી ઇમારત સાચવતો ઉદારમતવાદી રાવજી દિવાન બિચારો એટલો વહેમી બની ગયો હતો કે

તેને તેના પડછાયાની પણ બીક લાગવા માંડી હતી. તે સંયોગોમાં અંગ્રેજોની સહાય ન હોત તો વડોદરાનું શું થયું હોત તે કહેવાની ઇતિહાસને કડવી ફરજ બજાવવી પડત.

યુદ્ધ આરંભીને મલ્હારરાવ મુંઝાયો હતો. ગજરાબાઇના કારભારીએ ગવર્નર મી૦ ડંકન સાથે ચલાવેલા સંદેશાઓ કંઇ પણ પરિણામ આવ્યા વિના ભાંગી પડયા હતા. અંગ્રેજોએ વડોદરાને કુમક આપવાનું નક્કી કર્યું હતું અને તે અંગે ફોજ પણ તૈયાર થઇ વડોદરા તરફ રવાના થઇ ચૂકી હતી. ઠાકરડા કોળીઓની ટોળીઓમાં ન મળે શિસ્ત કે ન મળે કવાયત. તેવી ટોળીઓનાં બનાવેલાં લશ્કર અંગ્રેજોના શિસ્તબદ્ધ સૈનિકો સામે શી રીતે લડી શકશે? એ પ્રશ્ન મલ્હારરાવને દુભવતો હતો. હરપળે તેને સ્વરક્ષણની ચિંતા મુંઝવતી હતી. યુદ્ધનું પરિણામ તો અંગ્રેજો વડોદરા સાથે ભળ્યા ત્યારથી નિશ્ચિત જ હતું. કુટુંબકબીલાની શું વ્યવસ્થા કરવી, કોનો આશ્રય શોધવો, કોની મદદ માગવી, કોને દૂર કરવા, કયા કયા લશ્કરી સિપાઇઓમાં વિશ્વાસ રાખવો, કોને બરતરફ કરવા એ બધી ચિન્તાઓ અનેક રીતે મલ્હારરાવનું ચિત્ત ચકડોળે ચઢાવી રહી હતી.

હનુમન્તરાવ કલોલમાં જઇ બેઠો હતો. તેને બિચારાને પણ આપદા ઓછી નહતી. શાહી બાગમાં પડેલું સૈન્ય કઇ ઘડીએ કડી તરફ મીટ માંડી આગળ વધે તે કહી શકાય તેમ ન હતું. એ સૈન્યને કડી જતું ખાળવા હનુમન્તરાવ ખડી ચોકી કરતો કલોલમાં પડયો હતો.

યુદ્ધના સળગતા દાવાનળે મલ્હારરાવની રસિકતાને સૂકાવી દીધી હતી. અને રહી સહી રસિકતા રાણીના ચીડિયા સ્વભાવે બાળી દીધી હતી. યુદ્ધ આવ્યું ત્યારે રાણીને પોતાની ફીકર થઇ પડી. યુદ્ધનું તો ગમે તે પરિણામ આવે પણ રાણી પોતાને માટે સલામત સ્થળની શોધ કરવાની યાદ મલ્હારરાવને દરરોજ આપ્યા કરતી હતી. મલ્હારરાવને પણ એ ચિંતા ઓછી હતી નહતી. તે વિશ્વાસુ માણસોની શોધમાં હતો. પણ તેવા માણસો રસ્તામાં પડ્યા નહતા.

દિવસો ભાગ્યા અને આથમ્યા. યુદ્ધની ભયંકરતાનાં બણુગાં વધારે જોરથી ફૂંકાયા કરતાં હતાં અને મલ્હારરાવના ચિત્ત ચકડોળે ચિંતાની સરાણ ઘસાયા કરતી હતી.

કડીને યુદ્ધ સામગ્રીથી સમૃદ્ધ કરવાની તેની નેમ તેણે પાર પાડી હતી. લશ્કરનો મોટો ભાગ કવાયતીઓનો હોવો જોઇએ એ તેની ધારણા પાર પાડવા તેણે ભગીરથ કાર્ય હાથ પર લીધું હતું, છતાં સમય ટૂંકો હતો અને તૈયારી વધારે કરવાની હતી. પહોંચી શકાય તેવાં ચિન્હો દેખાતાં નહતાં.

રાણીની ધીરજ ખૂટતી જતી હતી. યુદ્ધ નજદીક આવ્યાના ભણકારા સાંભળી તે ઉંઘમાંથી જાગી જતી. કોઇ કોઇ વખત સ્વરક્ષણની ચિંતાના ભારથી સ્વપ્નાવસ્થામાં તે રડી પડતી. તેને આશ્વાસન આપવાનું કાર્ય તેવે સમયે મલ્હારરાવ સિવાય કોણ કરે? તેજ પ્રસંગોએ રાણી મલ્હારરાવને તેજ કારણે કંઇનું કંઇ સંભળાવી જતી. ઉદાર દિલના મલ્હારરાવને રાણીના એ કડવા શબ્દો કુહાડીના ઘા સમાન થઇ પડતા, પણ ઉપાય ન હતો.

તેવામાં એક દિવસ મલ્હારરાવે સાંભળ્યું કે રાવજીએ ચારે પાસનો રંગ જોઇ ભૂપતસિંહને તેનું ધાર્યું કરવા કેદમાંથી મુક્ત કર્યો છે. તેને કંઇક આશા બંધાઇ; પણ ભૂપતસિંહ સાથે તેને સીધો સંબંધ ન હતો. જેની મારફત સીધો સંબંધ હતો તે નંદા જો માની જાય તો એક મોટી ચિંતાનો અંત આવે એમ મલ્હારરાવ માનતો હતો. ચિંતા દૂર કરવાની આશામાં તેણે નંદાને તેડું મોકલ્યું. પણ જીવરામ ટેલભટ્ટ કાચી માયા નહતા. તેમણે કહેણ લઇ આવનાર મારફત રાજાને કહેવડાવ્યું કે 'કોઇ પણ કાર્ય હોય, તમે જાતે અહીં આવી જાઓ. નંદા માટે રાજગઢનાં પગથિયાં ચઢવાનાં ન હોય.'

મલ્હારરાવ નંદાને જઇ મળવાનો નિર્ણય કરી બેઠો.

---

## પ્રકરણ ૩૬ મું — ભૂપતસિંહ આવ્યો

જીવરામ ટેલભટ્ટનું નાનકડું ઘર રાજાનું મંત્રણાસ્થળ બનવાનું મહત્વ બીજી વખત પામ્યું. એ જ ઘરમાં મલ્હારરાવ નંદાને સમજાવવા એક વખત આવી ગયો હતો. ટેલભટ્ટને મન એ મહત્વની કિંમત નહતી પણ શહેર આખું એમાં જીવરામ ટેલભટ્ટના ઉત્કર્ષનાં ચિન્હો જોતું હતું. રાજકીય મહત્વને જીવરામ ટેલભટ્ટના જીવનમાં ઉચ્ચ સ્થાન નહતું.

મલ્હારરાવે ટેલભટ્ટના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે નંદા એક પથારીમાં પડી પડી વિચાર કરી રહી હતી. તેની તન્દુરસ્તી છેલ્લા બેએક દિવસથી અસ્વસ્થ હતી. તેને પણ માનસિક વ્યાધિ લાગ્યાનાં ચિન્હો તેના મ્હોં પરથી દ્રષ્ટિગોચર થતાં હતાં.

મલ્હારરાવને આવતો જોઈ તે ઉઠી. બારણામાં ઊભેલા ટેલભટ્ટે રાજાનો સત્કાર કર્યો.

'પધારો મહારાજ!'

કામ કરતાં જીવકોર ભટ્ટાણી અટકી ગયાં અને રાજાજીને બેસવા યોગ્ય આસન મૂકવાની ખટપટમાં પડી ગયાં. આસન મૂકાયું અને મલ્હાર-રાવે તે પર સ્થાન લીધું.

'કેમ છો ભટ્ટજી?' મલ્હારરાવે આસન પર બેસતાં જ ભટ્ટજીને પ્રશ્ન કર્યો. બારણામાં મલ્હારરાવનો અડીખમ ચોકીદાર સુમંત ઊભો હતો.

'મહારાજ! આપના પ્રતાપે સૌ સારાં વાનાં છે.' ટેલભટ્ટે કહ્યું.

'અને નંદા! તું કેમ અસ્વસ્થ લાગે છે?'

'હું? મને તો કાંઈ થયું નથી.' નંદાએ કહ્યું.

'તારી આંખોમાં શોકાશ અને ચહેરા પર સુસ્તી દેખાય છે છતાં તને કાંઈ થયું નથી એ હું શી રીતે માનું?' મલ્હારરાવે સ્મિત કરતાં કહ્યું.

'એ તો મહારાજ! બે દિવસથી તેના શરીરમાં સુસ્તી ભરાઈ હોય તેમ લાગે છે.' ટેલભટ્ટે રાજાના અનુમાનનો સ્વીકાર કરતાં કહ્યું.

'જુઓને ભટ્ટજી! આજકાલનાં છોકરાં સાચું કહેતાં પણ શરમાય છે.' મલ્હારરાવે નંદાને વાતની સપાટી પર લાવી મૂકવાના ઇરાદાથી કહ્યું.

મહારાજ! સાચી વાતમાં શરમ હોય? સત્ય પોતે જ નિર્લજ્જ છે.' નંદા બોલી.

'એમ છે તો પછી સાચી વાત કહેતાં તને શું થાય છે?'

'ભટ્ટજી કાકાએ સત્ય વાત કહી દીધી છે. હવે મારે કહેવાનું રહેતું નથી.' નંદાએ ઉત્તર આપ્યો.

'તારે હજી ઘણું કહેવાનું બાકી છે.'

'શું?' નંદાએ પૂછ્યું.

'ભૂપતસિંહ ક્યારે આવે છે?' મલ્હારરાવે પ્રશ્ન કર્યો.

'હું જાણતી નથી.' નંદાએ કહ્યું. તેનું દિલ છેલ્લા બે દિવસથી અસ્વસ્થ હતું, એ અસ્વસ્થતા ભૂપતસિંહના આવવાના ભણકારાએ ઉપસ્થિત કરી હતી. નંદાની હૃદયવ્યથા નંદા કોને કહે?

'એવું તે હોય? જરૂર સંદેશો આવી ગયો હોવો જોઈએ.'

'તમે પણ મહારાજ! મારામાં વિશ્વાસ નથી રાખતા? હજુ તો તે જેલમાં છે. સંદેશો શું ને વાત શું?'

'ત્યારે તો તું કંઈ નથી જાણતી. ભૂપતસિંહને કેદમાંથી મુક્ત કરી કડી સામે બહારવટું ખેડવામાં મદદ આપવાનું રાવજીએ વચન આપ્યું છે.'

'બને નહિ મહારાજ!' સ્પષ્ટ ઇન્કાર કરતી નંદા બોલી.

'મેં તો સાંભળ્યું છે.' રાજાએ કહ્યું.

'આપને કહેનારની ભૂલ થઈ હશે. કડી સામે થવાની વાત હવે તેમના દિલમાં ન હોય.' દૃઢતાથી નંદા બોલી.

'એ તો તું શું સમજે નંદા! ભારેલો અગ્નિ ક્યારે ભભૂકી ઊઠે તે પ્રભુ સિવાય કોણ જાણે?' મલ્હારરાવે કહ્યું.

'મહારાજ! આપ ભારેલા અગ્નિની વાત કરો છો, ત્યારે મારે કહેવું પડે છે કે તેમના દિલમાં મહારાજ વિશે જે આગ હતી તે રંગમહેલના પેલા પ્રસંગની જાણ પછી અંતર બૂઝાઈ ગઈ છે. હવે પછી તે ભભૂકી ઊઠવાનો આપનો ભય નિરાધાર છે.'

મલ્હારરાવ શરમાયો. નંદાએ રંગમહેલનો પ્રસંગ ભૂપતસિંહને કહ્યો હશે ત્યારે તેના દિલને શું શું થયું હશે? નંદાએ કેટલી સાવચેતીથી એ પ્રસંગ રજુ કર્યો હશે જેથી ભૂપતસિંહના દિલમાં વૈર વધવાને બદલે વૈર શમ્યું હશે?

'એ વાત રૂપતસિંહ સુધી પહોંચી ગઇ?' શરમ સાથે આશ્ચર્યની લાગણી વ્યક્ત કરતાં મલ્હારરાવ બોલ્યો.

'કેમ નહિ? એ પ્રસંગના સ્પષ્ટીકરણથી તો તેમનું માનસ પરિવર્તન પામ્યું.' નંદાએ દિલ ખોલીને વાત કરતાં કહ્યું.

'વાહ! એ પણ અજાયબ થવા જેવું છે. જે પ્રસંગ જાણી વેર વધે તે જ પ્રસંગ જાણી વેર શમન થાય તેવું કરનાર તો મેં તને જ જોઇ.'

'મહારાજ! એ મારી કરામત નથી. મારી રાષ્ટ્રભક્તિએ–રાજા તરફની ભક્તિએ મને એ શીખવ્યું અને મેં કર્યું.' નંદાએ પોતાની કુનેહની સર્વ સફળતા રાજભક્તિને આભારી હોવાની જાહેરાત કરતાં કહ્યું.

'નંદા! તારા જેવી સ્ત્રીઓ કડીનું ભાગ્ય બળવાન બનાવી શકે.' મલ્હારરાવે નંદાના નિરાડંબર માનસને વધાવતાં કહ્યું.

'મહારાજ! મારી ન્યૂનતાઓ હું જાણું છું.'

'ન્યૂનતા પૂરાઇ જતાં માનવી માનવી નથી રહેતું, દેવ બને છે.' રાજાએ નંદાને માનવતાની આદર્શ કક્ષાએ પહોંચેલી કલ્પતાં કહ્યું.

'નાનાં માણસોને વધારે ચઢાવવાથી તેમનામાં વાંકે ભાગે અહંભાવ આવે છે.' નંદાએ પોતાનામાં આરોપાએલા મહાન માનવતાના ગુણોનો અસ્વીકાર કરતાં કહ્યું.

'નંદા! તને નાની ગણવાનું દિલ ના પાડે છે. ભલે ઉંમરે નાની છે પણ તારું હૃદય ઉદાર દિલના સાધુ કરતાં પણ વિશેષ ઉદાર છે.'

'મહારાજ! આપ મારામાં વિશેષતા જોઇને મને વધારે પામર બનાવી રહ્યા છો.' નંદાએ કહ્યું

'કેમ?'

'જે વિશેષતા મારામાં રાજધર્મને કારણે આવી છે તેનો યશ રાજાને–આપને શોભે, મને નહિ. આપના હક્કનો યશ આપ મને આપી મારામાં પામરતાનો પ્રવેશ પામવાની શક્યતા ઊભી કરો છો.' નંદા બોલી.

'નંદા! તું આટલી હદે પહોંચેલી હશે, તેનો મને સ્વપ્નેય ખ્યાલ નહતો. તું મહાન છે.'

'મહારાજ! આપના પગની રજ છું.' કહી નમન કરી મલ્હારરાવ બેઠો હતો તે તરફ હાથ લંબાવી પાછો ખેંચી પોતાને મસ્તકે રજ

ચડાવ્યાનો અભિનય કર્યો. રાજાનો નંદાની રાજભક્તિ વિશેનો ખ્યાલ એકાએક વધી ગયો. તેણે નંદામાં કડીની રાજભક્તિ સદેહે જોઈ. હૃદયના ઊંડાણથી તેણે નંદામાં જાગૃત થએલી એ રાજભક્તિને પ્રણામ કર્યા.

ત્યાં બહાર કોઈ સવાર આવતો હોય તેમ ઘોડાના ડાબલા સંભળાયા.

'કોણ છે?' ની પૃચ્છા મલ્હારરાવ કરે તે પહેલાં તો ભૂપતસિંહનું અમભર્યું મુખ બારણાંમાંથી દેખાયું.

'ઓહો! ભૂપતસિંહ ઠાકોર? આવો.' પહેલો સત્કાર જીવરામ ટેલભટ્ટે કર્યો.

ભૂપતસિંહે મલ્હારરાવને આમ એકાએક જોવાની આશા રાખી નહતી.

મલ્હારરાવ માટે પણ આ પળ અણચિંતવી હતી.

બન્નેમાંથી એકેને શું બોલવું તે સુઝતું નહતું. નંદા માટે તો મૌન અનિવાર્ય હતું.

પરિસ્થિતિથી વાકેફ જીવરામ ટેલભટ્ટે આવી પડેલી અણચિંતવી પળને સામાન્ય બનાવી દેવાનો શ્રમ કરતાં મલ્હારરાવને કહ્યું.

'મહારાજ! આપ જેમની રાહ જોતા હતા તે ઠાકોર યાદ કરતાં જ આવી પહોંચ્યા છે. હવે નંદાને વિનવણી કરવાની નહિ રહે.'

મલ્હારરાવે એક છૂપી દૃષ્ટિ ભૂપતસિંહ તરફ ફેંકી. ભૂપતસિંહની છૂપી દૃષ્ટિએ એ દૃષ્ટિને પકડી પાડી. બન્નેના મુખપર એક સાથે સ્મિત રેલાયું. જાણે વર્ષોજૂના મિત્રો હોય તેવી ઓળખાણ એ બન્નેના નયનોમાં રમી રહી.

'મહારાજ!' ભૂપતસિંહે મલ્હારરાવને સંબોધન કર્યું.

'ઠાકોર!' મલ્હારરાવે મૃદુભાવથી ઉચ્ચાર કર્યો.

'ઠાકોર નહિ, મહારાજ! એક અદનો સેવક ગણજો.' મલ્હારરાવને નમન કરવા જતાં ભૂપતસિંહ બોલ્યો.

'ના, ના, ઠાકોર! મારી એ લાયકાત નથી.' મલ્હારરાવે કહ્યું.

'માણસ પોતાની લાયકાત પોતાને મોઢે કહેતો નથી. એ તો આપ મેળે વરતાઈ આવે.' ભૂપતસિંહે કહ્યું અને નંદા તરફ જોયું. નંદાની

આંખો ભૂપતસિંહને કહી રહી હતી કે તેણે જે કર્યું હતું તે યોગ્ય જ કર્યું હતું.

'ઠાકોર! તમારો મ્હેં અક્ષમ્ય અપરાધ કર્યો છે.'

'તે અપરાધનું પ્રાયશ્ચિત્ત આપે નંદાને નિષ્કલંક રાખી કરી બતાવ્યું છે.' ઠાકોરે કહ્યું.

'એ તો નંદાની વીરતાનું પરિણામ છે. હું તો પામર હતો.' મલ્હારરાવે ચોખવટ કરી.

'છતાં આપની ઉદારતાનું એ પરિણામ છે.' ઉપકાર માનતો હોય તેમ ભૂપતસિંહ બોલ્યો.

ઉપકાર અને આભારની લેવડદેવડ ચૂકવતા બન્ને રાજવીઓ ક્યારે અટકશે તેની નંદા અને ટેલભટ્ટને ફીકર થઇ પડી.

'તમારું વડોદરાનું કેમ ચાલે છે?' ટેલભટ્ટે વચ્ચે પૂછ્યું.

'વડોદરાનો રંગ પલટાઇ ગયો છે.'

'એટલે?' મલ્હારરાવે પૂછ્યું.

'અંગ્રેજો ઉપર રાજસત્તા નિર્ભર છે. આનંદરાવ દમ વિનાનો છે અને રાવજી કાંઇ કરી શકે તેમ નથી. આરબો માથે ચઢી વાગ્યા છે. આ અંગ્રેજો ન આવ્યા હોત તો આનંદરાવને ભારે પડી જાત. તમે પણ જબરું પકડી બેઠા છો. કાનોજીરાવ બિચારો ક્યાંય સડે છે અને તેના નામથી તમે બળવો જગાવી બેઠા છો.' ભૂપતસિંહે મલ્હારરાવને કહ્યું.

'મેં આ કામ ન ઉપાડ્યું હોત તો વડોદરાની સાન ઠેકાણે ન આવત.' ભૂપતસિંહને પડખે ઊભેલો જોઇ હિંમત આવતાં મલ્હારરાવ બોલ્યો.

'પણ મહારાજ! વડોદરાને પહોંચી વળવું મુશ્કેલ છે.' ભૂપતસિંહે અનુભવી વાણી ઉચ્ચારી.

'એ તો જોયું જશે પણ તમે આવ્યા એટલે મારી અડધી ચિંતા ઓછી થઇ.' મલ્હારરાવે કહ્યું.

નંદા, ટેલભટ્ટ અને ભૂપતસિંહ રાજાની એ ચિંતાનો વિચાર કરતાં મલ્હારરાવ સામે જોઇ રહ્યાં.

---

## પ્રકરણ ૩૭ મું — સુખદુઃખના સાથી

સુખાસનપર આરૂઢ થએલા મલ્હારરાવે ભૂપતસિંહ મળવા આવ્યાના સમાચાર જાણી હર્ષનો અનુભવ કર્યો.

'સુમંત! એ તો મારો પુરાણો દોસ્ત છે. તેને અટકાવાય નહિ.' ભૂપતસિંહને અંદર મોકલવાની સૂચના દેતાં તેણે કહ્યું.

ભૂપતસિંહ આવ્યો હસતો અને હસાવતો. તેના મુખપરથી શ્રમનાં સર્વ ચિન્હો ચાલ્યાં ગયાં હતાં. અત્યારે તો તે તન્દુરસ્ત, સશક્ત અને સ્વરૂપવાન લાગતો હતો. મલ્હારરાવને પણ ઘડીભર અદેખાઇ થઇ આવે એવું તેનું રૂપ હતું.

'પ્રણામ મહારાજ! મઝામાં ને?' આવતાં જ દિશાઓ ભરી દેતું મુક્ત હાસ્ય કરતાં ભૂપતસિંહ બોલ્યો. મલ્હારરાવ તે સ્વાગત માટે સુખાસનેથી ઊઠયો અને વર્ષોજૂના બન્ને વેરી મિત્રો બનીને એક બીજાને બારણામાં જ ભેટી પડ્યા.

'દોસ્ત! મજાની વાત તો પછી, અત્યારે તો બે પળ ભેટી લેવા દે.' મલ્હારરાવે કહ્યું અને બન્ને મિત્રો વિશેષ બળ કરી ભેટી પડ્યા.

છૂટા પડતાં મલ્હારરાવે ભૂપતસિંહનો હાથ પકડી સુખાસન પર પોતાની બાજુમાં જ બેસાડી દીધો.

'મહારાજ! મને એ માન ન શોભે.' સંકોચ પામતાં ભૂપતસિંહ બોલ્યો.

'તારે માટે તો જે કરી છૂટું તે ઓછું છે. ભૂપતસિંહ! હજી ભંકોડા ફરીથી વસાવી આપવાનું છે.'

'એ ચિંતા હવે તમારે ન હોય. સેવક હુકમનો અમલ કરવા હવે પૂરેપુરો ટેવાઇ ગયો છે.' ભૂપતસિંહે ભંકોડાની જવાબદારી વહોરી લેતાં કહ્યું.

'તારા પર જુલમ કરવામાં મેં બાકી રાખ્યું નથી.'

'માટે જ મૈત્રી બાંધવામાં પણ કંઇ બાકી નહિ રાખો.'

'મેનાને હદપાર કરી, ભંકોડા ભાંગ્યું, નંદા પર અત્યાચાર આદરવાનો પ્રયત્ન આદર્યો,...' આગળ બોલવા જતા મલ્હારરાવને અટકાવતાં ભૂપતસિંહે કહ્યું.

'મહારાજ ! એથી તો મારું અહિત નહિ પણ હિત થયું છે. મેનાના જવાથી નંદાને શુદ્ધ વાતાવરણ મળ્યું. નંદા પર અત્યાચાર આદરવાના આપના પ્રયત્ને આપને પવિત્રતા તરફ દોર્યા અને ભંકોડા ભાંગી ભંકોડાના ઠાકોરનું ભાંગેલું દિલ આજે આપે સબળ બનાવ્યું.'

'એ તો મન મનાવવાની વાતો કહેવાય. ભૂપતસિંહ તારું અહિત કરવામાં મેં પાછું વળીને જોયું નથી.'

'હું એ જ આશા રાખું છું કે હવે આપણી મૈત્રીની ગાંઠ મજબૂત કરવામાં પાછું વાળીને જોશો નહિ.'

'તું ઉદારદિલ છે.'

'મહારાજ જેટલો નહિ.'

'મારા જેવો સંકુચિત દિલનો આદમી મને લાગે છે કોઇ શોધ્યો ન જડે.'

'એ તો મહારાજની માન્યતા છે.'

'હું સત્ય કહું છું ભૂપતસિંહ !'

'હું અસત્ય નથી કહેતો મહારાજ !'

'જો, કાનોજીરાવના નામે વડોદરા સામે બાથ ભીડવામાં મારી એ સંકુચિત મનોદશાએ જોર કર્યું છે.' મલ્હારરાવે સ્પષ્ટ બનવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

'શી રીતે ?'

'કાનોજીરાવ સાથે મારે વળી કયા દિવસનો સંબંધ ? તું જાણે જ છે કે કડી કબજે કરવા કાનોજીએ તને બોલાવી લીધેલો. પછી તું જ કહેને કે કાનોજીના કારણે મેં આ જંગ વહોર્યો હશે ?'

'એ તો હું પણ મહારાજને કહું છું કે કાનોજીરાવનું તો ફક્ત બહાનું જ છે.' ભૂપતસિંહ બોલ્યો.

'અને તેની પાછળ કડીનું સ્વતંત્ર રાષ્ટ્ર બનાવવાની મારી મહત્વાકાંક્ષાનો ઉગમ છે.' મલ્હારરાવે કહ્યું.

પણ મહારાજ ! જ્યાં સુધી મેજર વોકર વડોદરા આવ્યો નહતો ત્યાં સુધીનો વડોદરાનો રંગ તો જુદો જ હતો. રાવજી મનમાં ધ્રૂજતો હતો છતાં આનંદરાવને કહી શકતો ન હતો કે કડી લેવું એ લોઢાના

ચણા ચાવવા જેવું છે. આનંદરાવ અજાણ્યો રહે એ તો બને જ કેમ? તેને પણ રાવજીની બીકના ભણકારા આગળથી સંભળાયા હતા, એટલે ફરીથી પદભ્રષ્ટ થવાની બીકમાં ને બીકમાં તેની બિચારાની ઊંઘ ઊડી ગઇ હતી. બહાદુર હતો રાવજીનો ભાઇ વડોદરાનો સેનાપતિ, તેની નજરે તો કડીના બળની ઊંડાઇ મપાઇ ગઇ હતી. એ તો શાહીબાગ બેઠો વારંવાર સંદેશા મોકલતો કે "જરા પણ ગભરાશો નહિ. કડીની ગુંજાએશ આપણને ટપી જાય તેમ નથી."

'ત્યારે અંગ્રેજોની મદદ કેમ માગી?' મલ્હારરાવે પૂછ્યું.

'એ જ મહત્વની વાત છે. પ્રધાન શંકાશીલ હોય તો રાજ્યનું કદિ ઠેકાણું ન પડે. રાવજી બિચારો વહેમનું ઝાડ. કોઇનામાં તો શું પણ પોતાનામાં પણ વિશ્વાસ ન રાખનારો, બીજું શું કરે? અંગ્રેજો એટલા સારા કે ગોવિંદરાવ સાથેના કરારો મુજબનો પ્રદેશ પોતાને હવાલે કરીને બદલામાં મદદ આપવા આવ્યા છે પણ આ પળે તેમણે અડધું રાજ્ય માગ્યું હોત તો પણ રાવજી તે આપતાં પાછી પાની ન કરત. પછી આનંદરાવ અને તેના છોકરાનું તો જે થવાનું હોય તે થાય.'

'કેટલા માણસો સાથે મેજર વોકર આવ્યો છે?'

'ચારસો માણસની ટુકડી લઇને આવ્યાની ખબર છે. તેમાં પણ રાવજીનો વિશ્વાસ જુઓ. મેજર વોકર આવ્યો, સૈન્ય લાવ્યો, મદદ કરવાનુ વચન આપ્યું છતાં રાવજીનું દિલ નિરાંત ન પામ્યું. હું જેલમાં સડતો હતો. ત્યાંથી છોડી મૂકી મને કડી સામે બહારવટું ખેડવા અહીં મોકલ્યો.'

'ત્યારે રાવજી તો એમ જ માનતો હશે કે તું કડી સામે બહારવટું લઇ મને હંફાવીશ.'

'બીજું શું માને?'

'વાહરે રાવજી પ્રધાન વાહ! તારું પ્રધાનવટું વડોદરાનાં મૂળ ન ઉખેડી નાખે તો સારું!'

'એ પણ ઉખડી જાત, જો અંગ્રેજો ન આવ્યા હોત અને...' ભૂપતસિંહ આગળ બોલતાં અટકી ગયો.

'અને ભૂપતસિંહને મુક્ત કરવામાં આવ્યો હોત.' મલ્હારરાવે પૂરું કરતાં કહ્યું.

'એટલું બધું મારું ગજું નહિ મહારાજ! છતાં વડોદરાને બતાવી દેવામાં બાકી ન રાખત.'

'અને હવે?'

'હવે તો અંગ્રેજો આવ્યા છે. તેમના કવાયતી લશ્કર સામે ટકી રહેવાનું આપણે માટે મુશ્કેલ છે.'

'એમ નિરાશામાં કેમ બોલે છે? ભૂપતસિંહ! મલ્હારરાવનું સૈન્ય પણ તાલીમ પામેલું છે.'

'મહારાજ! મેજર વોકરની ટુકડી જેવું નહિ.'

'એ તો રણમાં ખબર.' કહી મલ્હારરાવે ભૂપતસિંહ સામે જોયું. ભૂપતસિંહનું મુખ તેને ઉતરેલું લાગ્યું.

'કેમ મોઢું બગાડયું?'

'મહારાજ! કંઈ નહિ.'

'વગર કારણે?'

'કારણ તો મહારાજ! રાજખટપટ સિવાય બીજું શું હોય? આનંદરાવને ઊંડે ઊંડે પણ તમારા પ્રત્યે લાગણી છે. તેણે રાવજી આગળ તમારી સામે યુધ્ધે ન ચઢવાની ગાંડીઘેલી માગણી કરેલી, એવી વાત મારા સાંભળવામાં આવી હતી.'

'એમાં ઉદાસ થવાનું કારણ?'

'કારણ તો એ જ કે રાજા ઊઠીને હુકમ કરે તેને પ્રધાન અવગણે તે રાજાની લાગણીનો રાજવહીવટમાં ઉપયોગ શો?'

'મને નથી સમજાતું.'

'મહારાજ! આનંદરાવ વિરુદ્ધ જઈ રાવજીએ કડી સામેના જંગને વધાવી લીધો છે. આનંદરાવ હજુ પણ તમને ભાઈ ગણી ભાઈ જેવો સંબંધ રાખવા ખુશી છે.'

મલ્હારરાવ સ્તબ્ધ બન્યો. રાવજીની કિન્નાખોરીએ રાજાની ઇચ્છાને ઠોકરે મારી હજારો માણસોનો વિનાશ વહોરી લીધો હતો.

'ભૂપતસિંહ! સૈન્ય, સાધનો અને સત્તાની દૃષ્ટિએ વિચાર કરતાં વડોદરા આપણને ટપી જાય તેમ છે. જાહેર કરાએલો વિગ્રહ હવે વગર કારણે બંધ કરવામાં આપણું નાક કપાવાનો પૂરો સંભવ છે. આમ યુદ્ધ જીતવાની આશા નથી છતાં યુદ્ધને રોકી શકાય તેમ નથી. આ પરિસ્થિતિમાં શું કરવું તે મને સૂઝતું નથી. હનુમન્તરાવ કલોલમાં છાવણી નાખી પડયો છે તે તો બરાબર કર્યું છે. કડી સંભાળવાની જરુર પણ ખરી. એટલે મારી હાજરી કડીમાં હોય તો પ્રજાને ધીરજ રહે એ વિચારે કડી ન છોડવાનો મારો નિર્ણય છે.'

'મહારાજ! આપે જે કર્યું છે તે યોગ્ય જ કર્યું છે. એક કુશળ યોદ્ધાને છાજે તેવી રીતની તમારી યુદ્ધ અંગેની ગોઠવણ દેખાય છે. હું પણ મારાથી બનતો સઘળો ફાળો આપીશ. એક રાજસેવક પાસેથી મહારાજ જેટલી આશા રાખી શકે તેટલી બલ્કે તેથી પણ વિશેષ સેવા આપવા આ સેવક તૈયાર છે.'

'ભૂપતસિંહ! તું રાજસેવક નહિ પણ મારો સાથી છે. મારા સુખે દુઃખે તારે મારો સાથ છોડવાનો નથી.'

'જે સેવા મહારાજ સોંપશે તે કરવાને આ સેવક વચનથી બંધાય છે.'

'સેવક નહિ ભૂપતસિંહ! સખા કહે.'

'આપ માનો તે મહારાજ!' નમ્ર બનતાં ભૂપતસિંહ બોલ્યો.

'આફતની પળો હવે આવશે. રાણીને તેના જીવની પડી છે. વારંવાર કડી છોડી કોઇ સલામત જગાએ ચાલ્યા જવાની તે હઠ લઇ બેસે છે. હું તે યુદ્ધમાં જાઉં કે રાણીને સાચવું?'

'મહારાજ! આપ ગુસ્સે ન થાઓ તો એક રસ્તો છે.'

'શું?'

'રાવજી જાણે છે કે હું આપની સામે બહારવટે નીકળવાનો છું. જો તે એમ જાણશે કે ભૂપતસિંહ કડીમાં રહી ગયો તો મારામાંથી તેનો વિશ્વાસ ઊઠી જશે. સુખદુઃખમાં સાથી બની રહેવાના સોગંદ લઇને હું આપને વિનંતિ કરું છું કે મને કડીથી દૂર મારી ઠકરાતમાં રહેવા દો.

રાણીબાને ત્યાં મોકલો. હું તેમનું મારી માતાની જેમ જતન કરીશ.' ભૂપતસિંહે નમ્ર બનતાં કહ્યું.

મલ્હારરાવ વિચારી રહ્યો. ભૂપતસિંહનું સૂચન વિચારવા જેવું, અરે વધાવી લેવા જેવું હતું તેમ તેને લાગ્યું. જેની જરુર હતી તે તેને મળી ગયું હોય તેમ લાગ્યું. રાણીનું રક્ષણ કરનાર અને પોતાની પીઠ થાબડનાર તેને ભૂપતસિંહમાં મળી રહેતો હતો. ભૂપતસિંહ જેવા ભડવીરને દુશ્મનમાંથી મિત્ર બનાવી આપવા બદલ મલ્હારરાવે મનમાં ને મનમાં નંદાનો હજારવાર આભાર માન્યો.

× × × × ×

બીજી સવારે રાણીનો રસાલો ભૂપતસિંહની આગેવાની નીચે ભંકોડા તરફ ચાલી નીકળ્યો. રાણીની સાથે તેની નાની બેન જેવી લાગતી નવપરિણીતા નંદા રથમાં બેઠેલી હતી. રસાલાને પાદર સુધી વળાવવા મલ્હારરાવ અને તેના વિશ્વાસુ સૈનિકો ગયા હતા. મલ્હારરાવની સાથે જીવરામ ટેલભટ્ટ પણ નજરે પડતા હતા. રસાલો આગળ વધ્યો અને વળાવવા જનાર પાછા વળ્યા ત્યારે મલ્હારરાવ અને જીવરામ ટેલભટ્ટની આંખમાં આંસુ હતાં. ભટ્ટાણી પણ રડતાં રડતાં સૌની પાછળ ચાલી રહ્યાં હતાં.

ચાલ્યા જતા રથને રોકાવી એક સાધુ જેવા લાગતા ઠીંગણા કદરૂપા માણસે નંદાના હાથમાં એક ચાવી આપતાં કહ્યું.

'બહેન! મેનાબાના ઘરની આ ચાવી લે.' શ્યામળ કદનો દેખાવ અને મુખભાવ જોઇ, ટેલભટ્ટ અને તેમની સ્ત્રીના વિયોગથી રડી રહેલું નંદાનું દિલ, આંસુરૂપે આંખમાંથી વહી રહ્યું.

કોઇની પણ રાહ ન જોનાર સૂર્યદેવે અરુણ સારથિને પોતાના તેજસ્વી રથને જોડેલા પ્રતાપી અશ્વો દોડાવી મૂકવાની આજ્ઞા આપી.

**સમાપ્ત**

## નાકમાંથી લોહી વહેતું હતું...

* હું ઘણા વર્ષોથી દેશી અને પરદેશી ઘણી જાતના તેલો માથાને માટે ઉપયોગ કરતો આવું છું. એક દિવસ મારા એક પરમ મિત્રે (શ્રી રામતીર્થ યોગાશ્રમ મુંબઈ ૪ નું) 'રામતીર્થ બ્રાહ્મી તેલ' (સ્પેશ્યલ નં. ૧) વાપરવા માટે ખાસ સલામણ કરી, તે પ્રમાણે હાલ કેટલાક સમયથી વાપરું છું. તેનાથી મને મહાન ફાયદા થયા—આંખની દૃષ્ટિ વધી ગઈ, યાદશક્તિમાં અનહદ ફેરફાર થયો, ગાઢ નિદ્રા આવે છે, મગજ શાંત રહે છે, માથાનો દુખાવો હંમેશને માટે બંધ થઈ ગયો. નાકમાંથી કોઈક વખત જે રકત પડતું હતું તે પણ બંધ થઈ ગયું છે. વાળ કાળા થવા લાગ્યા છે. અર્થાત જે જે ઘણા વરસની મારી ફરિયાદો હતી તે બધી આ તેલ વાપરવાથી હંમેશને માટે દૂર થઈ ગઈ છે.

મંગળકાંક્ષી : (સહી) **દવે મણીલાલ હરિનારાયણ,** બી. એ. B. A.
(ઓનર્સ) વડોદરા.

## સ્વપ્નો સતાવતા હતા...

* મને ઘણા વર્ષોથી હાઈ બ્લડ પ્રેશરનો ત્રાસ હતો. આને લીધે માથું દુખતું હતું, ચક્કર આવતા હતા, આંખોમાં મોતીઆ પણ આવ્યા, જો કે આ મોતીઆ ઘણા વખતથી ન હતા. જરા જરા વાતમાં મારું મગજ ગરમ થઈ જતું હતું. વાળની ફરિયાદ (નાની ઉમરમાં જ વાળ ધોળા થવા, ખરી પડવા, ટુંકા રહેવા વગેરે) હતી. પાછલી રાતે મને સ્વપ્નાને લીધે ઉંઘ આવતી નહતી. આ સિવાય બીજી અગત્યની ફરિયાદ મગજ અને વાળની હતી. તે બધી ફરિયાદ (શ્રી રામતીર્થ યોગાશ્રમ મુંબઈ ૪ નું) 'રામતીર્થ બ્રાહ્મી તેલ' (સ્પેશ્યલ નં. ૧) નો ઉપયોગ કરવાથી દૂર થયેલ છે. હું પહેલાં **પરદેશી તેલો પર વધુ મોહ રાખતી હતી** પરંતુ મેં આ તેલ વાપરીને સચોટ અનુભવ લીધા પછીજ મારો પ્રેમ દેશી તેલો ઉપર અત્યંત વધ્યો છે. આ તેલ વાપરવાથી ઘણા ફાયદા થયા છે તે મારે ખાત્રીથી કહેવું પડશે.

લી૦ કુ. **પ્રેમલતા હર્ષદકુમાર** દિવાન મદ્રાસ.

## ગોળવાલા કલાસમાં જોડાવું

## એટલે કે મેટ્રીકમાં ઝટ પસાર થઇ જવું-

આજ ૩૯ વર્ષ થયાં ગમે એવા નબળાઓ પણ સ્કુલ કરતાં જલદી કલાસો ચઢીને મેટ્રીકમાં પસાર થઈ જવાના પુરાવાઓ મોજુદ છે. એક વર્ષમાં બે કલાસો ચઢવાનો મોટો લાભ. ટાઇમ ૧૧ થી ૫. બધી બાબદો નહીં શીખે તેઓ કામજોગું ઇંગ્રેજી, ઉપરાંત હીસાબ, વેપારી જ્ઞાન માત્ર એકજ સાલમાં મેળવી શકે છે.

બહારગામવાસીઓ માટે ખાસ હોસ્ટેલ છે.

ઓરએ મ્યુચ્યુઅલ બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

(ટે. નં. ૩૧૫૮૨)



જમ્યા પછીની બીજી પળે

## સ્વાદિષ્ટ મુખવાસો અને

## શુધ્ધ બોરલી સોપારી

ખરીદવાનું મુંબઈમાં મશહુર સ્થળ

## એમ. નાનાલાલ સોપારીવાલા

ભુલેશ્વર, કબુતરખાના, હાઉજીની ગલીની સામે. ટે. નં. ૨૦૭૨૪.

તા. ક. બદામ તથા પીસ્તાના રોલા અમારે ત્યાં હમેશાં તાજા મળશે

